'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય' ગ્રંથાવલિ

ક્રમાંક ૯

# ગાંધી=શિક્ષણ

(મહાત્માજીના જ શબ્દોમાં)



ભાગ ૯

## રાજ્યનીતિ



પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

## આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઈ.

૨. વ્યવસ્થાપક—'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઇ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના જાણીતા પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ જાણીતી ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઈ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૯

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૯

---

# રાજ્યનીતિ

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઇ.

૧૯૨૩

કિંમત રૂ. ૧-૪-૦

“ शठं प्रत्यपि सत्यम् ”

× × ×

મેં મારૂં બધું જીવન રાજકીય પ્રવૃત્તિમાં જ વ્યતીત કર્યું છે. મે ધાર્મિક પ્રવૃત્તિને રાજકીય પ્રવૃત્તિથી ભિન્ન નથી ગણી. રાજકીય પ્રવૃત્તિમાં ધર્મવૃત્તિ દાખલ કરવાનો ગોખલેનો મત્ર મેં હમેશાં માન્યો છે અને તેનો યથાશક્તિ અમલ કર્યો છે.

× × ×

સ્વેચ્છાનું મરણ એ જ મુક્તિ છે. હિંદુઓની માન્યતા મુજબ તે ઉંચામાં ઉંચી મોક્ષદશા એ જ છે કે માણસ સ્વેચ્છાપૂર્વક પોતાના શરીરને અર્પણ કરી દે અને શારીરિક સુખ–દુઃખને વિષે તદન ઉદાસીન બને. વ્યવસ્થિત સ્વરૂપની રાજદ્વારી મુક્તિની દશા એ વધુ ઉંચી મોક્ષદશાનું પૂર્વ પગથિયું છે તેથી રાજદ્વારી મુક્તિને પામવા ખાતર આપણે ખુશીથી આપણાં માલમિલ્કત અને આપણા દેહ સુદ્ધાં આપવા તૈયાર થઈએ એ દરેક રીતે યોગ્ય જ છે.

મુંબઈ નં. ૯૩ ચોચપોકલી પરેલ રોડ પર લૅડી નોર્થકોટ હિન્દુ ઑરફનેજ કે. એન.
સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઈ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું—અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી—એટલે કે 'દેવતાઈ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ—જડતા તરફ—એમની ગતિ થતી ગઈ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઈ, ચેતનશક્તિ સૂઈ ગઈ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઈ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા મૂનેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી—ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઈ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી—નહિ સમજાતી—કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યાં, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યક્તિ તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યક્તિના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યક્તિમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યક્તિગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણસુધારક અને શિક્ષણપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરૂં પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજો કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઇ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન—વચન—કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઇએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમાં લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી–લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી–સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ સજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના–મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી–વંચાવી–સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ–સંન્યાસી–બાવા–ફકીર–મુલ્લાં–મૌલવી–પાદરીઓએ તેમ જ મંદિર–દેવળ–દેરાસર–મસ્જિદ–ઉપાશ્રય–અગિયારી–ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી–કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી–બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા પ્રાપ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સૂચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલકત હોઇ આ પુસ્તકોનો 'કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી-છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સિદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દૃષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર, અમારા કાર્યાલયના સેવાવૃત્તિવાળા ભાઇઓ સહિત સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓકટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હક્કના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટ્સ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટ્સે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઈ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલૅટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઈ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઈમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.




'નવજીવન.' પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશકઃ રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશકઃ મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશકઃ જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'<br>'સર્વોદય.' } પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશકઃ ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઈ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશકઃ સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.




# અનુક્રમણિકા.



# ગાંધી=શિક્ષણ.

## રાજ્યનીતિ.

### ૧. આપદ્ધર્મમાં બ્રહ્મચર્યનું સ્થાન.

૧. 'બ્રહ્મચર્ય' એ સંસ્કૃત શબ્દ આપણને શાસ્ત્રોમાંથી મળેલો છે, અને તેનો મહિમા આપણે બ્રહ્મચર્યનો જે સામાન્ય અર્થ કરીએ છીએ, તેથી અનેક ગણો વધારે ગવાયેલો છે. બ્રહ્મચર્ય એટલે સર્વ ઇંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ. જે પૂર્ણ બ્રહ્મચારી છે, તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી. પણ આ આદર્શ સ્થિતિ હોઇ તેટલે સુધી પહોંચેલા માણસો જવલ્લે જ જોવામાં આવે છે. એને ભૂમિતિમાંની સરળ રેખાની ઉપમા આપી શકાય, જે માત્ર કલ્પનામાં જ રહે છે; પ્રત્યક્ષ કદિ નથી દોરી શકાતી. આમ છતાં એ એક મહત્ત્વની વ્યાખ્યા છે, જે ભૂમિતિમાં ભારે ભાગ ભજવે છે. તે જ પ્રમાણે સંપૂર્ણ બ્રહ્મચારી ભલે કલ્પનામાં જ રહી શકતો હોય, છતાં એને આપણે જો રાતદિવસ આપણી આંખ સામે ન રાખીએ, તો આપણી સ્થિતિ સુકાન વગરના વહાણના જેવી થઇ પડે. એ કાલ્પનિક સ્થિતિને જેમ વધુ વધુ પહોંચવાનો પ્રયત્ન કરીશું, તેમ તેમ આપણે સંપૂર્ણ થઇશું.

૨. પણ આ વિશાળ અર્થને છોડી અત્યારે તો 'વીર્યરક્ષા'ના અર્થમાં જ બ્રહ્મચર્યની વાત કરવા ઇચ્છું છું. હું માનું છું કે મન, વાણી અને

કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઈ શકે, અને જે પ્રજામાં આવા સ્ત્રીપુરુષો નથી એની અધોગતિ ચોક્કસ છે.

૩. હું આપણા રાષ્ટ્રીય ઉત્થાનની આ ઘડીની સ્થિતિએ એક અલ્પ-કાળના અનુષ્ઠાન તરીકે જ બ્રહ્મચર્યની સર્વોપરી અગત્ય પ્રજાને ઠસાવવા મથી રહ્યો છું. દેશમાં આજે રોગ, દુષ્કાળ, દારિદ્ર્ય અને પ્રત્યક્ષ ભૂખમરો લાખો લોકોને ભરખી રહ્યો છે. ગુલામીના ચક્રમાં આપણે એવા તો સૂક્ષ્મ રીતે દબાઈ રહ્યા છીએ કે આપણામાંના ઘણાને તો એની ઓળખ સરખી નથી રહી; ઉલટા આપણી અત્યારની આર્થિક, માનસિક અને નૈતિક અવનતિની સ્થિતિને તેઓ ઉન્નતિની સીડી માની રહ્યા છે! હિન્દુસ્થાનને માથે લદાયેલાં રાક્ષસી લશ્કરી ખર્ચો, લૅન્કેશાયરના અને બીજા બ્રિટિશ વેપારીઓના લાભની જ દૃષ્ટિ રાખીને ઇરાદાપૂર્વક બાંધવામાં આવેલું આ દેશનું આર્થિક ધોરણ અને જૂદાં જૂદાં સરકારી ખાતાંઓ ચલાવવાની ઉડાઉ પદ્ધતિ—આ બધાથી હિન્દુસ્થાન એટલું નિચોવાય છે કે રોગાદિ સામે બાથ ભીડવા તેનામાં જોઈતી તાકાત નથી રહી. ગોખલેજીના શબ્દોમાં હાલની રાજ્યપદ્ધતિએ પ્રજાની પ્રગતિને એટલે દરજ્જે સોરી નાખી છે કે આપણામાંના ઉંચામાં ઉંચાને પણ નીચા નમવું પડ્યું છે.

૪. અમૃતસરમાં તો હિન્દને પેટે ચલાવવામાં આવ્યું. ઇરાદાપૂર્વક કરવામાં આવેલું પંજાબનું પ્રજા-અપમાન અને હિન્દી મુસલમાનોને આપવામાં આવેલાં વચનોનો બેશરમી અને ઉદ્ધતાઈભર્યો ભંગ, પ્રજાનાં નૈતિક દારિદ્ર્યનાં તાજાં ઉદાહરણ છે. એ આપણા અંતરાત્મા પર જ કાપ મૂકે છે. આ બે જૂલમોને મૂંગે મોંએ આપણે સાંખી લીધા કે પ્રજાને હતવીર્ય અને બાયલી કરી મૂકવાની ક્રિયા સંપૂર્ણ થઈ એમ સમજવું.

૫. જેઓ આ બધું સમજે છે, તેમને આવી અધોગતિનાં વાતાવરણની વચ્ચે આજે સંતાનની ઉત્પત્તિ કરવી એ શું લાજમ છે? જ્યાંસુધી આપણે લાચાર અને દીનહીન છીએ, રોગ અને દુષ્કાળથી ઘેરાયેલા

છીએ, ત્યાંસુધી સંતાન ઉત્પન્ન કરીને આપણે દેશમાં કેવળ ગુલામો અને અલ્પપ્રાણ માઇકાંકલાઓની જ સંખ્યા વધારીશું. જ્યાંસુધી હિન્દ સ્વતંત્ર ન થાય, ભૂખમરાથી ઉગરી ન જાય અને દુષ્કાળ કૉલેરા, ઇન્ફ્લ્યુએન્ઝા—ચેપી રોગો ઇત્યાદિથી બચવાનાં જ્ઞાન તથા સાધન ન સંઘરી લે, ત્યાંસુધી સંતાન પેદા કરવાનો આપણને અધિકાર નથી. જન્મસંખ્યાની યાદીઓ મારા વાંચવામાં આવે છે, ત્યારે મને જે દિલગીરી થાય છે, તે હું વાંચકવર્ગ આગળ છૂપાવી શકતો નથી. મરજ્યાત સંયમ અખત્યાર કરીને પ્રજોત્પત્તિ મુલતવી રાખવાની પ્રજાને સલાહ આપવા બાબત મેં વર્ષોનાં વર્ષો સુધી ચિંતન કર્યું છે, અને હું એવા નિર્ણય પર આવ્યો છું કે એવી સલાહ આજે પ્રજાને આપવામાં લેશમાત્ર નુકસાન નથી; ઉલટું એ જ અત્યારે ધર્મ છે. હિન્દુસ્થાન અત્યારે તેની હાલની પ્રજાનું પણ ઘટતું પાલનપોષણ કરવા પૂરતાં સાધન વગરનું થઇ પડ્યું છે, અને એનું કારણ એ નથી કે એની પ્રજા વધી પડી છે, પણ એ છે કે હિન્દુસ્થાન આજે વિદેશીઓની ઝુંસરી તળે છે, અને એ વિદેશીઓના અંતરમાં એને દિવસે દિવસે વધુ અને વધુ ફોલી ખાવાની દાનત વિના બીજું કશું નથી.

૬. આ પ્રજોત્પત્તિ રોકવી કેમ કરીને? યુરોપની ઢબે અનીતિના કે કૃત્રિમ ઉપાયો દ્વારા નહિ, પણ આપણા જીવનને કેળવીને અને સંયમ પાળીને. માબાપોએ છોકરાંઓને બ્રહ્મચર્યપાલનના પાઠ આપવા ઘટે. હિન્દુ શાસ્ત્રાનુસાર છોકરાને વહેલામાં વહેલો ૨૫ મે વર્ષે પરણાવી શકાય. જો હિન્દુસ્થાનની માતાઓને સૂઝી જાય કે છોકરાંઓને છોકરાછોકરીઓની ઉમ્મરમાં પરણાવવાં એ મહાપાપ છે, તો આપણાં અર્ધાં લગ્નો આપોઆપ જ બંધ થઈ જાય તેમ છે. વળી આપણે ત્યાંની છોકરીઓ હિન્દુસ્થાન ઉષ્ણ દેશ હોવાથી વહેલી વયમાં આવે છે એ વહેમમાંથી પણ આપણે એકદમ ઉગરી જવું જોઇએ. આથી વધારે ખોટો બીજો કોઈ વહેમ મેં જોયો નથી. હું હિમ્મતથી કહું છું કે હવાપાણીને યુવાવસ્થાની જોડે કશી લેવાદેવા નથી. અકાળે જુવાની આવી જાય છે તે આપણાં કુટુમ્બોમાં આજે જે માનસિક અને નૈતિક વાતાવરણ પ્રવર્તે છે તેને કારણે છે. માતાઓ

અને ઘરનાં વડિલો નિર્દોષ છોકરાંઓનાં મન ઉપર બચપણથી જ અમુક વર્ષની ઉમ્મરે પહોંચતાં જ પરણવા અગર સાસરે જવું પડવાની વાત ઠસાવવાને પોતાનો ધર્મ સમજે છે. બચપણથી જ-ક્યાંક ક્યાંક તો પારણામાંથી જ-એમનાં સગાઇ વેવિશાળ કરી દેવામાં આવે છે! એમને જે રીતે તૈયાર કરેલો ખોરાક ખવડાવવા પીવડાવવામાં આવે છે, જે રીતે એમને પહેરાવવા ઓઢાડવામાં આવે છે, એ બધું એમનામાં વિકારોને વહેલા જાગ્રત કરવામાં મદદ કરનારૂં હોય છે.

૭. આપણી પોતાની લ્હાવા લેવાની બળતરા તૃપ્ત કરવા અગર આપણાં મિથ્યાભિમાનને સંતોષવાની ખાતર આપણે છોકરાંઓને પૂતળાં પૂતળીઓની જેમ શણગારીએ છીએ. મેં સંખ્યાબંધ છોકરાંઓને ઉછેર્યાં છે અને જોયું છે કે છોકરાં તો તેમને ગમે તે જાતનાં કપડાંલત્તાં આપો, તોપણ વગર હરકતે લઇ શકે છે અને પહેરીને રાજી થાય છે. આપણે એમને ખોરાકમાં અનેક જાતના મસાલા અને વસાણાંવાળી ગરમ ચીજો ખવડાવીએ છીએ; અને તે પચાવવાની એમની શક્તિ તરફ આંધળાં રહીએ છીએ. આનું સ્વાભાવિક પરિણામ એક જ આવી શકે: અકાળ યૌવન અકાળ સંતતિ, અને અકાળ મૃત્યુ. માબાપના વર્તનનો વસ્તુપાઠ શીખવામાં છોકરાં વાર લગાડતાં નથી. તેમનો સ્વચ્છંદ છોકરાંઓને પૂરેપૂરાં નિરંકુશ બનવાને દાખલાની ગરજ સારે છે. અકાળે થતા દરેક સંતાનજન્મની વેળાએ કુટુમ્બમાં વધામણીઓ ખવાય છે, સાકરો વહેંચાય છે અને ખુશાલી ફેલાય છે! આવા વાતાવરણ વચ્ચે આપણામાંનો આજનો સ્વચ્છંદ પણ ઓછો જ છે એમ કોઈ કહે તો ખોટું નથી.

૮. આપણને દેશના હિતની જોડે કશી નિસ્બત હોય, હિન્દુસ્થાન મજબૂત બાંધાનાં સુંદર અને કદાવર સ્ત્રીપુરુષોની પ્રજા બને એવી ઇચ્છા હોય, તો આપણે આજ સંપૂર્ણ સંયમ અખત્યાર કરી હાલ તરતને માટે પ્રજોત્પત્તિ કરવી તદ્દન બંધ કરી દેવી જ જોઇએ એ વિષે મને લેશ પણ શંકા નથી. આ સલાહ હું નવાં પરણેલાં જોડાંઓને પણ આપું છું. એકાદ કામમાં ન જ પડવું એ તેમાં પડીને અટકવા કરતાં વધુ સહેલું છે. મદ્યમાંસમાં આજસુધીની જીંદગી ગાળનારને સારૂં એ વસ્તુઓનો

ત્યાગ જેટલો કઠણ છે, તેટલો જેણે એનું સેવન કર્યું જ નથી એવાને માટે નથી. પડીને ઉભા થવું એના કરતાં ઉભા જ રહેવું એ અનંતગણું વધુ સહેલું છે. જેની વાસનાઓ તૃપ્ત થઈ ચૂકી છે એને જ સંયમનો ઉપદેશ કરવો ઘટે એ દલીલ ભૂલભરેલી છે. તેવી જ રીતે જે શરીરે જ દુર્બળ અને તવાઈ ગયેલો છે, તેને પણ સંયમનો ઉપદેશ કરવામાં કશો અર્થ નથી. મારો તો આગ્રહ જ એ છે કે આપણે જુવાન હોઇએ કે વૃદ્ધ, તૃપ્ત હોઇએ કે અતૃપ્ત, ગમે તે ભૂમિકા ઉપર હોઇએ, તોપણ આપણી ગુલામીનાં વારસ પેદા કરતા આજે આપણે એકદમ અટકી જવું જોઇએ.

૯. માબાપોને અહિંજ કહી લઉં કે મિલ્કત ભોગવટો, વારસો અને વંશ એ બધી ભ્રમણાઓની જાળમાં પ્રભુની ખાતર અત્યારે ફસાતા ના. પાપ કરતાં, સ્વચ્છંદમાં પડતાં પહેલાં મુહૂર્ત જોવાં, જોષ જોવડાવવા, ઢીલ કરવી, અને અંતે ઉગરી જવું; પણ સંયમનો નિશ્ચય કરવામાં, તેનું પાલન શરૂ કરી દેવામાં કોઇની ઘડી રાહ જોવી નહિ. આ સત્સિદ્ધાંત છે.

૧૦. પ્રજા જે વખતે એક જબરદસ્ત સરકાર જોડે જીવલેણ લડતમાં ઉતરી છે, તે વેળાએ તેની સામે મૂકવા આપણે આપણું શારીરિક, ભૌતિક, નૈતિક, આધ્યાત્મિક બધું જ બળ એકત્રિત કર્યે છૂટકો છે.

૧૧. ઇષ્ટસિદ્ધિની ખાતર જેને આપણે અત્યારે સૌથી વધુ કિંમતી ગણી, તે સાધ્ય વસ્તુ મેળવવાની ખાતર બીજી બધી વસ્તુઓને હોમી દીધા સિવાય ચાલવાનું નથી. આપણા ખાનગી જીવનને આમ શુદ્ધ કરી નિષ્પાપ અને પવિત્ર બનાવ્યા વિના ગુલામગીરી કોઈ કાળે આપણાં કપાળમાંથી ભૂસાવાની નથી. આજની સરકારને આપણે પાપી ગણીએ છીએ તેટલા ઉપરથી ખાનગી સદ્ગુણની બરોબરીમાં અંગ્રેજોને આપણા પ્રતિસ્પર્ધી માનવાનું જો આપણે છોડી દઇશું, એમને તિરસ્કારીશું, તો ભારેમાં ભારે ભૂલ કરીશું. સ્વભાવસિદ્ધ સદ્ગુણોનો કશો યે ધાર્મિક આડંબર કર્યા વગર તેઓ બીજા નહિ તો શારીરિક ગુણો મોટા પ્રમાણમાં પાળે છે જ. આ દેશના રાજકાજમાં ગુંથાયેલા અંગ્રેજોમાં બ્રહ્મચર્ય પાળનારાં સ્ત્રીપુરુષોની સંખ્યા આપણા કરતાં વધારે છે. આપણામાં થોડીક જૈન સાધ્વીઓ કે

જોગણો છે, તેમની કશી જ અસર આપણા રાજદ્વારી જીવન પર નથી. આ સિવાયની બ્રહ્મચારિણીઓ તો આપણામાં છે જ નહિ એમ કહીએ તો ચાલે, જ્યારે યુરોપમાં હજારો સ્ત્રીઓ આ સદ્‌ગુણ એક સામાન્ય વસ્તુ તરીકે પાળતી મળી આવશે.



# ૨. રાજકીય પ્રવૃત્તિનો પ્રારંભ.

૧. હંમેશાં બીજ જોવામાં આવતું નથી. બીજ પોતાનું કામ માટીની નીચે કરે છે, અને પોતે નાબૂદ થાય છે, ત્યારે ઝાડ જમીન ઉપર જોવામાં આવે છે.

૨. આપણે ધારતા આવ્યા છીએ કે અરજી કરવી અને અરજી કરતાં દાદ ન મળે તો સહન કરવું, જોકે અરજી તો કર્યા જ કરવી. બંગાળના ભાગલા પછી લોકોએ જોયું કે અરજીની પાછળ બળ જોઇએ. લોકોમાં સહનશક્તિ જોઇએ, આ નવો જુસ્સો તે બંગભંગનું મુખ્ય પરિણામ ગણાય. તે જુસ્સો ત્યાર પછીનાં છાપાનાં લખાણોમાં જોવામાં આવ્યા. લખાણો કડક થવા લાગ્યાં. જે વાત લોકો બીકમાં કે છાની કરતા તે જાહેરમાં થવા-લખાવા-લાગી. સ્વદેશી હિલચાલ ચાલી. અંગ્રેજને જોઇને નાના મોટા નાસતા તે બીતા બંધ થયા. મારામારીથી પણ ન ડર્યા. જેલ જવામાં હરકત ન ગણી.

૩. [આ પ્રમાણે બંગાળના ભાગલાનું કારણ સરકારની રાજ્યનીતિ અને આપણા અસંતોષનું કારણ બંગાળના ભાગલા હોવાને લીધે સરકારની રાજ્યનીતિ પ્રત્યે આપણને અસંતોષ થયો.]

૪. મી. હ્યુમ હંમેશાં કહેતા કે હિન્દમાં અસંતોષ ફેલાવવાની જરૂર છે. તે અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે. જ્યાંસુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે, ત્યાંસુધી તેને તેમાંથી નિકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવો જ જોઇએ. ચાલુ ચીજનો અણગમો પેદા થાય, ત્યારે જ તેને નાખી દેવાનું મન થાય.

૫. [અસંતોષમાંથી અશાંતિ પેદા થાય છે, અને] અશાંતિ સિવાય શાંતિ નથી, પણ તે અશાંતિ આપણી પોતાની. આપણાં

મન જ્યારે વલોવાઈ જશે, આપણે જ્યારે દુઃખના અગ્નિમાં ખૂબ તપીશું, ત્યારે જ ખરી શાંતિ પ્રાપ્ત કરી શકવાના છીએ.

૬. સરકારે પોતાનો કાબુ હંમેશાં લોકોનું ધ્યાન ચૂકાવીને ટકાવ્યો છે. દર્દ એક હોય અને બતાવે બીજું. બંગાળીઓને ભાગલાનું દર્દ હતું. તે દર્દને માટે તેઓનાથી ગોળા ફેંકાયા, તો તે ગોળાને ફેંકવાને દર્દ કહી પહેલું દર્દ ભૂલાવી દેવાનો પ્રયત્ન કર્યો, અને ગોળાને બહાને નિર્દોષને રંજાડવા અને લોકોને નપુંસક બનાવવાની યોજના રચી. તેવું જ દર્દ રૉલટ ઍકટનું. તે દર્દની ધુનમાં પંજાબને સન્નિપાત થયો. એ સન્નિપાતને મટાડવા સારૂ હત્યાકાંડ રચ્યો અને મૂળ દર્દને છૂપાવવા પ્રયાસ કર્યો.



# ૩. હિંદની પરતંત્રતાનાં કારણો.

૧. એક ભાઈ પૂછે છે કે "હિન્દુ રાજ્યો નાશ પામ્યાં એનું કારણ શું એ નથી કે લોકોમાં આધ્યાત્મિક ભાવના ઘણી વધી પડી?" હું એમ નથી ધારતો. ખરી વાત તો એ છે કે દરેક વખતે આધ્યાત્મિકતા અથવા નૈતિક જોસની ખામીને લીધે હિંદુઓ હાર્યા છે. રજપૂતો નજીવી બાબત ઉપર માંહોમાંહે લડી મર્યા, તેથી દેશ ખોઈ બેઠા. લોકોમાં વ્યક્તિગત વીરતાની મણા ન હતી, પરંતુ સાચી આધ્યાત્મિકતાની તો તે વખતે ઊણપ જ હતી. રાવણ હારી ગયો, અને રામ તેના વાનર સૈન્ય વડે જીત્યા, તેમાં રામની આધ્યાત્મિકતા સિવાય બીજું કારણ કયું છે? પાંડવો શું તેમના ચડિયાતા આધ્યાત્મિક બળના પ્રતાપે જીત્યા નથી? ઘણી વાર આપણે આધ્યાત્મિક જ્ઞાન અને આધ્યાત્મિક અનુભવ વચ્ચે ગોટાળો કરી નાખીએ છીએ. શાસ્ત્રો જાણ્યાં અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરી એટલે આધ્યાત્મિકતા આવી જતી નથી. એ તો હૃદયના સંસ્કારની, અમાપ બળની વાત છે. આધ્યાત્મિકતાનો મૂળ પાયો નિર્ભયતા છે, ડરપોકમાં નીતિબળ સંભવે જ નહિ.

૨, હિંદુસ્થાન અંગ્રેજે લીધું નથી, પણ આપણે તેને દીધું છે. હિંદુસ્થાનમાં તેઓ પોતાના બળે નથી ટકી શક્યા, પણ આપણે તેઓને રાખ્યા છે, તે કેમ એ જોઈએ. તમને યાદ આપું છું કે આપણા દેશમાં તેઓ અસલ વેપાર અર્થે આવ્યા. તેઓ રાજ્ય કરવાનો ઇરાદો પણ નહોતા રાખતા. કંપનીના માણસોને મદદ કોણે કરી? તેઓનું રૂપ જોઈને કોણ મોહાઈ જતું? તેઓનો માલ કોણ વેચી આપતું?

૩. ઇતિહાસ પૂરાવો આપે છે કે આપણે જ બધું કરતા. પૈસો જલદી મેળવવાના હેતુથી આપણે તેઓને વધાવી લેતા. આપણે જ તેઓને મદદ

કરતા. મને ભાંગ પીવાની આદત હોય અને ભાંગ વેચનારો મને ભાંગ વેચે, તેમાં મારે વેચનારનો વાંક કહાડવો કે મારો પોતાનો? વેચનારનો વાંક કહાડવાથી મારૂં વ્યસન કંઈ જવાનું છે? તે વેચનારને હાંકી કહાડીશું, તો શું બીજો મને ભાંગ નહિ વેચે? હિન્દુસ્થાનના ખરા સેવકે બરોબર શોધ કરી મૂળ તપાસવું પડશે. મને બહુ ખાવાથી અપચો થયો હશે, તો હું પાણીનો દોષ કહાડી અપચો દૂર નહિ કરી શકું. તબીબ તો એ કે જે દર્દનું મૂળ શોધે. તમે હિંદી રોગીના તબીબ થવા માગો છો? તો તમારે દર્દનું મૂળ શોધ્યે જ છૂટકો છે.

૪. આપણે જોયું કે અંગ્રેજી વેપારીને આપણે ઉત્તેજન આપ્યું, ત્યારે તેઓ પગપેસારો કરી શકયા. તેમ જ જ્યારે આપણા રાજાઓ માંહોમાંહે લડવા લાગ્યા, ત્યારે તેઓએ કંપની બહાદુરની મદદ માગી. કંપની બહાદુર વેપારમાં અને લડાઈના કામમાં કુશળ હતી. તેમાં તેને નીતિ–અનીતિની નડતર ન હતી. વેપાર વધારવો અને પૈસા કમાવા એ તેનો ધંધો હતો. તેમાં જ્યારે આપણે મદદ આપી, ત્યારે તેણે મદદ લીધી અને પોતાની કોઠીઓ વધારી.

૫. કોઠીનો બચાવ કરવા તેણે લશ્કર રાખ્યું; તે લશ્કરનો આપણે ઉપયોગ કર્યો. આ વખતે હિન્દુ–મુસલમાન વચ્ચે વેર પણ ચાલતું હતું, તેમાં કંપનીને લાગ મળ્યો. આમ બધી રીતે કંપનીનો કાબુ હિન્દુસ્થાનમાં જામે તેવું આપણે તેને સાફ કર્યું. એટલે આપણે હિન્દુસ્થાન અંગ્રેજને આપ્યું એમ કહેવું એ હિન્દુસ્થાન ગયું એમ કહેવા કરતાં વધારે સારૂં છે.

૬. આપણે કંઇ હંમેશાં નામર્દ નહોતા. હિન્દુસ્થાનની પ્રજામાં દુઃખ સહન કરવાની શક્તિ થોડી ન હતી. આજ પણ થોડી નથી. છતાં આપણે સામાન્ય દુઃખથી કેમ ડરી જઇએ છીએ? આવી દીનતાનું કારણ આપણી ગુલામી સમજાું છું. આપણે ઘણા કાળથી એવી અધમ દશા ભોગવતા આવ્યા છીએ કે ખરી સ્વતંત્રતા ભૂલી ગયા છીએ. તેથી બહાર રહી આપણને માન મળો યા ન મળો, આપણો ધર્મ રહો યા ન રહો, પણ આપણે આપણા શરીરની સ્વતંત્રતા કેટલેક દરજ્જે જાળવી શકીએ છીએ, એટલે આપણને સંતોષ રહે છે અને તેથી વિશેષ ઇચ્છતા નથી.

જ્યારે શરીરને દુઃખ દઈ આત્માને છૂટો કરવાની વાત આવે છે, ત્યારે આપણે કાયર જેવા લાગીએ છીએ.

૭. ઘણાં વર્ષ સુધી ગુલામી ભોગવી છે એટલું જ નહિ, પણ તે ગુલામીમાં એશઆરામ આવી ગયા છે. અંગ્રેજી રાજ્યમાં કેટલાક માણસોને એશઆરામ ભોગવવાની તક મળે છે, તેમાં શક નથી. જેમ ઉંદર રોટલાના કકડાને જોઈને ઉંદરિયામાં ચાલ્યો જાય છે, માછલું લોટની ગોળીઓ જોઈ જાળમાં સપડાઈ જાય છે, તેમ આપણે પણ કેટલાકને મળતા એશઆરામથી લલચાઈ શુદ્ધ સ્વતંત્રતા ખોઈ બેઠા છીએ.

૮. અંગ્રેજોને લાવ્યા આપણે અને તેઓ રહે છે આપણે લીધે. આપણે તેનો સુધારો ગ્રહણ કર્યો છે, તેથી તે રહી શકે છે.

૯. જેમ આપણે તેઓને આપ્યું, તેમ આપણે તેઓની પાસે હિન્દ રહેવા દઈએ છીએ. તેઓએ હિન્દ તલવારથી લીધું એમ તેઓમાંના કેટલાક કહે છે, અને તલવારથી રાખે છે એમ પણ કહે છે. આ બન્ને વાત ગલત છે. હિંદને રાખવામાં તલવાર કાંઈ જ કામ આવે તેમ નથી. આપણે જ તેઓને રહેવા દઈએ છીએ.

૧૦. નેપોલિયને અંગ્રેજોને વેપારી પ્રજા કહી છે, તે તદ્દન વ્યાજબી વાત છે. તેઓ જે દેશને રાખે છે, તે દેશને વેપારને અર્થે રાખે છે એ જાણવા જેવું છે. તેઓનાં લશ્કર અને કાફલા માત્ર વેપારની રક્ષા કરવાને અર્થે જ છે. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર નહોતો, ત્યારે મી. ગ્લેડસ્ટનને * તરત સૂઝી આવ્યું કે ટ્રાન્સવાલ અંગ્રેજોએ નહિ રાખવું જોઈએ. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર જોયો, ત્યારે તેની સાથે લડાઈ કરી, અને

* ગ્લેડસ્ટન—(૧૮૦૯–૧૮૯૮). ઇંગ્લાંડની રાજ્યનીતિમાં ખૂબ રસ લેનાર આ મહાપુરુષનું જીવન બહુ સાદું હતું. તેમની રાજ્યનીતિ ઘણી ઉદાર હતી. ચાર વખત તેમણે ઇંગ્લાંડના વડા પ્રધાનની પદવી ભોગવી અને છેલ્લી બે વખતે આયર્લૅંડને સ્વતંત્રતા આપવા ઘણી કોશિષ કરી. રાજદ્વારી પ્રવૃત્તિમાંથી જ્યારે તે છૂટા થતા, ત્યારે તે પોતાની વાડીમાં ઉત્સાહ અને ખંતથી કોદાળી, પાવડો લઈ કામ કરતા. ઉચ્ચ આશયો, સરલ અને સાદું જીવન એ તેમના જીવનનો મુખ્ય હેતુ હતો.

મી. ચેમ્બરલેને † શોધી કહાડ્યું કે ટ્રાન્સવાલ ઉપર અંગ્રેજની હકુમત છે. મહુંમ પ્રેસિડન્ટ ક્રુઝરને § કોઇએ સવાલ પૂછ્યો:—"ચાંદમાં સોનું છે કે નહિ?" તેણે જવાબ આપ્યો કે "ચાંદમાં સોનું હોવાનો સંભવ નથી, કેમકે જો હોત તો અંગ્રેજો તેને પોતાના રાજ્ય સાથે જોડી દેત." તેઓનો પરમેશ્વર પૈસો જ છે, ને ધ્યાનમાં રાખવાથી બધા ખુલાસા થશે.

૧૧. ત્યારે અંગ્રેજોને આપણે હિન્દમાં રાખીએ છીએ તે માત્ર આપણી ગરજે. આપણને તેઓનો વેપાર પસંદ આવે છે, તેઓ કાવાદાવા કરી આપણને રીઝવે છે, અને રીઝવીને આપણી પાસેથી કામ લે છે. તેમાં આપણે તેમનો દોષ કહાડવો એ તેમની સત્તા નભાવવા જેવું છે. આમાં વળી આપણે માંહોમાંહે તકરારો કરી તેઓને વધારે ઉત્તેજન આપીએ છીએ.

૧૨. આ ઉપરથી સાબિત થાય છે કે અંગ્રેજો વેપારને અર્થે આવ્યા, વેપારને અર્થે રહે છે, અને તેઓને રાખવામાં આપણે જ મદદગાર છીએ. તેઓનાં હથિયાર તદ્દન નકામાં છે.



† જે. ઓસ્ટિન ચેમ્બરલેન—(જન્મ ૧૮૬૩). ૧૯૦૩ થી ૧૯૦૫ સુધી આમની સભાના નેતા. ઈંગ્લાંડના વડા ખજાનચીની પદવી પર તે હતો અને ફરીને તે જગ્યા ઉપર ૧૯૧૯માં આવ્યો. ૧૯૧૫ થી ૧૯૧૭ સુધી હિંદુસ્થાનના મંત્રી તરીકે તેણે કામ કર્યું હતું. ઈંગ્લાંડના એક મહાન્ રાજદ્વારી પુરુષ તરીકે તે પ્રખ્યાત છે.

§ પોલ ક્રુઝર—(૧૮૨૫–૧૯૦૪). ટ્રાન્સવાલના પ્રજાસત્તાક રાજ્યનો પ્રમુખ ૧૮૮૧–૧૯૦૦. ઈંગ્લાંડ સાથેની તેની રાજ્યનીતિમાં જકકીપણું હતું, દીર્ઘદૃષ્ટિનો અભાવ હતો, અને તેથી ઈંગ્લાંડ સાથેના વિગ્રહમાં ટ્રાન્સવાલ ઈંગ્લાંડની હકુમત નીચે આવ્યું.

# ૪. ખોટી ભ્રમણા.

૧. એક લાખ લોકો ત્રિશ કરોડ પ્રજાને મજબુર કરી રહ્યા છે એનું કારણ એટલું જ છે કે આપણે પોતે તેમના ઉપર મોહિત છીએ. આપણે માની લઇએ છીએ કે અંગ્રેજ અહિંથી જશે, તો આપણે આપસઆપસમાં લડી મરીશું. આ ભ્રમણાને આપણે એકદમ ફેંકી દેવી જોઇએ. આપણે આ એક લાખ અંગ્રેજોને હાથે મજબુર બનવાનો ઇન્કાર કરવો જોઇએ. હિંદુ–મુસલમાનોએ મળીને ખૂન કરવાને બદલે પોતાનું ખૂન રેડીને જ સ્વતંત્ર થવુ જોઇએ. એ જ એક રસ્તો છે. બીજો રસ્તો નથી એ હું તમને સમજાવવા ઇચ્છું છું. સેતાનની સાથે સેતાનીથી નહિ, પણ ઇશ્વરની મદદ લઇને જ લડીને જીતી શકાય, સેતાનને મજબુર કરી શકાય; અને ઇશ્વરની મદદ એને જ મળે જેના દિલમાં મહોબ્બત છે.

૨ એક માણસ બીજાને મરજી વિરુદ્ધ વશ નથીજ કરી શકતો. એ અચલિત સિદ્ધાન્ત છે. એટલું ખરૂં છે કે હજારો દાખલામાં આપણને એમ જ લાગે છે કે માણસ બળાત્કારે કામ કરે છે. મને કોઇ મોતનો ડર નિપજાવી મારી પાસે કામ કરાવે, ત્યારે આપણે તેને બળાત્કાર ગણીએ. પણ જો મને મરતાં આવડે, તો મારી પાસે કોઈ શું કરાવી શકે? તેથી મેં મારી મરજી વિરુદ્ધ કંઈ કર્યું ન ગણાય. પણ રૂઢિ એવી છે ખરી કે જ્યારે માણસ શારીરિક બળને વશ થઈ કંઈ કાર્ય કરે છે, ત્યારે તેણે તે વગર ઇચ્છાએ કર્યું એમ આપણે કહીએ છીએ. વસ્તુતઃ એ તેમ નથી. આત્મા પોતાને બાંધે છે અને છોડે છે.

૩. [ હિંદીઓ ભ્રમણામાં ને ભ્રમણામાં એમ જ કૂટી મારે છે કે હિંદી સરકારનાં લશ્કરો હિંદના રક્ષણ માટે રાખવામાં આવે છે; પણ એમને ક્યાંથી ખબર હોય કે ] એ તો આ હતભાગી દેશને ચૂસી ખાવા મળેલા

વેપારી અંગ્રેજોનો પાશ હિંદ ઉપર અકબંધ રાખવાને સારૂ છે? આ ઉઘાડું સત્ય છે.

૪. [લશ્કરોનું ખર્ચ આપણને પોષાય છે કે કેમ એનો વિચાર સરકાર નથી કરતી. પોતાની હયાતી માટે તે જરૂરનું છે કે કેમ એટલો જ વિચાર તે કરે છે.] એ લોકને આપણી જોડે વેપાર કરવો છે, અને તે આપણને પોસાય તે શરતોએ નહિ, તેમને પોતાને રુચે તે ઢબે.

૫. બોલનાર દરબારી ભાષા વાપરે કે બાખું બોલે, અર્થ એકનો એક જ છે. ધારાસભાઓ દરબારી ભાષા કેળવવાનાં સ્થાન છે. તે આપણને જોઈતાં હોય, તો તેની કિંમત આપણે ભરવી રહી. આપણે કંઈક એવી જ ભ્રમણામાં પડેલા દેખાઈએ છીએ કે જાણે કાઉન્સિલો વગર આપણું ચાલી જ ન શકે, જાણે અદાલતો વગર કે સરકારી નિશાળો વગર આપણું ચાલી જ ન શકે. જે ક્ષણે આ ભ્રમણામાંથી આપણે ઉગરી જઈશું, તે જ ક્ષણે આપણને સ્વરાજ્ય મળ્યું સમજજો. એક લાખ પ્રવાસી અંગ્રેજો ત્રિશ કરોડ પ્રજા પાસે પોતાનું ધાર્યું કરાવી શકે એ સરકાર અને પ્રજા બન્નેને સરખું જ પાડનારૂં છે, અને તેઓ આમ પોતાનું ધાર્યું કરાવી શકે છે એનું રહસ્ય જ એ છે કે આપણામાં અંદર અંદર ભેદ અને કુસંપ પાથરીને તેમણે રાજ્ય કર્યું છે. 'ભેદ કરો અને રાજ્ય કરો' એ ભેદનીતિના પાયા ઉપર આ દેશમાં બ્રિટિશ સત્તા નભી રહી છે એ મી. હ્યુમનું નિખાલસ કબૂલાત વચન હું કોઈ દિવસ ભૂલી શકયો નથી. સુધારા આપણી છાતી ઉપર પિશાચની પેરે બેઠા છે, તેની બળતરા પાછળ સેંકડો દોષ ભૂલાઈ જાય છે; આ મીઠાના કર જેવી જળો સુદ્ધાં.

૬. એમનું કહેવું છે કે 'તમે જખ મારો છો; હિન્દુસ્થાનના અમે ધણી છીએ, અને ધણી રહેવાના'. આપણને લાગે છે કે આપણું કલ્યાણ પણ બીજા શેમાં છે? આપણું રક્ષણ કરનાર બ્રિટિશ બાવડાંની શક્તિ આપણી વચ્ચે રહ્યા વગર આપણે આપસમાં લડીવઢી કપાઈ ન મરીએ શું? આમ આપણા સગા ભાઈઓને હાથે મરવાની બીકે આપણે ગુલામીમાં સુખ માનતા શીખ્યા છીએ!

૭. ઘણા લોકોને ખબર પણ નથી કે તેઓ અજાણતાં ચાલુ સરકારને ટકાવી રાખવાનું ખરેખરું કારણ બની રહ્યા છે, તેથી સરકારના દરેક કૃત્યને માટે તે પોતે જવાબદાર છે. જ્યાંસુધી સરકારનાં કામો સહન થઈ શકે એવાં હોય, ત્યાંસુધી સરકારને મદદ કરવી એ તદ્દન વ્યાજબી છે. પણ જ્યારે તે તેને અને તેની પ્રજાને નુકસાન કરે, ત્યારે પોતાની મદદ પાછી ખેંચી લેવી એ પ્રજાની ફરજ થઈ પડે છે.

૮. થૉરો કહે છે કે રાજકીય ઉથલપાથલના વખતમાં આપણે ભૂલો પણ કરીએ એ કદાચ બને; પણ દેશ નામર્દ બની જાય તેના કરતાં એ સ્થિતિ ઇચ્છવાજોગ છે.

૯. આપણી ગુલામગીરી ઓળખવી અને તેમાંથી મુક્ત થવા આપણે આજે જ લાયક છીએ એમ માનવું એમાં સ્વતંત્રતા રહેલી છે. કૌટુમ્બિક સ્વરાજ્ય આપણને આવડે છે. રાષ્ટ્રીય સ્વરાજ્યની ભાવના થાય, તો તે આજે આપણા ખોળામાં છે.



# ૫. આપણી સ્થિતિ.

૧. એક ભીખારી પાસેથી તમે તેનો રોટલો ઝૂંટવી લ્યો, તો તે પાછો મેળવવાનો તેને અધિકાર છે, અને લાયકાત પણ છે; પણ તે મેળવવાની તેનામાં તાકાત ન હોય એમ બને. તેવું જ હિંદુસ્થાનને વિષે છે. તેનામાં સ્વરાજ્ય લેવાની લાયકાત આજે છે, તાકાત નથી. [તાકાત મેળવવા સારૂ સત્ય, અહિંસા અને બ્રહ્મચર્યનું સેવન હિંદે કર્યેજ છૂટકો; વળી સ્વાર્થીપણું અજ્ઞાન અને અનીતિમાંથી અળગું થવાનું તો તેને છે જ. જે સ્વરાજ્ય મેળવવાને આજે તે તૈયાર થઈ રહ્યું છે, તે સ્વરાજ્યને સમજવાની પણ તેને ઓછી જરૂર નથી.]

૨. જ્યાં લગી આત્મા તત્ત્વ ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી.

આ વચન સ્વરાજ્ય વિષે સર્વાંશે ખરૂં છે. આત્માને બદલે માત્ર સ્વરાજ્ય શબ્દ ગાઓ એટલે અર્થ ચોકખો મળી આવશે. સ્વરાજ્યનાં તત્ત્વો હજુ આપણે જાણવાં રહ્યાં છે. હિંદુ મુસલમાનની મિત્રતા એટલે પારસી, ખ્રિસ્તી, યહુદીની દુશ્મની હોય, તો તે મિત્રતા જગતનો નાશ કરનારી જ થઈ પડે. આજે તો ધરતીનો એક ઇંચ પણ આપણો નથી. બધું સરકારી છે. આ જમીન, આ ઝાડ, સૌ કંઈ સરકારી છે, અને આપણો આત્મા પણ આપણો પોતાનો છે કે નહિ એ વિષે આજે મને શંકા થઈ રહી છે.

૩. હિંદને આજે બડી બડી વાતો નથી જોઈતી. તેમ બડાં બડાં કામો પણ નથી જોઈતાં. હિંદને તો આજ સાવ સીધો વહેવારની રીતનો ન્યાય માત્ર જોઇએ છે. અત્યારે હિંદુસ્થાનને ચાલાકીની ગરજ નથી. હિંદુસ્થાન કર્ણપ્રિય શબ્દપ્રયોગોથી સંતુષ્ટ થાય તેમ નથી, હિંદુસ્થાનને સાદાઈ અને સચ્ચાઈ જોઇએ. હિંદુસ્થાનને કાદમ્બરી નથી જોઈતી, હિંદુસ્થાન ગીતા

માગે છે. હિંદુસ્થાનને અરેબિયન નાઇટ્સ ન જોઇએ, કુરાન ખપે; હિંદુસ્થાનને જંતરમંતર ન ચાલે, હિંદુસ્થાનને સીધી વાત જ ભાવે. હિંદુસ્થાન પાંતરાંથી રીઝે તેમ નથી, હિંદુસ્થાન મૂળને વળગ્યું છે.

૪. કાઉન્સિલો અને વડી ધારાસભાઓના માયાવી બુરખા નીચે છૂપાયેલી કાતીલ આપખૂદીની આણ નીચે રહેવા કરતાં કોઈ સિપાઇરાજની આણ નીચે રહેવું હજાર દરજ્જે બહેતર છે. આ તો હપ્તે હપ્તે મરવાનું છે, અને મોતનાં ખર્ચ ભરતા જવાની વાત છે.

૫. 'હપ્તે હપ્તે સ્વતંત્રતા મેળવી રહ્યા છીએ' એવો દંભ કર્યામાં શો સાર છે? હપ્તે હપ્તે સ્વાતંત્ર્ય મળ્યાં કદિ સાંભળ્યાં છે? સ્વાતંત્ર્ય જન્મના જેવી ક્રિયા છે. જ્યાંસુધી આપણે સંપૂર્ણ સ્વતંત્ર નથી થયા, ત્યાંસુધી ગુલામ છીએ. જન્મ માત્ર એક ક્ષણમાં જ થાય છે.

૬. મહાસભાનો આવડો ડર એ જન્મપળની નજીક આવતા સ્વાતંત્ર્યના ડર સિવાય બીજું શું છે? મહાસભા એક કરાળ પ્રજાકીય વસ્તુ થઈ પડી છે, એના પ્રાણ લીધે જ છૂટકો; કાયદાબાયદા કુછ નહિ. કોઇને કોઈ પ્રકારે પણ જો પ્રજાને પૂરતી થથરાવી મૂકાય, તો વળી પાછું એકાદ સૈકા સુધી પેલાઓને નચિંતપણે ચૂસવા ચરી ખાવા મળે. ખૂદ હિન્દુસ્થાનના શરીરમાં એટલો વધુ વખત કશું ચૂસવા સરખું રહે કે નહિ, અગર તો દિનપ્રતિદિન વધતા જતા બોજા તળે પ્રજા આખી માખીઓની પેરે મરી ખૂટે એ ઇલાયદો સવાલ છે. માણસ લીલું નાળિયેર ખાવા બેસે છે, ત્યારે તાજા કોપરાની દયા ખાવાનું એનું કામ નથી હોતું. કોપરૂં તેટલું કોરી ખાઇને પૂરૂં કરે છે, એટલે કાચલું ગબડાવી મેલી પેટે હાથ ફેરવે છે. આપણને એમાં કશું યે અજુગતું નથી દેખાતું. વેપારી પણ નબળા ઘરાકને મૂંડવામાં પાછું વાળીને જોવાની જરૂર નથી ગણતો. એમાં નિષ્ઠુરતા વળી કેવી? હૃદય હોય ત્યાં દયા–નિર્દયતા.

૭. ધારાસભાવાળાઓ તેમનાં ભાડાં ને ભથ્થાંના ભૂખ્યા, પ્રધાનો તેમના પગારના ભૂખ્યા, વકીલો ફીના ભૂખ્યા, ફરિયાદીઓ હુકમનામાના

ભૂખ્યા, માબાપો પોતાનાં છોકરાંઓને ઝટ નોકરીઓ મળે એવી કેળવણીના ભૂખ્યા, લખપતિઓ કરોડ કરવાના ભૂખ્યા અને બાકીના સૌ મામણમૂંડા સમાન ધૂળ જીવનમાં નરી નામર્દાઇથી ભરેલી શાંતિના ભૂખ્યા. આખું કુંડાળું પેલી મધ્યવર્તી ટોળીને ફરતું ફુદડી ફરે છે. સૌ કોઇ તાંડવ (નૃત્ય)માં ચકચૂર છે. ચક્કરમાંથી છૂટા પડવાની વૃત્તિ કોઇની નથી અને તેથી જેમ જેમ ફુદડી ફરનારાઓની ગતિ વધતી જશે, તેમ તેમ ફરનારાઓના હર્ષોન્માદનો સૂર પણ ચડતો જશે. પણ આ નૃત્ય વિનાશકાળનું તાંડવનૃત્ય છે અને તેનાં હર્ષ અને ઉન્માદ અંતકાળનાં ડચકાં ખાતા મુમુર્ષુની [મરવાની ઇચ્છાવાળાની ] તૂટતી નાડીઓના ઉછાળા છે.

૮. આ તાંડવ ચાલુ રહેશે, ત્યાંસુધી દેશ ઉપરના ખર્ચના બોજા વધતા જ જવાના. હું તો અસહકારીઓની ખમતીધર પીઠ પર પણ વધુ બોજા પડેલા જોવા તૈયાર થઇ બેઠો છું. તેમને માટે તો એક જ માર્ગ છે. જે કંઈ વધારો થાય તે તરફ ચિત્તને ક્ષોભ પામવા ન દેતાં પોતે સ્વીકારેલા ધર્મ ઉપર કાયમ રહીને શાંત વૃત્તિથી જોવું. એ બધું અટકાવવાનો એકમાત્ર માર્ગ અહિંસા છે. કારણ કે અહિંસાધર્મ પાલનનો મોટામાં મોટો અંશ એ વાતમાં રહેલો છે કે જે વ્યવસ્થિત પશુબળની આ યોજના ઉપર આ સરકારે પોતાનું આખું ચણતર ચણ્યું છે, એ પશુબળની ભાગીદારીમાંથી પ્રજાએ નિકળી જતાં શીખવું. જો પશુબળને જ રસ્તે સરકારની બરોબરી કરીને આપણે એને હંફાવવા નિકળીશું, તો તો આપણા વિરોધીના કરતાં યે વધુ મોટાં ખર્ચોના બોજામાં આપણે ઉતરી પડવાના અને પેલા ચક્કરમાં ફુદડી ફરનારા નર્તકોને તેમના નૃત્યના છવલેણ અન્તની વાત આપણે ભલે ન સમજાવી શકીએ તોપણ પ્રજા, જે આજે તેમાં ભાગ લઇ રહી છે અને નાદાન સુલેહશાન્તિને ખાતર પોતાની સ્વતંત્રતા અને આઝાદીને વેચી રહી છે, તેને તો આપણે અલબત્ત સમજાવી શકીએ. સ્વતંત્રતા મેળવવાનો એકમાત્ર માર્ગ અહિંસા—ગુલામને માથે લદાયેલી ફરજ્યાત અહિંસા નહિ, પણ શૂરાની, આઝાદની સ્વેચ્છાપ્રેરિત અહિંસા—જ છે એ વાત આપણે પ્રજાના મનમાં ઠસાવીએ.

૯. અસહકારીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે હિંદની નિર્ધનના અને નામોશીના આ મહાપ્રશ્નને થીંગડું દેવા માગનાર સુધારાઓથી અંજાવામાં સાર નથી; તેમ અધીરાઇથી ઉકળી જઈ માથું વાઢવા તૈયાર થયે પણ કશું વળે તેમ નથી. આવેશ અને ક્રોધમાં ખૂનામરકી તરફ આપણાથી ન જ વળી શકાય. આપણે વગર આનાકાનીએ કબૂલ કરી લઇએ છીએ કે આજની આ સ્થિતિને માટે આપણે પોતે પણ તેટલા જ દોષી છીએ. આપણી ગુલામીને માટે પાપ સાથેની આપણી આ આપખુશીની ભાગીદારી જેટલી જોખમદાર છે, તેટલી જોખમદાર બ્રિટિશ તોપો અને સ ગીનો નથી.



# ૬. અવળો ન્યાય.

૧. સીમલાનું નામ શીમળા માતા પરથી પડ્યું છે, જેમ મુંબઈનું મમ્માદેવી પરથી અને કલકત્તાનું કાલી પરથી. ત્રણે દેવી બેવફા નિવડી છે, અથવા તેના ઉપાસકો દેવીને ભૂલી ગયા છે. કાલીના મંદિરનો વિચાર કરૂં છું, ત્યાં ત્રાસ છૂટે છે. એ મંદિર જ કેમ કહેવાય? ત્યાં તો રોજ અક્ષરશઃ લોહીની નદી વહે છે. જે હજારો બકરાંની કતલ ત્યાં ધર્મને નામે કરવામાં આવે છે, તે ઇશ્વરના દરબારમાં કેવી ફરિયાદ કરતાં હશે એ કોને ખબર? કાલીમાતાની ધીરજ તે કેટલી? તે થોડી જ રાક્ષસી ભોગ માગે છે? આપનારા તેને વગોવે છે.

૨. મુંબઈમાં અત્યાચારો ઓછા નથી થતા, પણ ધર્મને નામે ત્યાં હમેશાં ધાડ નથી પડતી. શેરબજારમાં જનારા, ઘોડદોડમાં ઘેલાની જેમ પૈસા ફેંકનારા પાખંડને પાખંડને નામે ઓળખે છે, પોતાની નબળાઈ કબૂલ કરે છે, મુંબઈનાં કતલખાનાંઓમાં જે કતલ થાય છે, તે પેટને ખાતર થાય છે, ધર્મને નામે નહિ. એ જ્ઞાનથી મુંબઈમાં રહેવું કેવળ અસહ્ય નથી લાગતું.

૩. પણ સીમલા? દિલ્હી કંઈ હિંદની ગુલામીનું નિશાન ન ગણાય. ખરૂં પાયતખ્ત દિલ્હી નથી. રાજ્યકર્તાનું ખરૂં મથક સીમલા છે. સીમલાની મ્યુનિસિપાલિટીએ નામદાર વાઇસરૉયને જણાવ્યું કે અમલદારવર્ગ સીમલાના પહાડની શાંતિમાં અને તેની ઠંડીમાં પોતાની પૉલિસી–રાજ્યનીતિ પ્રતિ વર્ષ ઘડે છે. એ રાજ્યનીતિ કેવી તેનો અનુભવ આપણે પેટ ભરીને ૧૯૧૯ ના ઉનાળામાં કર્યો. એ રાજ્યનીતિના તાપનું માપ હિંદુસ્થાનનો ગરમમાં ગરમ ભાગ પણ નહિ આપી શકે.

૪. સીમલા નિહાળ્યા પછી મારા વિચારોમાં ફેરફાર નથી થતો. સીમલાની પાછળ અઢળક ધન ખર્ચાયું છે. મારા જેવા અભિમાનીનું

માન પણ અહિં ઉતર્યું છે. સીમલામાં વાહન ઘોડા અથવા રિક્ષા છે. દક્ષિણ આફ્રિકામાં હું કદિ રિક્ષામાં નહોતો બેઠો, પણ અહિં મારી નબળાઇએ મને તેમાં બેસાડયો છે. નાનાં મોટાં સ્ત્રીપુરુષ બધાં રિક્ષામાં બેસે છે. મોટરની મનાઇ છે એ તો વ્યાજબી જ લાગે છે. ઘોડાગાડી માત્ર વાઇસરૉય સાહેબ અને એક બે બીજા અમલદારો જ વાપરી શકે છે એ પણ યથાર્થ લાગે છે. અહિંના રસ્તા સાંકડા છે. ઉંચા પહાડોમાં રસ્તા કોતરવા તે તો સાંકડા જ હોઈ શકે. તે રસ્તે ગાડીઓની આવજા થોડી જ હોઈ શકે.

૫. પણ આશ્ચર્ય એ છે કે રિક્ષા એટલી સામાન્ય વસ્તુ થઈ પડી છે! કેમ જાણે આપણે ગાડીમાં જોડાવું એ આપણો ધર્મ ન હોય? મને ઘસડી જનાર ભાઇઓને મેં પૂછયું: 'તમે આ ધંધો કેમ કરો છો?' જવાબ મળ્યો: 'પેટ ભરવુ રહ્યું ના?' આ જવાબ પૂરો નથી એ જાણું છું. છતાં તેઓ શોખથી જાનવર બને છે એમ તો ન જ કહેવાય. મારી ફરિયાદ તો એ છે કે આપણે મનુષ્યને જાનવર બનાવીએ છીએ, પછી આપણે સામ્રાજ્યના બેલ બન્યા છીએ તેમાં શી નવાઈ?

૬. રિક્ષા કંઈ અંગ્રેજો જ નથી વાપરતા. જેટલી છૂટથી તેઓ વાપરે છે, તેટલી જ છૂટથી આપણે વાપરીએ છીએ. આપણે બેલ બનાવવામાં ભાગ લઈ જાતે બેલ બન્યા છીએ.

૭. એક રિક્ષા પાછળ ચાર માણસ હોય છે. ત્રણને દર માસે જણ દીઠ અઢાર રૂપિયા મળે છે, ચોથા સરદારને વિશ મળે છે. રસ્તાઓમાં ઉંચાણ નીચાણ એટલું હોય છે કે ચાર માણસો છતાં તેઓ હાંફી જાય છે. રિક્ષામાં એક જ માણસ બેસી શકે એવી તેની બનાવટ હોય છે. આટલું યે સદ્ભાગ્ય.

૮. સીમલા ૭૫૦૦ ફુટ ઉંચું છે. ત્યાંથી રાજ્યવહીવટ ચાલે છે. તેનો અર્થ સમજાય તો આ સામ્રાજ્ય શું છે તેની ખબર પડે. મુંબઈના માળાઓમાં બધા વેપારીઓ છેલ્લે માળે રહીને વેપાર કરતા હોય, તો ધરાકની શી વલે થાય? ચોથો મજલો ૬૦ ફુટ લગી જતો

હશે. હિંદુસ્થાનનો વેપાર ચલાવનારા આ સરકાર રૂપી વેપારીનાં ત્રિશ કરોડ ઘરાકને સારૂ ફુટને બદલે સાડાસાત હજાર ફુટ ઉંચે જવું પડે છે! મુંબઇનો વેપાર ચોથે મજલે ન ચાલે એમ આપણે જાણીએ છીએ. હિંદુસ્થાનનો વેપાર પાંચસેંમે મજલે ચાલે છે! હિંદુસ્થાન ભૂખે મરે તેમાં શી નવાઈ? ત્રણ કરોડ બાલુડાં સીમલાની તળેટીએ ભૂખે ટળવળ્યાં કરે છે, તે હવે આશ્ચર્યકારક ન જ જણાવું જોઇએ.

૯. જ્યાંસુધી સામ્રાજ્ય અને આપણી વચ્ચે પાંચસો મજલા જેટલું અંતર છે, ત્યાંસુધી તે અંતર નભાવવા સારૂ ડાયરશાહી ચાલવીજ જોઇએ.

૧૦. સ્વરાજ્ય પણ જો તે મજલેથી ચાલે તો તે સ્વરાજ્ય જ ન હોય.

૧૧. પણ મેં સરખામણી સાચી નથી કરી એમ કોઇ વિવેકી કહેશે. શેઠ તો ભલે ૭૫૦૦ ફુટ ઉંચે હોય, પણ વાણોતરને—તલાટીને પટેલને, મામલતદારને—તો ભોંયતળીએ રાખે છે. જો શેઠ પોતાને ખર્ચે પાંચસેંમે મજલે રહેતા હોય, તો આ દલીલમાં કંઇક વજુદ હોઇ શકે, પણ શેઠ તો ત્યાં ઘરાકને ખર્ચે રહે છે. શેઠ ત્યાં રહેવાનું ખર્ચ લે છે અને પોતાનો નફો લે છે, આવા વેપારીનાં ઘરાક દેવાળિયાં એટલે ભીખારી બને એમાં શી નવાઈ?

૧૨. એ તો ગંગાની કાવડ કરતાં યે મોંઘું થયું, ગંગાની કાવડ રામેશ્વર લગી જતી. એક ટબુડી ગંગાજળનું દામ આપનાર જાણે છે કે ગંગાજળ તે મોંઘુ કે સોંઘુ હતું.

૧૩. સ્વરાજ્ય મેળવવું એટલે સરકારને પાંચસેંમે મજલેથી ભોંયતળીએ લાવવી અને આપણી અને તેની વચ્ચે સ્વાભાવિકતા દાખલ કરવી, પછી તે ભલે અંગ્રેજી સરકાર હો કે દેશી. ભેદ કાળા ધોળાનો નથી; ભેદ ઉંચ નીચનો છે. બ્રાહ્મણ એ કે જે ભંગીની સેવા કરે. ભંગીની ખાંધ ઉપર ચડીને સવારી કરે તે બ્રાહ્મણ નહિ. પ્રજાની વચ્ચે અને પોતાની વચ્ચે ૫૦૦ મજલાનું અંતર રાખે તે રાજા નથી. કર્મે

આપણે સુખી, દુઃખી, રાય, રંક જન્મીએ છીએ. સુખી પુરુષાર્થ કરી દુઃખીનાં દુઃખ ટાળે છે, રાય પુરુષાર્થ કરી રંકને પોતાના જેવા બનાવવા પ્રયત્ન કરે છે, એટલે કે પોતે રાય છતાં ઇરાદાપૂર્વક રંક બને છે. ઇશ્વર દાસનો દાસ બની ઐશ્વર્ય મેળવે છે; પતિતને પાવન કરી પોતે પૂજ્ય બને છે. સીમલામા અવળો ન્યાય ભાળ્યો અને મારૂં હૃદય રડ્યું.

---

# ૭. હિંદુ-મુસલમાન ઐક્યવ્રત.

૧. જે કાર્ય આપણે સાધારણ સંયમ પાળીને એકધારે નથી કરી શકતા, તે કાર્ય કરવામાં મદદ મળવાને સારૂ વ્રતરૂપી મહાસંયમ પાળીએ છીએ, અને તેથી જ વ્રતને વિષે એવી કલ્પના છે કે મનુષ્ય વ્રતો લઇ અને પાળીને જ ઘડાય છે. હિંદુ અને મુસલમાન બંને કોમો અરસ્પરસ મૈત્રી રાખે, અને એક માના જણ્યા જે પ્રમાણે વર્તે તે પ્રમાણે વર્તે, એ સ્થિતિ અલૌકિક કહેવાય. આવી સ્થિતિ હિન્દુસ્થાનમાં પ્રાપ્ત કરવા બંને કોમે ઘણો ત્યાગ કરવો પડશે, અને આજસુધી રાખેલા ઘણા વિચારોમાં મોટા ફેરફારો કરવા પડશે.

૨. બંને કોમ પોતાની વાતોમાં ઘણી આકરી કહેવતોનો ઉપયોગ કરે છે કે જેનો ભાવ એક બીજાની વચ્ચે વિરોધ દર્શાવનારો અને વધારનારો હોય છે. કેવળ હિન્દુમંડળમાં આપણે ઘણી વખત મુસલમાનોની વાતો કરતાં કઠોર શબ્દો વાપરતાં અચકાતા નથી, અને તેવું જ મુસલમાન મંડળોમાં છે. ઘણાઓ તો એમ જ માને છે કે હિન્દુ-મુસલમાન વચ્ચે તો હાડવેર છે અને તે કોઈ પણ રીતે ન જાય તેવું છે. મુસલમાનોને હિંદુઓ તરફથી અને હિંદુઓને મુસલમાન તરફથી આજસુધી ભય હતો. આ કફોડી અને કંગાળ સ્થિતિમાં દિવસે દિવસે સુધારો થતો જાય છે, કાળ તેનું કાર્ય કર્યા જ કરે છે. ભાવે અભાવે પણ આપણે એકઠા થઈ રહેવું પડે છે. પણ વ્રત લેવાનો અર્થ તો એ છે કે જે વસ્તુ કાળે કરીને વહેલી મોડી થવાની છે એવો સંભવ છે, તે વસ્તુને આપણે મહા સંયમ પાળીને વહેલી હસ્તીમાં લાવવી.

૩. મુસલમાન ભાઇઓ પ્રત્યે હિન્દુઓને હંમેશાં એક ફરિયાદ રહ્યા કરે છે કે તેઓ ગોમાંસનું ભક્ષણ કરે છે અને ખસૂસ કરીને બકરી ઇદને દિવસે ગાયનું બલિદાન આપે છે. જ્યાંસુધી ગાયને બચાવવાને ખાતર

ઘણા હિન્દુઓ મુસલમાનને મારવા સુદ્ધાં પણ તૈયાર થઈ જાય, ત્યાંસુધી સામાન્ય મુસલમાન અને હિન્દુની વચ્ચે ખરી એકતા થવી અસંભવિત છે, કેમકે આપણા બળાત્કારથી મુસલમાન ભાઇઓ ગોવધનો ત્યાગ કરે એ હું ફોકટ આશા માનું છું.

૪. હું મને પોતાને ચુસ્ત હિન્દુ માનું છું, અને મારી એવી માન્યતા છે કે શુદ્ધમાં શુદ્ધ રીતે હિંદુ-ધર્મનું પાલન કરનારથી ગોવધ કરનારનું ખૂન કરીને ગાયને બચાવાય જ નહિ. હિંદુની પાસે ગાયનો બચાવ કરવાને એક જ ઇલાજ છે, અને તે એ કે ગાયનો વધ એ ન જોઈ શકે, તો તેણે પોતાનું બલિદાન આપવું. એવી રીતે યોગ્યાધિકાર હિન્દુ થોડા ઘણા પણ બલિદાન આપે, તો મારી ખાત્રી છે કે અસંખ્ય મુસલમાન ભાઇઓ ગોવધનો ત્યાગ કરે. પણ એ તો સત્યાગ્રહ થયો. એ તો વિનય થયો. હું મારા ભાઇની પાસેથી કંઇ પણ દાદ મેળવવા માગું તો તે મારી ઉપર કષ્ટ વહોરી લઇને માગી શકું છું, મારા ભાઇને દુ:ખ દઇને નથી માગી શકતો. હક્કથી તો કાંઈ મંગાય જ નહિ. મારા ભાઇની સામે મને એક જ હક્ક છે, અને તે એ કે મારે મરી છૂટવું. એવો શુદ્ધ પ્રેમભાવ જ્યારે હિન્દુઓના હૃદયમાંથી સ્ફુરી નિકળે, ત્યારે જ હિન્દુ મુસલમાનની ખરી એકતાની આશા રાખી શકાય.

૫. જેમ હું હિન્દુ ભાઇની સાથે આ પ્રમાણે વાતચિત કરૂં છું, તેમ મુસલમાન ભાઇઓની સાથે મુસલમાનોએ વાતચિત કરવી ઘટે છે. તેમની ફરજ હિન્દુ પ્રત્યેની શું છે એ પણ તેમણે જાણી લેવું જોઇએ. બંનેની વચ્ચે જ્યારે ત્યાગવૃત્તિ રહે, બંને પોતાના હક્કની વાત જ ન કરે અને ફરજ અદા કરવાને જ મથે, ત્યારે જ ઘણા વર્ષનો ભેદભાવ છે તે ટળવા પામે. બંનેનાં મનમાં એકબીજાના ધર્મ પ્રત્યે માન હોવું જોઇએ. કોઈ દિવસ એક બીજાનું બૂરૂં એકાંતમાં પણ ન ઇચ્છે, અને કોઈ આકરો શબ્દ વાપરે, તો એને તેમ કરતો અટકાવવાને સારૂ વિનયપૂર્વક સમજાવે. આમ મહા પ્રયત્ન થાય, ત્યારે જ ભેદભાવ ટળે. એ પ્રમાણે કરવાને જ્યારે ઘણા હિન્દુ અને મુસલમાન તૈયાર થાય, ત્યારે આપણે

લીધેલું વ્રત શોભે. હવે આ વ્રતની મહત્તા અને કઠિણાઈ સહેલથી સમજાઇ શકે એમ છે. આ શુભ પ્રસંગે (જે દેશની અંદર જે વખતે સત્યનો ભારે આગ્રહ વર્તી રહ્યો હોય એ પ્રસંગ શુભ જ હોય, તેવે પ્રસંગે) આપણે એકતાનું વ્રત લઇએ એમ હું ઇચ્છું છું. અગ્રેસર મુસલમાન ભાઇઓ, અને અગ્રેસર હિન્દુ ભાઇઓ પ્રથમથી મળી ખૂબ વિચાર કરી અને પછી ભેળા થઇને એક નિશ્ચય ઉપર આવી શકે, તો એ વ્રત લેવાની હું જરૂર સલાહ આપું. મારી ઉમેદ છે કે જો તે પ્રયત્ન જારી રહેશે, તો થોડા દિવસની અંદર આપણે એ ફળ જોઇશું. વ્યક્તિવાર વ્રત તો આજે જ લઈ શકાય, અને ઘણા હિન્દુ-મુસલમાનો હંમેશાં લેતા જાય એમ હું ઇચ્છું છું, મારી સાવચેતીઓ કેવળ મોટા સમુદાયોની પાસે લેવડાવવા વિષે જ છે. મારી મતિ પ્રમાણે જો આપણે વ્રત લઇએ, તો તે નીચે પ્રમાણે હોવું જોઇએઃ—

૧. ઇશ્વરને ખુદાને દરમિયાન જાણી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે હિન્દુ અને મુસલમાનને સગા ભાઇની જેમ જાણીને બંને વચ્ચે જરા પણ ભેદભાવ નહિ રાખીએ. અમે એક બીજાને દુઃખે દુઃખી થઇશું, અને તેમાં અમારી શક્તિ મુજબ સંપૂર્ણ ભાગ લઇશું. અમે એક બીજાના ધર્મનો કોઈ પણ રીતે વિરોધ નહિ કરીએ. એક બીજાની ધાર્મિક લાગણી નહિ દૂભવીએ, અને એક બીજાના તરફ માનપૂર્વક વર્તીશું. ધર્મને નામે કે ધર્મને બહાને કદિ એક બીજાનું ખૂન નહિ કરીએ.

૮. આપણી પ્રાચીન સંસ્કૃતિએ જે માર્ગ આપણને બતાવ્યો છે, તેનો આપણે ત્યાગ કર્યો છે એટલે આપણે દુઃખો ઉઠાવી રહ્યા છીએ, જે દુઃખો આપણામાં શક્તિ હોત તો દૂર પણ કરત. મને આશા છે કે હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહુદી અને જે સર્વે હિન્દમાં જન્મ્યા છે અને જેઓ હિન્દને વતન બનાવી રહ્યા છે, તેઓ આ રાષ્ટ્રીયવ્રતના પાલનમાં પૂર્ણ રીતે ભાગ લેશે. અને હું આશા રાખું છું કે સ્ત્રીઓ પણ પુરુષોની પેઠે સંપૂર્ણતાથી ભાગ લેશે.



# ૮. હિંદુ-મુસલમાન એકતા.

(૧)

૧. કોઈ સવાલ કરશે કે મુસલમાન હિંદમાં દાખલ થયા તે પહેલાં આપણે એક પ્રજા હતા પણ હવે તો મુસલમાનની, પારસીની. ખ્રિસ્તીની, એક મોટી સંખ્યા છે, તે એક પ્રજા હોય નહિ. હિન્દુ–મુસલમાનને તો હાડવેર છે. આપણી કહેવતો પણ તેવી જ છે. 'મીયાં ને મહાદેવને ન બને.' 'હિન્દુ પૂર્વમાં તો મુસલમાન પશ્ચિમમાં પૂજે.' મુસલમાન હિન્દુને બુતપરસ્તને પૂજનાર ગણી તેનો તિરસ્કાર કરે. હિન્દુ મૂર્તિપૂજક; મુસલમાન મૂર્તિનું ખંડન કરનાર છે. હિન્દુ ગાયને પૂજે; મુસલમાન તેને મારે. હિન્દુ અહિંસક; મુસલમાન હિંસક. આમ ડગલે ડગલે વિરોધ છે તે ક્યાંથી મટે? અને હિન્દ ક્યાંથી એક થાય?

૨. આનો જવાબ એટલો જ છે કે હિન્દુસ્થાનમાં ગમે તે ધર્મના માણસ રહી શકે છે, તેથી કાંઈ એ એક પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય તે પ્રજાભંગ નથી કરી શકતા. તેઓ પ્રજામાં ભળી જાય છે. એમ થાય ત્યારે જ અમુક મુલકની તે પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઈએ. તેવું હિન્દમાં હતું અને છે. બાકી ખરૂં જોતાં જેટલા માણસ એટલા ધર્મ ગણી શકાય. એક પ્રજા થઈ રહેનાર માણસો એક બીજાના ધર્મની વચમાં પડતા નથી. જો પડે તો સમજવું કે તેઓ એક પ્રજા થવાને લાયક નથી. હિન્દુ જો એમ માને કે હિન્દ માત્ર હિન્દુથી જ ભરેલું હોય, તો તે સ્વપ્નું જ છે. મુસલમાન એમ માને કે તેમાં માત્ર મુસલમાન જ વસે, તો તે પણ સ્વપ્નું જ સમજવું. છતાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે, તેઓ એક

દેશી, એક મુલકી છે, તે મુલકી ભાઈ છે અને તેણે એક બીજાના સ્વાર્થની ખાતર પણ એક ભાઇ થઈ રહેવું પડશે.

૩. દુનિયાના કોઈપણ ભાગમાં એક પ્રજાનો અર્થ એક ધર્મ એમ થયો નથી. હિન્દુસ્થાનમાં હતો નહિ.

૪. પણ બંનેના હાડવેર એ બંનેના દુશ્મને શોધેલું વાકય છે. જ્યારે હિન્દુ-મુસલમાનો લડતા, ત્યારે એવી વાતો પણ કરતા. લડતા તો કયારના બંધ થયા છીએ, પછી હાડવેર શાનાં? વળી એટલું તો યાદ રાખજો કે અંગ્રેજ આવ્યા પછી આપણે લડતા બંધ થયા છીએ એવું કાંઈ નથી. હિન્દુઓ મુસલમાન રાજાઓની નીચે અને મુસલમાનો હિન્દુ રાજાઓની નીચે રહેતા આવ્યા છે. બંને જણને પાછળથી માલમ પડયું કે લડાઈ કરવાથી કોઇને ફાયદો નથી. લડાઇથી એક બીજા પોતાનો ધર્મ નહે છોડે. તેમ એક બીજા પોતાની હઠ પણ નહિ મૂકે. તેથી બન્નેએ સંપીને રહેવાનો ઠરાવ કર્યો. કજીઆ તો પાછા અંગ્રેજોએ શરૂ કરાવ્યા.

૫. 'મીયાં મહાદેવને નહિ બને' એ કહેવત પણ ઉપર પ્રમાણે સમજવી. કેટલીક વાતો રહી જાય છે, જે નુકસાન કર્યા જ કરે છે. આપણે કહેવતની ધૂનમાં એટલું પણ યાદ નથી કરતા કે ઘણા હિન્દુ અને મુસલમાનના બાપદાદા એક જ હતા. આપણામાં એક જ લોહી છે. શું ધર્મ બદલ્યો એટલે દુશ્મન થઇ ગયા? શું બંનેનો ખુદા જૂદો છે? ધર્મ એ તો એક જ જગ્યાએ પહોંચવાના જૂદાજૂદા રસ્તા છે. આપણે બંને નોખા માર્ગ લઇએ તેમાં થયું શું? તેમાં દુઃખ શું?

૬. વળી એવી કહેવત તો શૈવી વૈષ્ણવમાં રહેલી છે. તેથી તેઓ એમ નહિ કહે કે તેઓ એક પ્રજા નથી. વેદધર્મ અને જૈનધર્મ વચ્ચે બહુ તફાવત જણાય છે, છતાં તેથી તે બે એક પ્રજા નથી થતા? આપણે ગુલામ બની ગયા છીએ, તેથી જ આપણે આપણા કજીઆ ત્રીજે ઠેકાણે લઈ જઇએ છીએ.

૭. જેમ મુસલમાન મૂર્તિ ખંડન કરનાર છે, તેમ હિન્દુમાં પણ તેવી શાખા જોવામાં આવે છે. જેમ જેમ ખરૂં જ્ઞાન વધતું જશે, તેમ આપણે સમજીશું કે આપણને પસંદ ન પડે એવો ધર્મ સામેનો માણસ પાળતો હોય, તોપણ આપણે તેની સામે વેરભાવ રાખવો ન ઘટે, આપણે તેની સામે જબરદસ્તી ન કરીએ.

૮. હું પોતે ગાયને પૂજું છું એટલે કે માન આપું છું. ગાય હિન્દની રક્ષા કરનારી છે, કેમકે તેની પ્રજા ઉપર હિન્દ જે ખેતીનો મુલક છે તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી પ્રાણી છે. તે ઉપયોગી પ્રાણી છે તે તો મુસલમાન ભાઇઓ પણ કબૂલ કરશે.

૯. પણ જેમ હું ગાયને પૂજું છું, તેમ હું માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે તેમ માણસ પણ, પછી તે મુસલમાન હોય કે હિંદુ હોય પણ તે ઉપયોગી છે; ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાન સાથે લડીશ? તેને હું મારીશ? આમ કરવા જતાં મુસલમાનનો તેમ જ ગાયનો હું દુશ્મન બનીશ. એટલે મારા વિચાર પ્રમાણે તો હું કહું છું કે ગાયની રક્ષા કરવાનો ઉપાય એક જ છે કે મારે મારા મુસલમાનભાઈની પાસે હાથ જોડવા અને તેને દેશની ખાતર ગાયને ઉગારવા સમજાવવું. જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી, કેમકે તે મારા અખત્યારની વાત નથી, મને જો ગાયની ઉપર અત્યંત દયા આવતી હોય, તો મારે મારો પ્રાણ દેવો. પણ મુસલમાનનો પ્રાણ લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે એમ હું માનું છું.

૧૦. 'હા'ને અને 'ના'ને હંમેશાં વેર છે. જો હું વાદ કરૂં તો મુસલમાન પણ વાદ કરશે, જો હું ટેડો બનીશ તો તેઓ પણ ટેડા બનશે, જો હું વેંત નમીશ તો તેઓ હાથ નમશે અને કદાચ નહિ નમે તો હું નમ્યો તે કાંઈ ખોટું કર્યું નહિ કહેવાય. જ્યારે આપણે હઠ કરી, ત્યારે ગાયનો વધ વધ્યો.

૧૧. મારા ભાઇ ગાયને મારવા દોડે તો મારે તેનું શું કરવું? તેને મારે મારવા કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો તો મુસલમાનભાઇને પણ પગે પડવું જોઇએ.

૧૨. ગાયને દુઃખ દઇને ગાયનો વધ હિન્દુ કરે છે, તેને કોણ છોડવે છે? ગાયની પ્રજાને જે હિન્દુ પરોણા મારે છે, તે હિન્દુને કોણ સમજાવે છે? તેથી એક પ્રજા થતાં આપણે અટકયા નથી.

૧૩. છેવટમાં હિન્દુ અહિંસક અને મુસલમાન હિંસક છે એ ખરૂં હોય તો અહિંસકનો શો ધર્મ છે? અહિંસકે કાંઈ માણસની હિંસા કરવી એમ લખ્યું નથી. અહિંસકોને તો સીધો રસ્તો છે. તેણે એકને બચાવવા બીજાની હિંસા કરવાની જ નથી. તેણે તો માત્ર પાયનમન કરવાનું રહ્યું છે. તેમાં તેનો પુરુષાર્થ છે.

૧૪. પણ શું હિન્દુ માત્ર અહિંસક છે. મૂળ વિચારતાં કોઈ અહિંસક નથી, કેમકે જીવનની હાનિ, તો આપણે કરીએ છીએ. પણ તેમાંથી છૂટવા માગીએ છીએ, માટે અહિંસક સાધારણ વિચાર કરતાં જોઇએ છીએ કે ઘણા હિન્દુ માંસાહારી છે. એટલે તે અહિંસક ન ગણાય. તાણી તોડીને જૂદો અર્થ કરવો હોય, તો મારે કાંઈ કહેવાનું નથી. જ્યારે આમ છે ત્યારે એક હિંસક અને બીજા અહિંસક છે, તેથી ન બને એ વાત તદ્દન ખિલાફ છે.

૧૫. આવા વિચારો સ્વાર્થી ધર્મશિક્ષક શાસ્ત્રીઓ—મુલ્લાંઓએ આપ્યા છે. અને અધુંરૂં હતું તે પૂરૂં અંગ્રેજોએ કર્યું છે. તેઓને ઇતિહાસો લખવાની ટેવ રહી. દરેક માણસનાં રીતરિવાજો જાણવાનો ડોળ રહ્યો. ઇશ્વરે મન નાનકડું બનાવ્યું છતાં તેઓ ઇશ્વરી દાવો કરતા આવ્યા છે, અને કાંઈ કાંઈ અખતરા કરે છે. પોતાનાં ઢોલ પોતે વગાડે છે. અને આપણા મન ઉપર તેની ખાત્રી બેસાડે છે. આપણે ભોળપણમાં તે બધું માનીએ છીએ.

૧૬. જેઓ આડું નથી જોવા માગતા તેઓ જોઈ શકે છે કે કુરાને શરીફમાં એવાં સેંકડો વચનો છે કે જે હિન્દુને માન્ય હોય. ભગવદ્ગીતામાં

એવું લખેલું છે કે તેની સામે મુસલમાનને કાંઈ કહેવાનું ન રહે. કુરાને શરીફમાં કેટલુંક એવું છે જે મારાથી ન સમજાય અથવા મને પસંદ ન આવે, તેથી શું મારે તેને માનનારનો તિરસ્કાર કરવો ? કજીઓ એ માણસથી જ થાય. મારે કજીઓ નહિ જ કરવો હોય, તો મુસલમાન શું કરે ? અને મુસલમાનને નહિ કરવો હોય, તો હું શું કરવાનો હતો ? હવામાં હાથ ઉગામનારનો હાથ ખપી જાય છે. સૌ પોતપોતાના ધર્મનું સ્વરૂપ સમજી તેને વળગી રહે અને શાસ્ત્રી મુલ્લાંને વચમાં ન પડવા દે, તો કજીઆનું મેં કાળું જ રહેવાનું.

૧૭. એ ભાઇને બનાવવું હોય, તો તેમાં કોણ ભંગ પાડી શકે છે? જો તેઓ વચ્ચે ત્રીજો માણસ તકરાર કરાવી શકે, તો તે ભાઇઓને આપણે કાચા હૈયાના કહીશું. તેમ જ જો આપણે હિન્દુ-મુસલમાનો કાચા હૈયાના હોઇશું, તો તેમાં અંગ્રેજનો વાંક કહાડવાનો નહિ રહે. કાચો ઘડો એક કાંકરેથી નહિ તો બીજેથી ફૂટશે. તેને બચાવવાનો રસ્તો ઘડાને કાંકરાથી દૂર રાખવો એ નથી, પણ તેને પાકો કરવો કે જેથી કાંકરાનો ભય જ ન રહે. તેમ જ આપણે પાકા હૈયાના થવાનું છે. વળી બેમાંથી એક પાકા હૈયાના હોઇશું, તોપણ ત્રીજો ફાવી શકશે નહિ.

૧૮. હું એમ કહેવા નથી માગતો કે હિન્દુ-મુસલામાન કોઈ દહાડો લડશે નહિ. બે ભાઈ ભેળા રહે, ત્યારે તકરાર થાય છે. કોઈ વેળા આપણાં માથાં ફૂટશે; તેમ થવાની જરૂર હોય નહિ. પણ બધા માણસો સરખી મતિના નથી હોઈ શકતા. એક બીજા આવેશમાં આવે, ત્યારે ઘણીક વેળા સાહસ કામ કરે છે, તે આપણે સહન કરવાં પડશે. પણ આપણે તેવી તકરાર પણ મોટી વકીલાત ડહોળીને અદાલતમાં નહિ લઈ જઇએ. બે જણ લડ્યા. બંનેનાં કે એકના માથાં ફૂટ્યાં. પછી તેમાં ત્રીજો માણસ શો ન્યાય 'કરનાર હતો ? લડશે તો ઘવાશે ખરા. શરીર અફળાય, ત્યારે તેની નિશાની રહે જ, તેમાં ન્યાય શો હોઈ શકે ?

૧૯. [બેની લડાઇમાં ત્રીજો ભેળવાય, ત્યારે પહેલા બેને પારાવાર નુકસાન થાય છે; તેમ જ હિંદુ-મુસલમાનનું થયું. અંગ્રેજોનો આશરો લીધો એટલે તેમણે કુસંપ વધાર્યો, પોતાનું બળ જમાવ્યું, અને શાંતિ તથા સુવ્યવસ્થાને નામે હિંદને નિશઃસ્ત્ર કરી મૂક્યું.] હિન્દુ-મુસલમાનની માણસાઈ હરી લીધી છે તે કોણે ? સરકારના શસ્ત્રબળની સામે થવાની જ આપણી શક્તિ નથી. મુગલાઇમાં આપણી એવી હલકી દશા ન હતી. મોપલાના શસ્ત્રબળ સામે શસ્ત્રથી થવાના ઉપાયો હું ગોઠવી શકું છું, પણ જો કે હું મને પોતાને શસ્ત્રાસ્ત્રનો કંઈક જાણનાર માનું છું, તો યે સરકારના શસ્ત્રબળ સામે શસ્ત્રનો પ્રયોગ નથી હું શોધી શકતો અને નથી અલીભાઇઓ શોધી શક્યા.

૨૦. વળી હિંદુ-મુસલમાન ઐક્યનું નભવું બન્નેના શાંતિના સ્વીકાર ઉપર જ નિર્ભર છે. દરેક કોમના આગેવાનોએ કબૂલ કરવું જ પડશે કે આપણી વચ્ચેના ઝઘડાનો ફડચો કેવળ શાંતિથી એટલે પંચ મારફતે જ થવો જોઇએ.

૨૧. છેવટમાં જે હિન્દુને બળાત્કારે મુસલમાન કરવામાં આવ્યા છે, તે કંઈ મુસલમાન ગણાય નહિ. તેઓ અભડાયા ગણાય નહિ. તેઓને હિંદુમાં ગણવાનો સંપૂર્ણ અધિકાર છે. તેઓને કશા ય પ્રાયશ્ચિત્તની જરૂર નથી.



# ૯. હિંદુ-મુસલમાન એકતા.

(૧)

૧. હિંદુ–મુસલમાન વચ્ચે જેવી એકતા અત્યારે ફેલાયેલી છે તેવી આ જમાનામાં કદિ નથી ફેલાયેલી એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. એ એકતા અવિચળ રહે એવું આપણે ઇચ્છીએ, પણ જ્યાંસુધી એ ઇચ્છા મુજબ આપણો પ્રયત્ન ન હોય, ત્યાંસુધી એ એકતા નભે નહિ, તેમાં વધારો ન થાય.

૨. એ એકતા કેવળ સ્વાર્થથી જ મેળવાયેલી હશે, તો સ્વાર્થ સર્યા પછી નહિ નભે એમાં કંઈ શંકા નથી. તેથી એકતા વધવાનાં કારણો તપાસવાં એ જરૂરનું છે.

૩. ખિલાફતના સવાલમાં હું આગળ પડતો ભાગ લઉં છું તે ઠીક નથી એમ કેટલાકનું માનવું છે. તેમાંનો એક પક્ષ એમ કહે છે કે હિંદુ–મુસલમાન વચ્ચે હાડવેર છે એ તે કેમ જાય? આ પ્રશ્નનો જવાબ હું આ સ્થળે આપવા નથી ઇચ્છતો. માત્ર એટલું જ કહીશ કે એવો સવાલ કરીએ, તો અનેક ગુંચવાડા ઉકેલવા અશકય જ થઈ પડે. પુરુષપ્રયત્નથી બધું થઈ શકે એમ કહેવાય છે, અને બને છે એમ પણ આપણે જોઇએ છીએ. આ કામમાં એવી અશકયતા માની લેવાનું જરા યે કારણ નથી.

૪. બીજો પક્ષ કહે છે કે ખિલાફતનો સવાલ ભલે મુસલમાનોના દીનનો હોય, પણ તેઓ ઇન્સાફ પર નથી. તુર્કીની સાથે આપણને શો સંબંધ? તુર્કીના અન્યાયનો પાર નથી. તેઓનું જૂલમી રાજ્ય પાછું સ્થપાય તેમાં દુનિયાને શો લાભ? આવા અનેક પેટા–સવાલો થયા છે. બધાનો જવાબ આપવા બીજી વેળા પ્રયત્ન કરીશ. મુખ્ય મુદ્દા આ

પ્રસંગે તપાસીશ. ખિલાફતના મામલામાં મુસલમાનો તદ્દન ન્યાયના રસ્તા પર છે એમ હું માનું છું. ધર્મની લાગણીની જ વાત હોય પણ આપણી બુદ્ધિ તેવી લાગણી કબૂલ ન કરે, તો આપણે આવા સવાલમાં મદદ કરવા બંધાયેલા નથી એમ પણ હું કબૂલ કરૂં છું. પણ ખિલાફતના સવાલમાં ધર્મનો સવાલ કોરે મૂકતાં પણ તેઓ ન્યાયના રસ્તા પર જ છે. લડાઈ વેળા દેશોની જે સરહદ હતી તે જાળવવી અને કોઇને સજા કરવાના ઇરાદાથી જરા યે નુકસાન ન કરવું એ ધોરણ મિત્રરાજ્યોએ સ્વીકારેલું, અને પ્રેસિડંટ વિલ્સને* કબૂલેલું. મુસલમાનો આ સિદ્ધાંતનો સ્વીકાર કરાવવા ઇચ્છે છે. તેઓ કહે છે કે તુર્કીની જે સત્તા ૧૯૧૪ના ઓગસ્ટમાં હતી તે કાયમ રહેવી જોઇએ. અરેબિયા અને મુસલમાનોનાં પવિત્ર સ્થળોનો કબજો ખલીફાના હાથમાં રહેવો જોઇએ. સુલતાનની ખ્રિસ્તી, યહુદી રૈયતના હક્કોનું રક્ષણ થાય એવી ખોળાધરી સુલતાનના મરતબાને ઇજા ન પહોંચે તેવી રીતે ભલે લેવાય. આરબોની સ્વતંત્રતા ભલે જળવાય. આમાં કયાં યે ગેરવ્યાજબી માગણી હું જોતો નથી. એમાં તુર્કીના કહેવાતા જૂલમનો જવાબ આવી જાય છે. આવા પ્રકારનાં વચનો બ્રિટિશ પ્રધાને આપ્યાં છે. હવે જો આટલું ન મળે તો મુસલમાનોને ભારે ગેરઇન્સાફ થાય અને તેમની ધર્મની લાગણી દુખાય. એટલે હું માનું છું કે પાડોશી પ્રત્યેની આપણી ફરજ જો આપણે અદા કરવા માગતા હોઇએ, તો મુસલમાન ભાઇઓને મદદ કરવાની આ સર્વોપરી ફરજ છે.

૫. પણ સનાતની હિન્દુ મને કહે છે કે ભલે અમે મદદ કરીએ, પણ હિંદુ હવે તો એક પ્યાલે પાણી પીએ છે, જોડે જમણ જમે છે, અને

*પ્રેસિડન્ટ વિલ્સન.—( જ. ૧૮૫૬ ). જેણે પોતાના જીવનની શરૂઆત શિક્ષક તરીકે કરી અને અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સના પ્રમુખની પદવી ૧૯૧૩ થી ૧૯૨૧ સુધી ભોગવી. મહાન વિગ્રહ વખતે તેણે જર્મન શહેનશાહ કૈસર પાસેથી લડાઈ દરમિયાન અમાનુષી શસ્ત્રો ન વાપરવાનું વચન લીધું, પરંતુ જ્યારે જર્મન શહેનશાહે તે વચન તોડયું, ત્યારે તેણે જર્મની સાથેનો અમેરિકાનો સંબંધ તોડી નખાવ્યો, અને ઇંગ્લાંડને તે વિગ્રહમાં ફતેહ અપાવવા સામેલ કર્યું.

દીકરાદીકરીની લેવડદેવડ કરવાની વાતો ચાલે છે. એકતાની શરૂઆત કરવા આપણે પરસ્પર કન્યાવ્યવહાર અને ભોજનવ્યવહાર કરીએ એવું કેટલાક ઇચ્છતા હોય એમ જણાય છે. તેઓનો જડમૂળનો ફેરફાર જો આ હોય અને સ્વરાજ્ય મળતાં પહેલાં આ વસ્તુઓ સાધી લેવી પડે જ એવું હોય, તો મને લાગે છે કે કાંઈ નહિ તો એક સૈકું તો આપણે સ્વરાજ્ય માટે રાહ જોવી જ પડશે. એનો અર્થ જ એ થાય છે કે બન્ને પોતપોતાનો ધર્મ છોડી દે. એમ કરવું ખોટું છે એમ હું નથી કહેતો, પરંતુ એટલું તો કહું છું કે આ સુધારો અમલમાં મૂકી શકાય એવો નથી, અને આ ફેરફાર કદાચ કોઈ દિવસ પણ થઈ શક્યો, તો તેમાં હિંદુ-મુસલમાનની એકતા નહિ હોય.

૬. સનાતનીનો ભય ખરો છે, પણ તેને સારૂ સબળ કારણ નથી. ખિલાફતના મામલામાં મદદ કરવાને સારૂ એક પ્યાલે પાણી પીવાની, સાથે ખાવાપીવાની કે દીકરાદીકરી લેવાદેવાની જરૂર જરા યે નથી. હિંદુ પોતાનો ધર્મ ચુસ્તપણે પાળતાં છતાં જ્યારે મુસલમાનને પોતાના ભાઈ સમાન ગણે, ત્યારે જ એકતા થાય. હું મારા દીકરાએ પીધેલો પ્યાલો સાફ કર્યા વિના ન વાપરૂં અને મેં એંઠો કરેલો પ્યાલો તેને ન વાપરવા દઉં; છતાં મારા દીકરા ઉપરનો મારો પ્રેમ ઓછો થતો નથી. ભાઇબ્હેન નથી પરણતાં, પણ ભાઈબ્હેનની વચ્ચેનો નિર્મળ સ્નેહ આપણે ક્યાં ગોતવા જઈશું? એક ગોત્રમાં ઘણા હિંદુ નથી પરણતા, છતાં તેથી તેઓની એકતામાં ખામી નથી આવતી. ખરૂં તો એ છે કે જો આપણે પાણી, ભાણા અને બેટી વહેવાર એ એકતાને સારૂ જરૂરના છે એવું માનીએ, તો હિંદુ-મુસલમાન વચ્ચે એકતા થાય જ નહિ. તેથી જ્યારે જ્યારે હું સાંભળું છું કે હિંદુ-મુસલમાનોએ એક પ્યાલે પાણી પીધું, તેઓ એક થાળીએ જમ્યા, ત્યારે ત્યારે હું દિલગીર થાઉં છું, કેમકે એવી વાતો સાંભળીને પણ ચુસ્ત હિંદુનું મન દૂભાય. દૂભવવાનું કારણ હોય તો દૂભવવું એ જૂદી વાત છે. પણ જ્યાં એક પ્યાલે પાણી પીવામાં એકતા નથી રહેલી, ત્યાં તે ક્રિયાને આગળ મૂકી તેને એકતાની નિશાની ગણવી એ એકતામાં વિઘ્ન નાખ્યા સમાન છે. હું તો એમ માનું છું કે આપણે ખાવાની ક્રિયાને

ખોટું મહત્ત્વ આપી, મંદવાડ અને ભૂખમરો વહોરી લીધો છે, અને સંયમને અધરો કરી મૂક્યો છે. જેવી શૌચક્રિયા છે, તેવી જ ખાવાની ક્રિયા છે. બન્ને મેલી ક્રિયા છે. તે એકાંતે જ કરવા લાયક છે. આપણને ખાવામાં ઘણો રસ આવે છે, તેથી એ વિષયને ઉઘાડી રીતે ભોગવી આપણે શરમ છોડી બેઠા છીએ. ઘણા મર્યાદિત હિંદુઓ ખાવાની ક્રિયા પ્રભુનું નામ લઈ શરીરયાત્રાને અર્થે એકાંતમાં કરે છે, એ અનુકરણ કરવા જેવું છે એમ હું તો માનું છું. પણ મારી માન્યતા ભલે ભૂલભરેલી ગણાએ.. મારે તો એટલું જ સિદ્ધ કરવું છે કે હિન્દુ–મુસલમાનમાં સંપ વધારવા સારૂ સાથે ખાવાપીવાની જરૂર નથી. ખાવાપીવાનો સવાલ ઉઠાવવો એ સંપમાં વિઘ્ન કરવા જેવું છે.

૭. હવે બેટીવહેવાર તપાસીએ. ઘણા હિંદુ–મુસલમાન પોતાની સ્વેચ્છાએ સાથે ખાય છે, તે હિંદુસંસાર સહન કરે છે. પણ બેટી-વહેવાર તો ક્યાંયે નથી; અને તેને ઉત્તેજન અપાય તો હિંદુધર્મનો લોપ થાય. હિંદુ–મુસલમાન પરણીને એકબીજાનો ધર્મ પૂરો જાળવી શકે એ હું અશક્ય માનું છું. ધાર્મિક ભાવના વિનાના મનુષ્ય નિરર્થક જીવે છે. એ ભાવના શુદ્ધ રાખવી હોય, તો એકબીજા વચ્ચે બેટીવહેવારનો સવાલ ઉઠી શકે જ નહિ. હિન્દુ કે મુસલમાન પોતાના ધર્મને વિષે મંદ રહી એકતા રાખે એ એકતા ખરી નથી, એ હિંદુ–મુસલમાનની નથી. આપણે તો હિંદુ–મુસલમાનની એકતા ઇચ્છીએ છીએ. તે મેળવવી હોય અને તેને નિરંતર નભાવવી હોય, તો આપણે બેટીવહેવારનો છેદ ઉડાવવો જ જોઇએ. મારી માન્યતા છે કે ચુસ્ત મુસલમાનોની પણ એ જ લાગણી છે. મુસલમાન હિંદુને હિંદુ તરીકે ન જ પરણી શકે. એવાં જોડાંની પ્રજા કયો ધર્મ પાળે ? એકે બીજાનો ધર્મ અંગીકાર કરવો જ જોઇએ, અથવા બંનેએ ધર્મહીન થઇ રહેવું જોઇએ, અથવા નવો પંથ સ્થાપવો જોઇએ. એકે દશામાં હિંદુ–મુસલમાનની એકતાનો સમાવેશ નથી.

૮. તેથી મેં ઘણીવાર કહ્યું છે કે અલીભાઇઓ અને હું એ તો હિંદુ–મુસલમાન એકતાના પદાર્થપાઠ રૂપે છીએ. અમે બન્ને અમને

પોતપોતાના ધર્મમાં ચુસ્ત માનીએ છીએ. ભાઇઓ માટે મને આટલો આદર હોવા છતાં મારી દીકરી હું તેમના દીકરાને ન જ આપું. તેમ જ મારો દીકરો હિંદુ હોવા છતાં પોતાની અંદર બીજો બધો સુધારો કરે અને તેમની દીકરીનો હાથ પકડવાને લાયક બને એમ ધારી લઇએ, તોપણ હું જાણું છું કે તેઓ તેમની દીકરી મારા દીકરાને ન જ આપે. હું તેમનો આમિષ ખોરાક ખાતો નથી, અને મારા સંયમને જો તેવું નામ આપી શકાતું હોય, તો મારા ધર્માંધપણાને તેઓ માનપૂર્વક નભાવી લે છે. આટલું છતાં અલીભાઇઓનાં દિલ અને મારૂં દિલ જેટલાં મળેલાં છે, એવાં કોઈ ત્રણ જણનાં દિલ મળેલાં હશે એમ મને લાગતું નથી. મારૂં સ્વપ્ન તો એ છે કે તિલકધારી કંઠીબંધ વૈષ્ણવ અથવા વિભૂતિ અને રુદ્રાક્ષની માળાથી વિભૂષિત સંધ્યાસ્નાનાદિ નિયમસર કરનાર હિંદુ, અને નિમાજી પરહેજગીર મુસલમાન સહોદર થઈ રહી શકે. પ્રભુની ઇચ્છા હશે, તો એ સ્વપ્ન ખરૂં જ પડશે.

૯. શંકાથી ઘેરાયેલ કોઇ ભાઈ કહેશે કે ખિલાફતના મામલામાં મદદ કર્યાથી એકતા વધતી હોય, તો વકીલ અને અસીલ વચ્ચે પણ એકતા હોય. આ શંકામાં બે ભૂલો જોઉં છું. હિંદુસ્થાનના અસીલ તો એવા ગરીબ છે કે પોતે પૂરૂં ભાડું આપ્યું છે એવા ભાડુતી વકીલને પણ પૂજે છે. પણ જ્યાં વકીલાત બદલો ઇચ્છતી નથી, ત્યાં તો તે વકીલાત અસીલને ગુલામ તરીકે ખરીદી લે છે. દાદાભાઇને જેણે દીઠા પણ નથી, જેની સાથે દાદાભાઈ ન જ જમે એવા રક્તપિત્તથી પીડાતા હિંદી પણ એ વકીલને પૂજે છે. ગોખલેની ભાડા વિનાની વકીલાતે તેમને અમર પદ આપ્યું છે. જો બાવિશ કરોડ હિંદુ જ્ઞાનપૂર્વક ખિલાફતના સવાલના મુસલમાનોની વકીલાત કરે, તો હું માનું છું કે તેઓ આઠ કરોડ મુસલમાનોના મતને સદાને સારૂ હરી લે. મૌલાના અબ્દુલ બારી સાહેબને ત્યાં હું પ્રેમભાવથી રહ્યો. તેમણે મારે સારૂ બ્રાહ્મણ રસોઇયાને બોલાવ્યો અને મારૂં દુધ પણ તેને હાથે ગરમ કરાવ્યું. પોતે માંસાહારી છે, પણ મને તેમના ઘરમાં માંસ જોવા પણ ન દીધું. આવી મર્યાદા જાળવી, તેથી અમારી વચ્ચેની મિત્રતા ઘટી નહિ પણ વધી.

૧૦. અગાઉ કદિ નહોતું સમજાયું એટલું આજે આપણને બધાને સમજાય છે કે હિંદુ–મુસલમાન વચ્ચે એવી એકતા સિવાય સ્વતંત્ર થવું હિન્દુસ્થાનને સારૂ અશકય છે અને હું એટલે સુધી કહું છું કે એ ઐકય વિના મુસલમાનો પણ પોતે ઇચ્છે છે એટલી હિન્દની સેવા કરી શકશે નહિ. કુસંપથી આપણે હંમેશ ગુલામ જ રહેવાના. તેથી હિંદુ–મુસલમાન એકતાના ધર્મને ફાવશે, ત્યાંસુધી ઠીક છે, નહિ ફાવે તે દિવસે ઉંચો મૂકીશું એવો સગવડિયો ધર્મ કરી શકાય તેમ નથી. સ્વરાજ્ય આપણને અકારૂં થાય, ત્યારે જ આપણે તે ઐકયને તિલાંજલિ આપી શકીએ. ગમે તે કાળે અને ગમે તે સ્થિતિમાં પણ હિંદુ–મુસલમાનનું ઐકય કાયમ રહે એ જ આપણી શાશ્વતનીતિ હોવી જોઇએ.

૧૧. વળી આ ઐકય પારસી, ખ્રિસ્તી, યહુદી કે જોરાવર શીખ કોમ જેવી નાની કોમોને કદાપિ ભય રૂપ ન થવું જોઇએ. તેમાંની કોઈ કોમને દબાવવાનો વિચાર કરીશું, તો કોઇક દહાડો આપણે એકબીજા સામે પણ લડી પડીશું.

૧૨. મારા મત પ્રમાણે અહિંસાને આપણે વ્યવહારનીતિ તરીકે દઢતાપૂર્વક ન અખત્યાર કરીએ, ત્યાંસુધી આવું ઐકય સ્થાપવું અશકય છે. વ્યવહારનીતિ એટલા સારૂ કહું છું કે એ અહિંસાધર્મ હિંદુ–મુસલમાન એકતા જાળવી રાખવા પૂરતા ઉદ્દેશથી જ ભલે સ્વીકારીએ, તોપણ તેનું પરિણામ તો એ જ આવે કે અમુક વખતને માટે નહિ, પણ હંમેશને માટે એકસંપથી સગા ભાઈ સમાન રહેનારા હિંદુ-મુસલમાનવાળું હિંદ આખી દુનિયાની સામે ઝૂઝી શકે, અને એવી ત્રિશ કરોડ પ્રજા અહિંના અંગ્રેજ કારભારીઓ સામે હિસાબ કરી લેવામાં હિંસાનો માર્ગ લેવો તેને તો કેવળ બાયલાપણું જ ગણે. આટલા દિવસ આપણા ભોળપણમાં આપણે તેમનાથી અને તેમની બંદુકથી ડર્યા, પણ જે ક્ષણે આપણે આપણા ઐકયનું બળ પ્રાપ્ત કરીશું, તે જ ક્ષણે તેઓથી ડરવું અને ડરીને તેમના ઉપર હાથ ઉપાડવાનો વિચાર કરવો એ આપણી નજરમાં નરી નામર્દાઇ જ લાગશે. તેથી જ મારા

દેશબંધુઓને અહિંસાને નબળાઇની નહિ પણ સબળાઇની દૃષ્ટિએ જોતા કરવાને હું આટલો આતુર અને અધીરો છું. પણ આપણે જાણીએ છીએ કે સબળાઇની અહિંસા હજુ આપણે નથી નિપજાવી શકયા; અને નથી નિપજાવી શકયા તેનું કારણ એ જ કે હિંદુ-મુસલમાન ઐક્યની વ્યવહારૂ જરૂર જ હજુ આપણે હૈયે બેઠી છે. એ ઐક્ય એથી ઉંડું નથી ઉતર્યું. હજુ આપણામાં એકબીજા પ્રત્યે ઘણો અવિશ્વાસ છે અને તેને પરિણામે ડર છે, છતાં મને નિરાશા નથી. આટલા વખતમાં એ ઐક્ય પેદા કરવામાં આપણે જે ગતિ કરી છે તે અદ્‌ભુત છે. એક જમાનાનું કામ આપણે દોઢ વર્ષમાં ઉકેલ્યું છે. પણ હજુ પુષ્કળ વધારે કરવાની જરૂર છે. પ્રજાને કે શિક્ષિતવર્ગને એમાંથી કોઇને એ વાત હજુ નસેનસમાં નથી ઉતરી કે આ ઐક્ય આપણે સારૂ પ્રાણ સમાન છે.

૧૩. પણ મને લાગે છે કે આ પરિપકવતાનો આધાર સંખ્યા ઉપર નહિ, પણ શ્રદ્ધાના પ્રમાણ ઉપર રહે છે. હિંદના હિંદુ-મુસલમાનના કાયમના ઐક્યમાં દિવાના જેવી શ્રદ્ધાવાળા થોડા હિંદુ-મુસલમાન હોય, તો આખી પ્રજામાં ઐક્યની ભાવના વ્યાપી જતાં વખત નહિ લાગે. આપણામાંથી થોડાંએ તો પ્રથમ બરોબર સમજી લેવું જોઇએ કે મન વાણી અને કર્મની એવી સંપૂર્ણ અહિંસા સિવાય આપણી રાજદ્વારી આકાંક્ષા પૂરેપૂરી પાર પાડવાજોગી કંઈ પ્રગતિ થઇ શકે તેમ નથી. ઉપર મેં બતાવી તે મુખ્ય ચાવીમાં જેને શ્રદ્ધા ન હોય તેવા કોઈ કાર્યકર્તાઓ આપણા દળમાં ન રહે તેવી સંભાળ રાખવા હું વિનંતિ કરૂં છું. બળવાન્ શ્રદ્ધા બહુમતીના નિયમ વડે નથી ઘડી શકાતી.

૧૪. વળી મારે મન તો આખા હિંદુસ્થાનના એવા ઐક્યની અને તેથી રાજદ્વારી આકાંક્ષાની સિદ્ધિને ખાતર અહિંસાને અનિવાર્ય સાધન તરીકે પ્રજાએ સ્વીકાર્યાની મૂર્તિમંત નિશાની રેંટિયો—ખાદી છે. જેને અહિંસાની વૃત્તિ અને હિંદુ-મુસલમાનનું શાશ્વત્ ઐક્ય જમાવવામાં શ્રદ્ધા હશે, તે હંમેશ નિયમિતપણે કાંતશે. ઘેર ઘેર સૂતર કંતાય અને સૌ કોઈ હાથે કાંતેલ સૂતરની હાથે વણેલ ખાદી જ પહેરતા થઈ જાય,

તે જ મારી દૃષ્ટિએ હિંદની કોમી એકતાની અને અહિંસાની પાકી સાબિતી છે. એ જ વસ્તુ હિંદની નીચોવાઇ ખાલી થયેલી કરોડો પ્રજા જોડે આપણો કુટુંબભાવ સિદ્ધ કરશે. નિત્ય નિયમ તરીકે આખી પ્રજા સૂતર કાંતે અને ધર્મ તેમ જ પૂજાભાવની લાગણીથી ખાદીનો ઉપયોગ કરે, એમાંથી જ હિંદની કોમો વચ્ચેના અતૂટ ઐક્યની ભાવના સ્ફુરશે અને દેશમાં તાજું લોહી ભરાશે. આટલું બીજા કશાથી પણ નહિ થઇ શકે.



# ૧૦. હિંદુ-મુસલમાન એકતા.

( ૩ )

૧. અસહકારને વિજયી બનાવવાનો આધાર જેટલો અહિંસા પર છે, તેટલો જ હિન્દુ-મુસલમાનની એકતા પર છે. અસહકારની લડત દરમિયાન આ બન્ને બાબતોને ખૂબ કટોકટીના પ્રસંગો આવશે, અને તેમ છતાં ન તૂટતાં જો એ અક્ષત રહેશે તો વિજય નક્કી છે.

૨. અસહકારના કાર્યક્રમને આપણે સફળ કરી બતાવવો હોય, તો જ્યારે જ્યારે આપણે માંહોમાંહે કજીઆ થાય, ત્યારે સરકારની મદદ વિના ચલાવી લેતાં આપણને આવડતું જોઇએ. ગુન્હેગારોને સજા કરવા માટે અથવા માંહોમાંહેના ટંટા પતાવવા માટે અંગ્રેજો ઉપર જ આપણે છેવટનો આધાર રાખવો પડે, તો આપણી અસહકારની આખી યોજના જ નિષ્ફળ સિદ્ધ થાય. દરેક ગામમાં ઓછામાં ઓછો એક હિન્દુ અને એક મુસલમાન એવા હોવા જ જોઇએ કે જેનું કર્તવ્ય બન્ને કોમ વચ્ચેના કજીઆનો નિવેડો આણવાનું જ હોય. કેટલીક વાર તો સગા ભાઇઓ પણ મારામારી પર આવી જાય છે. હું માની લઉં છું કે શરૂઆતમાં તો કોઈ કોઈ વાર આવાં છમકલાં થયા વગર રહેવાનાં નથી. કમનસીબે જાહેરમાં કામ કરનારાઓએ પ્રજાને અને ખાસ કરીને તેમાંના તોફાની વર્ગને સમજવાનો તથા સમજાવવાનો ઘણો જ ઓછો પ્રયત્ન કર્યો છે. આમ પ્રજાના આદરને આપણે પાત્ર થઇએ અને તેનાં તોફાની તત્ત્વો પર અંકુશ મેળવીએ તે દરમિયાન લોકો મીજાજ ખોઈ બેસીને ક્યાંક ક્યાંક દગાફિસાદ કરી દેશે પણ ખરા. પણ એવે પ્રસંગે સરકારની મદદ માગ્યા વગર ચલાવી લેતાં આપણને આવડવું જોઇએ.

૩. આપણે હિન્દુ-મુસલમાન વચ્ચે જે ઐક્ય ઇચ્છીએ છીએ, તે કાંઈ ઉપરચોટીઉં કે થીંગડાં દીધેલું નથી; સાચી દિલસફાઇ ઉપર ખડું થયેલું પરસ્પર હૃદયનું ગંઠન છે. મારે મતે આ એકતા એ મિથ્યાભાસ તો નથી જ, પરંતુ બહુ ઝપાટામાં તે કાયમનું સ્વરૂપ પકડતી જાય છે. મેં એટલી વાત સ્વીકારી છે કે હજી તે કુમળો રોપ છે અને તેને કાળજીપૂર્વક ઉછેરવાની જરૂર છે, પરંતુ આ ઢોંગ અથવા મનને મનાવવાની વાત તો નથી જ. કાંઇ નહિ તો બન્નેને માથે એક સામાન્ય એવો ભય ઝઝૂમી રહ્યો છે તે તો બન્ને કોમ જોઈ જ શકે છે, તેથી પણ આ એકતા ઢોંગ ન હોય. હિંદુ, મુસલમાન, પારસી એક મનના અને એક દિલના થયા છે, એ બધાની નિશાની રેંટિયો છે. એની નિશાની પીંજણ છે, સાળ છે, ખાદી છે. સ્ત્રી, પુરુષ, બાળકો હજારોની સંખ્યામાં પીંજે, કાંતે, વણે અને ખાદી પહેરે, તો તે જરૂર શાંતિયુદ્ધ કરવા લાયક થાય.

૪. હિન્દુ-મુસલમાનની એકતા સિવાય હિન્દુસ્થાન માટે સ્વરાજ્યની આશા સ્વપ્નવત્ છે. એ વાત જે દિવસે આપણા ખરા જીગરમાં વસી જશે, તે દિવસે એ એકતા કાયમની સ્થપાશે. માત્ર કામચલાઉ સંધિ ન ચાલે. એકબીજાના ભય ઉપર તેનો આધાર ન હોઈ શકે. એ તો જેને એકબીજાના ધર્મને માટે માન છે એવા બરોબરિયા વચ્ચેની ભાગીદારી જ હોઈ શકે. આઠ કરોડ માણસો બાવિશ કરોડ સાથે ખરી મિત્રતાથી રહે તે ઇચ્છવા જેવું છે. એકબીજાથી દબાઇને રહે, તો તે નકામું છે એ પણ ચોકખી વાત છે. એટલે આપણે સ્વતંત્રપણે અને એકસરખા થઈ રહીને મહોબ્બત વધારવાની છે. જો કુરાને શરીફમાં હિન્દુઓને પોતાના નૈસર્ગિક શત્રુઓ ગણવાની મુસલમાનો પર ફરજ નાખવામાં આવી હોત, અગર તો હિન્દુધર્મમાં પણ બન્ને કોમો વચ્ચે દુશ્મનાવટ જ હોવી જોઇએ એવી કશી આજ્ઞા કે આધાર હોત, તો બન્ને કોમ વચ્ચેનાં ઐક્ય વિષે હું નિરાશ થાત.

૫. જ્યારે બ્રિટિશનું રક્ષણ જતું રહેશે, ત્યારે અલીભાઇઓ અથવા તેમના મિત્રો મારી સ્વતંત્રતા ઉપર કે મારા ધર્મ ઉપર તરાપો મારશે

એવો મને લેશ પણ ભય નથી. મારી આ ખાત્રી પરમેશ્વર ઉપરની શ્રદ્ધાને લીધે અને જે તેનો ડર રાખીને ચાલે તેનું રક્ષણ કરવાનું તેનું બિરદ છે તે વિષેની આસ્થાને લીધે પ્રથમ, અને પછી અલીભાઇઓ અને તેમના મિત્રોની ખાનદાની ઉપરના વિશ્વાસને લીધે બંધાયેલી છે. જોકે હું જાણું છું કે બે ભાઈઓમાંથી ગમે તે એક મારા જેવા દશને ખીસ્સામાં ઘાલીને ફરે એવા શરીરબળવાળા છે. અમારી એકતાના આ એક દાખલા ઉપરથી આખા હિંદુસ્થાનને માટે મેં સામાન્ય નિયમ ઘડી કહાડયો છે કે જો આપણામાં પરસ્પર સહિષ્ણુતા હોય, આપણા પોતાનામાં એટલે કે માનવજાતના સારાપણામાં વિશ્વાસ હોય, તો હિંદુ-મુસલમાનની એકતા શકય છે.

૬. ઇસ્લામ બળાત્કારે કોઇને મુસલમાન બનાવવાની રજા નથી આપતો એટલું જ નહિ, પણ બળાત્કારની મનાઈ કરે છે. ઇસ્લામમાં બળાત્કારનો ઉપયોગ થયો છે એ કહેવું નિરર્થક છે. બધા અનુયાયીઓ કંઈ પોતાના ધર્મને નથી અનુસરતા. ગાયોને બચાવવા કંઈ મુસલમાનની કતલની હિંદુ-ધર્મમાં આજ્ઞા છે? નથી. છતાં ઘણા હિંદુ પાગલ બને છે અને મુસલમાન સાથે વઢે છે એ આપણે કયાં જાણતા નથી? જો ઇસ્લામમાં બળાત્કારને અવકાશ હોય, તો તે ધર્મ નહિ પણ અધર્મ ગણાય. તેવો બળાત્કાર ઇસ્લામમાં નથી જ એમ ખાત્રી છે. જો હોય તો બધા મુસલમાનો ખુલ્લી રીતે કબૂલ ન કરે? બળાત્કારે આજ લગી એક પણ ધર્મ દુનિયામાં ચાલ્યો નથી. મુસલમાન બાદશાહીનો જે ઇતિહાસ આપણને શીખવવામાં આવે છે, તેમાં ઘણી અતિશયોક્તિ છે એમ મારૂં માનવું છે. ખિલાફતની જીતથી મુસલમાનનું જોર વધશે જ, શૌર્ય પણ વધશે જ. પણ તેનો ઉપયોગ હિંદુની સામે થશે એમ માનવાનો અર્થ એ થયો કે મુસલમાનોમાં ખાનદાની જેવી વસ્તુ જ નથી; તેઓમાં ઉપકારનો બદલો અપકાર જ છે, એટલે કે તેઓમાં ધર્મ જ નથી! મારો આખો અનુભવ એથી ઉલટો છે. અનેક મુસલમાનોની સચ્ચાઈ અને ખાનદાની મેં અનુભવ્યાં છે.

૭. બન્ને કોમો વચ્ચે ભૂતકાળમાં જે દ્વેષ હતો તેવો જ દ્વેષ જો અંગ્રેજો આજે આપણી વચ્ચે રહી બન્ને કોમને ન ઝાલી રાખે, તો ચાલુ રહે એમ

હજુ આપણે માન્યા કરીએ, તો આપણે ઇતિહાસ બરોબર શીખ્યા ન કહેવાઇએ. પરંતુ મને પૂરેપૂરી ખાત્રી છે કે હિન્દુધર્મે કે ઇસ્લામીધર્મમાં આવી માન્યતા રાખવા કોઈ જાતનો આદેશ નથી. એ ખરું છે કે બન્ને ધર્મોમાં સ્વાર્થી અને ઝનુની ઉપાસકો બન્ને કોમોને એકબીજાની સામે ઉશ્કેરે છે. એ વાત પણ સિદ્ધ છે કે ખ્રિસ્તી રાજ્યકર્તાઓની માફક મુસલમાન રાજ્યકર્તાઓએ પણ પોતાના ધર્મના પ્રચાર માટે તલવારનો ઉપયોગ કર્યો છે; પણ આજની દુનિયા તેના અનેક આધુનિક દોષો છતાં, ગુલામીની પ્રથાની પેઠે જ જબરદસ્તીથી બીજા ધર્મનો વટાળ પણ સાંખી શકે નહિ. ચાલુ યુગનો વૈજ્ઞાનિક જુસ્સો એ જ કદાચ આજના જમાનાનો એક કિંમતીમાં કિંમતી ફાળો છે. એ જુસ્સાએ ઇસ્લામી તેમ જ ખ્રિસ્તી ધર્મ વિષેની કેટલી યે માન્યતાઓને પલટાવી નાખી છે. ઇસ્લામીધર્મ વિષે લખનારો એક પણ એવો માણસ આજે મારી જાણમાં નથી, જે ધર્મપ્રચારને ખાતર બળનો ઉપયોગ કરવાની હિમાયતનો બચાવ કરતો હોય. આપણા જમાનાની ઉપર અસર કરનારા ઘટના-પ્રવાહો તલવારની ધારના કરતાં પણ વધુ સૂક્ષ્મ છે.

૮. મારી તો માન્યતા છે કે પશ્ચિમમાં મહાભારત પાયા પર ચાલી રહેલી ખૂનામરકી, કુટિલતા અને છેતરપીંડીની વચ્ચે પણ મનુષ્યજાતિ ચૂપકીથી અવશ્ય એક વધુ સારા યુગ તરફ પ્રયાણ કરી રહી છે, અને કાયમની હિંદુ-મુસલમાન એકતા સ્થાપીને તથા અહિંસક સાધનો એટલે કે નિર્ભય આત્મયજ્ઞદ્વારા પોતાનું સ્વાતંત્ર્ય અને આત્મપ્રકટન પ્રાપ્ત કરી લઇને આજના અંધકારમાંથી દુનિયાને મોક્ષનો માર્ગ દેખાડી શકે તેમ છે.



# ૧૧. ખાનદાનીનું બંધન.

૧. નબળો જ હંમેશાં રોષ, દ્વેષ કરે છે. હાથી કીડીનો દ્વેષ નથી કરતો, કીડી કીડીનો દ્વેષ કરે છે. જે હિંદુ-મુસલમાનનાં અપકૃત્યોથી ડરે છે, અને જે મુસલમાન વગર જોયે તપાસ્યે બચાવ કરે છે, તે બન્ને હિંદુ-મુસલમાન એકતાની શરતને સમજતા નથી. થોડા મુસલમાનની ગેરવર્તણુકથી હિંદુએ હતાશ ન થવું જોઇએ. બન્ને પક્ષ જો એકકી વખતે ડહાપણ વાપરે, તો તકરાર કે કડવાશ થાય જ શાને? તકરારને સારૂ હંમેશાં બે પક્ષની જરૂર રહે છે. એક જ્યારે ભૂલ કરે, ત્યારે બીજાએ શાંત રહી જવું જોઇએ. તો જ હિંદુ-મુસલમાન મિત્રતા નભે. એકની ભલાઈની શરતે બીજો ભલો રહે, તે કંઈ દોસ્તીનો ન્યાય ન થયો. તે તો ન દોસ્તીનો કે ન દુશ્મનીનો ન્યાય થયો. તે તો વ્યાપાર થયો અને સાટું થયું. દોસ્તીમાં વેપાર કે સાટાને અવકાશ નથી. દોસ્તી બહાદુર બહાદુર વચ્ચે જ થઇ શકે. સાટું નબળા વચ્ચે હોય. એક પક્ષ દહાડે દહાડે શુદ્ધ થતો જાય અને બહાદુર બનતો જાય, તો એ મિત્રતા હંમેશને સારૂ નભે.

૨. બહાદુરીનો અર્થ દાંડાઇ નથી. જે પોતાના બળથી બીજાને કચરે તે બહાદુર નથી. પણ બળ હોવા છતાં કોઇને ડરાવતો નથી અને નબળાનું રક્ષણ કરે છે તે બહાદુર છે. બહાદુર ડરે તો શાનો જ? મુસલમાન શરીરે બળિયા છે, તેમને આખી દુનિયાની મદદ હોય તે છતાં હિંદુઓ પોતે ન ડરે, અને ઇશ્વિર ઉપર પોતાનો આધાર રાખી ન્યાયમાર્ગને લેશ પણ ન છોડે. મુસલમાન માને કે ભલે હિંદુની સંખ્યા વધારે છે, છતાં તે તેનો વિશ્વાસ કરે અને બહારના મુસલમાનની મદદ હિંદુની સામે લેવામાં શરમ માને. પણ બેઉ પક્ષ આમ સભ્ય વર્તણુક ન ચલાવે, છતાં એક પક્ષ પણ સભ્ય રહે, તો હિંદુ-મુસલમાન મિત્રતાને કદિ

આંચ આવવાની નથી. એટલે કે એક પક્ષ પણ જો પોતાના ધર્મ પર કાયમ રહેશે, તો દુશ્મની કદિનહિ થાય. પોતાના ધર્મ પર કાયમ તો એ જ ગણાય કે જે પોતાની સહિસલામતીનું કામ કેવળ ઇશ્વરને કે ખુદાને સોંપે અને પછી નિશ્ચિંતપણે કેવળ નીતિને માર્ગે જ ચાલે.

૩. સ્વરાજ્યનો અર્થ એ છે કે એક પણ અનેકની સામે ઝૂઝે અને તેનાથી ન ડરે. હિંદુએ મુસલમાનની ખાનદાની ઉપર જ નભવાનું નથી. મુસલમાન હિંદુની હલકાઈથી ત્રાસ ન પામે. બન્ને પોતપોતાના બળ ઉપર નભે અને એકબીજાને પોષે. જે ન્યાય અંગ્રેજી સત્તાની સામે આજે લગાડીએ છીએ, તે જ ન્યાય મરી જવાનો બધા અત્યાચારના પ્રસંગે લગાડવો જોઇએ. અત્યાચારીને હાથે મરીએ પણ તે કહે તે ન કરીએ, તો આપણે સિંહ કરતાં બળિયા થયા. જે અત્યાચારીને મારીને હઠાવશે, તે કોઈ દિવસ પોતે પણ અત્યાચાર કરવા લલચાશે, કેમકે તે ઇશ્વર ઉપર પોતાનો આધાર રાખવાને બદલે પોતાના બાહુબળ ઉપર આધાર રાખતો થશે. પોતાને ઇશ્વર માનનારનો નાશ જ સંભવે છે. તે કદિ સ્વતંત્ર ન બને, કેમકે તેણે તો ઇશ્વરના જ પદ ઉપર તરાપ મારી છે અને તે પદભ્રષ્ટ થયો છે. પદભ્રષ્ટને તો સ્વત્વની શોધ કરવાની રહી.

૪. મુસલમાનોને સારૂ મરીને પણ તેઓનાં હૃદય પીગળાવવાની હું આશા રાખું છું, મારી દૃઢ માન્યતા છે કે સારાનું ફળ ઇશ્વર આપે જ છે. મારી યાચના ઇશ્વર પાસે છે. મુસલમાન ભાઇઓને તો હું વિના મૂલ્યે વેચાયો છું; અને પ્રત્યેક હિંદુને તેમ કરવા કહી રહ્યો છું. આમાં દાવપેચ નથી. ખુલ્લી વાત છે. જો મુસલમાનભાઇઓનો કેસ નબળો હોત, તો હું તેમને સારૂ મરવા તૈયાર ન થાત. તેમનો કેસ તદ્દન સાચો જાણ્યા છતાં, હું શકથી કે બીકથી અળગો રહું, તો મારૂં હિંદુત્વ લાજે—મારો પાડોશીધર્મ જાય.

૫. ખિલાફત એ રાજ્યપ્રકરણી હથિયાર નથી એમ હું જાણું છું. તેને ધર્મ ન માને એ જૂદી વાત છે. ગાયને બચાવવી એ કંઈ મુસલમાન ધર્મ રૂપે ન માને. પણ સર્વ મુસલમાન જાણે છે કે તે હિંદુનો તો ધર્મ જ છે. તેમ સર્વ હિંદુએ જાણવું જોઇએ કે ખિલાફતનો બચાવ

કરવો એ મુસલમાનનો ધર્મ છે. અલીભાઇઓની ધર્મપરાયણતા વિષે મને ભારે માન છે. કેવળ રાજ્યપ્રકરણી લાભ મેળવવાને ખાતર તેઓ ફકીરી ન લે. પણ ખિલાફતને બચાવતાં ઇસ્લામની સત્તા અવશ્ય વધે. તેથી રાચવું એમાં કંઈ ગુન્હો નથી. મુસલમાન રાજી થાય જ; અને જો હિંદુધર્મની જાગૃતિ-ઉન્નતિથી ઇતિરધર્મીઓએ રાજી થવું જોઇએ એમ આપણે માનીએ, તો ઇસ્લામની ઉન્નતિથી આપણે હિંદુઓએ પણ રાજી થવું જોઇએ.

૬. ગુરુ નાનકે અને કબીરે હિંદુ-મુસલમાન બન્નેને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો, તે ઇતિહાસ કોઈ અહિં રજુ નહિ કરે એવી હું આશા રાખું છું, કેમકે આજનો પ્રયત્ન ધર્મની એકતા કરવાનો નથી, પણ ધર્મની ભિન્નતા છતાં દિલની એકતા કરવાનો છે. ગુરુ નાનક આદિનો પ્રયત્ન ધર્મમાં એકતા બનાવીને બન્નેને એક બનાવવાનો હતો. આજનો પ્રયત્ન તિતિક્ષાનો છે. સનાતની હિન્દુ ચુસ્ત રહે અને છતાં ચુસ્ત મુસલમાનને માન આપે, તેની સાચા દિલથી ઉન્નતિ ઇચ્છે એ પ્રયત્ન છે. આ પ્રયત્ન નવો જ છે, પણ હિંદુધર્મના મૂળમાં રહેલી એ ભાવના છે.

૭. આ પ્રયત્નને અંતે પણ માની લ્યો કે મુસલમાન ભાઇઓ દગો આપે. એક વાત તો એ છે કે બન્નેનો અર્થ સદા કાળને સારૂ ઐકય જાળવવામાં જ સમાયેલો રહેશે. પણ એમ કહો કે ખિલાફત રૂપી વિશેષ અર્થ સર્યે મુસલમાન હિંદુનો વિરોધ કરવા મંડી જાય. આ બીકથી આજે તટસ્થ રહીએ, તો તેમાં આપણે અંગ્રેજી રાજ્યની ગુલામી નિભાવવા ઉપરાંત શો અર્થ સાધી શકીએ ? અત્યારના પ્રયત્ને ધારો કે ખિલાફતનો બચાવ થયો, સ્વરાજ્ય મળ્યું અને પછી મુસલમાનોએ દગો દીધો તોયે શું ? બાવિશ કરોડ હિંદુને મુસલમાન હંફાવશે ? તેમનું આત્મબળ, તેમની તપશ્ચર્યા, તેમનો આજે કરેલો યજ્ઞ, તેમને કંઈ જ સહાય નહિ આપે ? પણ મુસલમાનો બહારથી બીજાને લાવીને આપણી સાથે લડે તો ? હોય. તેથી પણ મર્દ કેમ ડરે ? આજનો પ્રયત્ન સ્વાવલંબી-સ્વતંત્ર બનવાનો છે. એક હોય તોપણ છાતી ખુલ્લી મૂકી અનેકની સામે ઉભો રહે,

અને જ્યાં પગ મૂકયો હોય ત્યાંથી ન ખસે. આવું પશુઓ પણ સમય આવ્યે કરે છે. આવું આરબનાં બાળકો કરે છે, આવું કરતાં ડચ બાળકોને મેં જાણ્યા છે. એ કંઈ દૈવી શક્તિ નથી. એ તો સામાન્ય મનુષ્યને મળેલી વસ્તુ હોય છે. એવી શક્તિવાળા ઘણા હિંદી ન હોય, ત્યાંસુધી હિંદુસ્થાન સ્વતંત્ર ન બને. પ્રતાપના સમયના ક્ષત્રિયોમાં એ ધૈર્ય હતું. ક્ષત્રિયો એટલે મારનાર નહિ; ક્ષત્રિય એટલે મરી જાણનાર. ગીતાની વ્યાખ્યા પ્રમાણે ક્ષત્રિય એ કે જે ભાગે નહિ; પીઠ બતાવે નહિ. હિંદુ–મુસલમાનની આજની એકતામાં સાટાની વાત જ નથી. આપણા સહિયારાનું ખતપત્ર આપણી એકબીજાની ખાનદાની છે. એ અવેજ વિનાની દોસ્તી છે. એ બન્નેને સારૂ એકપક્ષી કરાર છે. તે જ સ્વેચ્છાએ થયેલું સહિયારૂં કહેવાય. તે એકનું તોડ્યું તૂટ્યું જ નથી. કાયદો તેના તોડનારને બાંધે નહિ. પણ પ્રેમ એવા તોડનારને પણ ખેંચી રાખે.

કાચે રે તાંતણે મને હરજીએ બાંધી,
જેમ તાણે તેમ તેમની રે,

મને લાગી કટારી પ્રેમની.

૮. એમ મીરાંએ ગાયું અને કરી બતાવ્યું. એ જ તાંતણો મુસલમાન માત્રને બાંધવા અને ગાયને છોડાવવા બસ છે. પણ ભોજા ભગતે આપણને પ્રેમની શરતો પણ જણાવી છે:—

'ભગતી શીશ તણું સાટું,
આગળ વસમી છે વાટું.'

૯. પ્રેમની પરીક્ષા અસિધારા પર ચાલવું છે. હિન્દુ જો પોતાના ધર્મની રક્ષા કરવા ઇચ્છે, તો અસિધારા પર ચાલી જૂએ.

૧૦. જોકે હિંદુ–મુસલમાનનાં દિલ સાફ થતાં જાય છે, તોપણ હજુ આપણે ભયરહિત નથી. આપણા માર્ગમાં રસ્તો પડયાં છે, ઝાડીઓ છે, ખીણો છે, ટેકરા છે. રસ્તો હજુ સાફ કરવાનો રહ્યો છે. તેમાં કાંકરી પૂરી તેની ઊપર રોલ ફેરવવાનું બાકી છે. એ એકતાના એટલા

ઉપાયો લેવાય તેટલા આપણે લેવાની હજુ બહુ જરૂર રહેલી છે, અને તે ઉપાયો આપણે હવે બરોબર જાણતા થઈ ગયા છીએ.

૧૧. (૧) આપણે એકબીજાનાં દુઃખસુખમાં ભાગ લેવો.

(૨) એકબીજાની લાગણીને પૂરૂં માન આપવું.

(૩) એકબીજાએ એકબીજાનો ડર છોડવો અને આપણી બધી શંકાઓનો વિચાર જાહેરમાં કરવો.

(૪) જેમાં બન્નેનાં હિત એક સાથે સંકળાયેલાં દેખાય તેવી વસ્તુ સંઘરવી.

૧૨. ખિલાફતે આપણને પહેલી શરત પાળવાનો માર્ગ બનાવ્યો છે.

૧૩. હિંદુ–મુસલમાનની ધાર્મિક ક્રિયાઓમાં વચ્ચે પડવું છોડી દઈ એકબીજા પોતાની લાગણી બતાવી શકે છે.

૧૪. હિંદુ વધારે છે, તેથી થોડા મુસલમાન ન ડરે; મુસલમાની રાજ્યોની મદદ મેળવી મુસલમાન હિંદુને દબાવશે એવો ભય હિંદુએ છોડવો.

૧૫. સ્વદેશી–રેંટિયો બધાને સારૂ સરખો સ્વાર્થ છે. તેની ખૂબી અને તેના લાભ હિંદુ–મુસલમાન સરખી રીતે સમજી જાય, તો એકતામાં ખૂબ વધારો થાય.

૧૬. પણ ઐકય વધારવાનો સહુથી સારો ઈલાજ એ છે કે બન્ને હિંદુ અને મુસલમાન નાની કોમોની રક્ષા કરતા થઈ જાય. બન્ને કોમ પારસીને, ખ્રિસ્તીને, યહુદીને ચાહે, તેમને માન આપે, તેમની રક્ષા કરે, સ્વપ્ને પણ તેઓને પજવવાનો કે તેઓની ઉપર જબરદસ્તી કરવાનો વિચાર ન કરે. આમ કરતાં બન્નેને એકબીજાની રક્ષા કરવાનો, સેવા કરવાનો મહાવરો પડી જશે. જેટલે દરજ્જે આપણામાં સેવાભાવ વધશે, તેટલે જ દરજ્જે આપણે એકદિલ થઇશું.

૧૭. માણસ જેટલે અંશે પોતાની ફરજ બજાવે છે, તેટલે દરજ્જે તે પ્રેમપાત્ર થાય છે. હક્કની જ શોધમાં ભમનારો ફરજ ચૂકે છે, અને છેવટે હક્કો ગુમાવે છે. પોતાના હક્કોનો જ વિચાર કરનાર જાલિમ

કહેવાય છે. સરકારની સામે આપણે થઇએ છીએ, કેમકે સરકાર પોતાના હક્કો જ જાણે છે, આપણા પ્રત્યેની પોતાની ફરજનો ખ્યાલ પણ નથી કરતી.

૧૮. હિંદુ-મુસલમાન એકબીજાના મુરબ્બી કે મહેરબાન બનવા જાય, તો જરૂર છેવટે દુશ્મન બને. પણ એક બાજાના સેવક બને, તો દિવસે દિવસે સ્નેહગાંઠ મજબૂત થાય અને તે છેવટે તોડી તૂટે નહિ, બાળી બળે નહિ, પલાળી પલળે નહિ, એવી અજબ ગાંઠ જ્યારે હિંદુ-મુસલમાનમાં બંધાશે, ત્યારે જ સ્વરાજ્યનું ફૂલ પૂરૂં ખીલશે. અને ત્યારે આપણને ઇન્ડિપેન્ડન્સ–સંપૂર્ણ સ્વતંત્રતા જોઇએ છે કે બ્રિટિશની સાથે પણ મૈત્રી ઇચ્છીએ છીએ, આપણે તલવારથી લડવું જોઇશે કે આપણે શાન્તિથી આપણું સ્વરાજ્ય મેળવીશું એ વિચાર કરવાપણું જ નહિ રહે. જ્યારે આવો શુભ અવસર આવશે, ત્યારે આપણને માગ્યું મળવાનું છે. તેથી આપણે ભવિષ્યનો વિચાર છોડી વર્તમાનને સુધારવા જ મથીએ એ આપણા બધાનો, હિંદુ-મુસલમાનનો, ખ્રિસ્તીનો, પારસીનો, યહુદીનો ધર્મ છે. ઇશ્વર આપણને બધાને તેનું પાલન કરવામાં સહાય કરો.



# ૧૨. નાની કોમોનું રક્ષણ.

૧. હિંદુ–મુસલમાન એકતાનો અર્થ જો એવો જ હોય કે બે કોમો પોતાના સ્વાર્થ આગળ નાની કોમોનાં હિત સામું ન જૂએ, તો એવી હિંદુ–મુસલમાન એકતા એક દિવસના પણ કામની નથી. હિંદમાં જન્મેલા ખ્રિસ્તી કે યહુદીઓ પરદેશી નથી જ, તેમ પારસીઓ પણ નથી. આપણે તેમની મિત્રાચારી કરવા અને તેમને ઉપયોગી થવા ખસૂસ પ્રયત્નો કરવા ઘટે, તેમ જ આપણા તરફથી એમનો વાળ વાંકો ન થાય એવી ખબરદારી રાખવી ઘટે.

૨. જ્યાંસુધી પારસીઓ, ખ્રિસ્તીઓ અને યહુદીઓ સામેની દ્વેષની લાગણીને આપણે આપણી વચ્ચેથી સમૂળ નાબૂદ નહિ કરી શકીએ, ત્યાંસુધી આપણે આપણા કાર્યમાં સફળ થવાના નથી, અને એ કોમોના રક્ષણની શરત એ ન હોય કે તેમણે આપણા રાજદ્વારી અગર તો બીજા મતો સ્વીકારવા. એ શરતે આપેલું રક્ષણ રક્ષણ નથી. ખરૂં રક્ષણ તો ત્યારે જ આપ્યું કહેવાય કે નાની કોમો આપણી જોડે સહમત ન હોય એટલું જ નહિ, પણ આપણો વિરોધ કરતી હોય, તોપણ આપણે તેમનું જીવની પેઠે જતન કરીએ. જો આપણે દેશમાં સંપૂર્ણ મત સ્વાતંત્ર્ય જોવું હોય, તો આપણે નાની કોમોના હકોનું ભારે ખબરદારીપૂર્વક રક્ષણ કરવું જોઇએ. નાના બાળકને પણ તેને જે કંઈ કહેવું હોય, તે સુખે કહેવાની છૂટ હોવી જોઇએ. વધુમતીના નિયમનો નાની કોમોને ચગદી નાખવામાં જ જો આપણે ઉપયોગ કરવા લાગીએ, તો તો એ શુદ્ધ જંગલીપણું જ આદર્યું કહેવાય. આપણને હિંદુસ્થાનમાં મૃત અને અચેતન સમાનતાની સપાટી નથી જોઈતી, પણ વિચારો અને કાર્યોની ચાહે તેટલી વિવિધતા છતાં, હૈયામાં હૈયા અને

ડાહ્યામાં ડાહ્યાનો મત તેમની જોરાવરીને પ્રતાપે નહિ, પણ તેમના વ્યાજબીપણાને લીધે સ્વીકારાય એ સ્થિતિ જોઇએ છે. સત્તાની શલ્યા નીચે તો આપણે આટલા કાળથી ચગદાતા આવીએ જ છીએ અને બહુમતીવાળો પક્ષ જો નાની સંખ્યાવાળાઓ ઉપર જોરાવરી જ કરવા માંડે, તો તો એવી જોરાવરીના જંગલીપણામાં અને નાની સંખ્યાવાળા રિવોલ્વરો રાખી ગોળીઓ છોડે એ બે વચ્ચે કંઈ જ તફાવત રહેતો નથી. તેથી જો સ્વતંત્રતા આપણને પ્યારી ચીજ હોય, તો આપણે આપણા પારસી તેમ જ ખ્રિસ્તી બંધુઓ સાથે પણ ધીરજથી કામ લેવું જોઇએ. અત્યારે પારસી, ખ્રિસ્તીઓ સામે હું જોઈ રહ્યો છું તેવા આંધળા વેરભાવમાં તો હું ખુદ હિંદુ–મુસલમાન એકતાને પણ જોખમ જોઉં છું. જો આજે આપણે પારસીઓ અને ખ્રિસ્તીઓને આપણાથી જૂદા પડતા નથી સાંખી શકતા, તો કાલે ઉઠીને હિંદુઓ પોતાનામાં પશુબળનો વધારો ભાળીને પોતાનાથી ઓછી સંખ્યાવાળા મુસલમાનો ઉપર પોતાની ઇચ્છા લાદવા તૈયાર નહિ થાય અગર તો મુસલમાનો પશુબળમાં પોતે હિંદુઓને સહેજે હંફાવે તેમ છે એમ જોઇને હિંદુઓને તેમની વધુ સંખ્યા છતાં ચગદી નાખવા ઉભા નહિ થાય એની શી ખાત્રી?

૩. વિચારોના સ્વતંત્ર વિકાસની આ લડત છે. આ લડત આત્મશુદ્ધિની છે અને શુદ્ધ થયેલી પ્રજા પણ પોતાના કામકાજમાંથી હલકા પ્રકારની અસૂયા નહિ કહાડી નાખે, તો માનવજાતિના શાપને યોગ્ય તે બનશે.

૪. અસહકારનું રહસ્ય જ એ છે કે તે નબળામાં નબળી કોમને પણ આત્મનિર્ણય અને આત્મરક્ષણની શક્તિ આપે છે.

૫. નાની કોમોના હક્કોનું રક્ષણ એટલે જ દુર્બળનું રક્ષણ છે, અને દુર્બળનું રક્ષણ એટલે બાળક બુઢ્ઢાનું–સ્રીઓનું તેમ જ જે કોઇ અનાથ નિરાધાર છે તે બધાનું રક્ષણ. અને આજે હિંદુ–મુસલમાનની એકતાથી ઉત્પન્ન થનારૂં બળ જો મુઠ્ઠીભર પારસીઓ કે ખ્રિસ્તીઓની સામે વપરાશે, તો આવતી કાલે એ જ એકતા તૃષ્ણાના

અગર તો જૂઠી ધાર્મિકતાના ભાર તળે ભાંગીને ભુકો કાં નહિ થઇ જાય. આવું સ્વરાજ્ય કયો હિંદી ઇચ્છિશે ? હિંદુસ્થાનને માટે તો સંપૂર્ણ અને સાચી અહિંસા સિવાય સ્વતંત્રતાનો બીજો એકે રસ્તો નથી. વળી અહિંસાના કાર્યક્રમની તૈયારી તરીકે પણ અહિંસાને આપણાથી નહિ વાપરી શકાય. આ સમજવું તે સ્વરાજ્યને અને સ્વધર્મને સમજ્યા બરોબર છે. હિંદુ–મુસલમાન બન્નેએ પોતપોતાનાં ગીતા કુરાનમાંથી મનમાન્યા અર્થો કહાડવાથી બચવું જોઇએ, અને અજમાયશ તરીકે તેમણે અત્યારે નાની કોમોનું રક્ષણ કરવામાં જ પોતાનું એકત્ર બળ વાપરવું જોઇએ. તેમાંથી જ તેઓ એક બીજાનું રક્ષણ કરતાં શીખશે.

નાની કોમોનો વાળ વાંકો ન થાય એ માટે દરેક ભોગે ખોળાધરી આપવી રહી. જો ખ્રિસ્તીઓ, યુરોપિયનોનો ટોપો અને બીજો પોષાક પહેરવા માગતા હોય, તો તેમને તેમ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ. જો પારસીઓનો પોતાના ફેંટાને વળગી રહેવાનો આગ્રહ હોય, તો તેમને તે વાપરવાનો પૂરેપૂરો હક્ક છે. વળી એ બંને કોમો સરકારની જોડે સહકાર કરવામાં અને તેના મળતિયા બની રહેવામાં જ પોતાની સલામતી જોતી હોય, તો તેમનાં માથાં ભાંગીને નહિ, પણ તેમને દલીલથી સમજાવીને જ આપણે તેમને જીતી લેવા જોઇએ. દબાણ કરીને તો ઉલટું આપણે જેટલું દબાણ વાપરીશું, તેટલી સરકારને મજબૂતી જ આપીશું. કારણ દબાણની સામગ્રીમાં તો સરકાર આપણને કયાં યે ટપી જાય એમ છે. આમ આપણે સરકારના કરતાં વધુ દબાણનો રસ્તો લેવો એ હિંદુસ્થાનને આજના કરતાં વધુ ગુલામીમાં સંડોવવા બરોબર છે.

૭. સ્વરાજ્યનો અર્થ તો એ છે કે આપણામાંના નાનામાં નાનાને પણ તેને રુચે તે માર્ગે આપણી તરફથી તેની સ્વતંત્રતામાં લેશ પણ શારીરિક દખલ થયા વગર, જવાની સ્વતંત્રતા. અહિંસામય અસહકારથી આપણે એવો સ્વતંત્રમાં સ્વતંત્ર પ્રજામત કરાવીએ છીએ, અને એનો અમલ કરાવીએ છીએ, અને જ્યારે લોકમત એટલો સ્વતંત્ર હોય છે, ત્યારે બહુમતી મુજબ કામ ચાલે એ દેખીતું છે. જો આપણી બહુમતી ન હોય અને આપણે ઓછી સંખ્યાવાળા હોઇએ, તો બહુમતીના

દબાણ સામે પણ આપણા મતને વળગી રહીને આપણે આપણા ધર્મને શોભાવીએ. હઝરત મહમદ પેગંબરે પણ બહુમતીનું બધું દબાણ બરદાસ ન કર્યું અને પોતાના દીનને વફાદાર રહ્યા. અને અંતે જ્યારે અલ્લાહની કૃપાથી એમના દીનની આણ ફેલાઇ અને એમની બહુમતી થઈ, ત્યારે એમણે પોતાના અનુયાયીઓને શું ફરમાવ્યું? તેમણે ફરમાવ્યું કે ધર્મની વાતમાં દબાણ ન થાય. આ વચનને આપણે હૈયે રાખીએ અને ખબરદાર રહી કદિ કાયાથી કે વાચાથી એ ફરમાનનું ઉલ્લંઘન કરી આપણી મૂર્ખાઇથી આપણી જ પ્રગતિના માર્ગમાં કદિ વિઘ્ન ન આણીએ.

૮. હિંદુ–મુસલમાનોએ પારસી અને ખ્રિસ્તીઓ સામે ઝીનો લેતાં શરમાવું જોઇએ. વળી પારસીઓએ અને ખ્રિસ્તીઓએ પણ સમજવું જોઇએ કે હિંદુ–મુસલમાનની ઝનુન સાથે પશુબળથી બાથ ભીડવા મથવું એ આપઘાત સમાન છે. તેમ કરવા જતાં તેમને પરદેશી સરકારનું શરણ સ્વીકારવું પડે છે, એટલે કે પોતાની સ્વતંત્રતા વેડવી પડે છે. સારામાં સારો રસ્તો તો એ જ છે કે સહુ એક જ હિંદમાતાની પ્રજા છે એ તેઓ અંતરથી સમજે અને શ્રદ્ધા રાખે કે મુસલમાનોએ તેમના લાભ સંભાળતાં પહેલાં નાની નાની કોમોના લાભ સંભાળવા જોઇએ અને તેમ તેઓ સંભાળશે.

૯. એક બીજાના દોષો બતાવ્યા કરવાથી આપણે ખરો સંપ પેદા નહિ કરી શકીએ. હિંદુ–મુસલમાને યાદ રાખવું જ જોઇએ કે પારસી કોમ નાની છે અને લગભગ એક જ ઠેકાણે વસે છે. તેથી તેના દોષ આપણી નજરે તરી આવે છે. ગુણ ભૂલી જવાય છે. પારસીઓની સાથે વેર બાંધી હિંદુ–મુસલમાન રાજ્ય કરવા ધારે, તો એ મલિન ઇચ્છા ગણાશે. નાની કોમોની મિત્રતા કરવી અને તેઓને અભયદાન દેવું એ હિંદુ–મુસલમાનનો પ્રથમ ધર્મ છે. તેઓને જીતવાનો પ્રયત્ન કરતાં તેમને અમૂલ્ય રત્નો હાથ લાગશે.

૧૦. હું જાણું છું કે પારસી ભાઇઓ ઘણે ઠેકાણે મૂંઝાઈ રહેલા છે અને હિંદુ–મુસલમાનોથી ડરે છે. આવું વચન લખતાં પણ મને શરમ આવે છે. જ્યારે આપણે સ્વરાજ્યનો મંત્ર જપી રહ્યા છીએ, ત્યારે

એક પણ કોમને કે એક પણ નિર્દોષ માણસને જો ભયનું કારણ રહે, તો સ્વરાજ્યવાદીને શરમાવા જેવું છે. પારસી ભાઇબહેનોને એટલી તો હું ખાત્રી આપું છું કે તેમને સારૂ તેમ જ ખ્રિસ્તીની કોમો સારૂ પ્રાણ આપવા સેંકડો હિંદુ-મુસલમાનો બહાર પડ્યા છે. તેમને કોઈ અંગ્રેજી અમલદારો ભડકાવતા હશે. કોઈ ઇરાદાપૂર્વક અને કોઈ અજાણ્યે ભડકાવતા હોય, પણ પારસી ભાઇબહેનોને છાજે છે કે તેઓએ કોઇના ડરાવ્યા ન ડરવું, પણ હિંદુ મુસલમાન પોતાના જ ભાઈ છે એમ ગણી તેમની ઉપર વિશ્વાસ રાખી ચાલવું. હું એમ માનું છું કે આપણે એક બીજાને હાથે મરવાનો અને એક બીજાને હાથે જ તરવાનો નિશ્ચય કરીએ. વિશ્વાસથી વિશ્વાસ વધે છે અને અવિશ્વાસથી અવિશ્વાસ પેદા થાય છે.

૧૧. એક 'દિલસોજ' પારસી ભાઇએ કેટલીક શંકાઓ બતાવી છે તે વિચારવાજોગ છે, તેથી તેને ટૂંકામાં અહિં વિચારી જાઉં છું. તે ભાઈ કહે છેઃ—

(૧) તમારા જેવા વિચાર બધા નેતા નથી ધરાવતા એ તમે જાણો છો? મુંબઇમાં પારસીઓ વિષે સામાન્ય ટીકા સારી નથી અને તેમાં ઝેર હોય છે એ તમને કદાચ ખબર નહિ હોય. તેને અટકાવવા તમે શા ઇલાજો લ્યો છો અને લેશો?

(૨) પારસીઓ સૂડી વચ્ચે સોપારી થઈ રહ્યા છે. દેશદાઝ પૂરી હોવાથી દેશકાર્ય છોડી શકતા નથી, તેમ પોતાની અત્યારની જે કંઈ પણ સહિસલામતી છે, તે જોખમમાં નાખતાં પણ અઘરૂં લાગે છે. તમારા હાથમાંથી લગામ ચાલી જાય અથવા તમારો દેહાંત થાય, પછી દેશમાં મહાજાગૃતિને પરિણામે જો લોકોમાં સમભાવ ન રહે, તો પારસીઓ તો જરૂર કચરાઈ જાય.

૧૨. આ બન્ને શંકાઓ નાખી દેવા જેવી તો ન જ ગણાય. મેં જે વિચારો પારસીઓ વિષે બતાવ્યા છે એ જો સમાજના પણ ન હોય અને મારા જ ખાસ હોય, તો જે ભય ઉપરના લેખકને છે તે ભય વિચારવા યોગ્ય ગણવો જોઇએ. એટલું તો ખરૂં છે કે કોઈ કોઈ મંડળોમાં પારસીઓ વિષે ટીકા થાય છે, તેમાં ઝેર રહેલું હોય છે. પારસી જેવી નાની

કોમના કંઈક દોષો હોય તે નજર આગળ તરી આવે છે, અને તેના ગુણો ઢંકાઈ જાય છે. તેથી આપણે તેમના ગુણો આપણી નજર આગળ હંમેશાં રાખવા જ જોઇએ. જો આપણે મનુષ્યના ગુણોનું મનન કરીએ, તો જ તેની ઉપર આપણો પ્યાર વધે.

૧૩. પારસી જો આપણાં ભાઈબહેન છે એમ માનીએ, તો આપણે તેમની ઉદારતા, તેમની ધીરજ, તેમનો વિનય, તેમની બુદ્ધિ, તેમની આસ્તિકતા, તેમની ઉંડે રહેલી સાદાઈ આપણે જરૂર ઓળખીએ, અને તેમનામાં એક પણ દોષ આપણે ન જોઈએ કે જે આપણામાં પણ હોય. પારસીઓના હિન્દુસ્થાનમાં હોવાથી હિન્દુસ્થાનને કંઈ પણ નુકસાન થયું છે એવું મારા ખ્યાલમાં નથી આવી શકતું. તેમના હિન્દુસ્થાનમાં આવવાથી હિન્દુસ્થાને લાભ ઉઠાવ્યો છે એ આપણે નરી આંખે જોઇ શકીએ છીએ. પારસીઓની સામે મોટામાં મોટો આરોપ તો એ છે કે તેઓએ પશ્ચિમના સુધારાની કેવળ નકલ કરી છે, અને હિંદુસ્થાનની સભ્યતા તેઓ દહાડે દહાડે છોડતા જાય છે. ઉંડા ઉતરતાં આપણને માલમ પડશે કે એ વાત પણ બરોબર નથી. તેઓની ઉપર પશ્ચિમના સુધારાની માઠી અસર ખૂબ થઇ છે એ હું કબૂલ કરૂં છું, પણ પ્રમાણમાં જેટલી હિંદુ–મુસલમાન પર થઈ છે, તેટલી જ તેઓની ઉપર થઈ છે. તેઓએ કરેલા ફેરફારો તેઓની સંખ્યા થોડી હોવાથી અને તેઓ મુંબઈમાં જ ઘણે ભાગે રહેતા હોવાથી તરી આવે છે અને હિન્દુ–મુસલમાન જે નર્યા અંગ્રેજ બની ગયા છે, તે છૂટાછવાયા હોઇ નજર આગળ તરી આવતા નથી. ઈંગ્લાંડમાં જનારા હિન્દીને આ વચનનો પૂરો ખ્યાલ આવી જશે. ત્યાં મેં પારસી, મુસલમાન, હિન્દુ વચ્ચે થોડો જ ભેદ જોયો. બધા નકરા જાંગલા જણાયા.

૧૪ પણ હવે જેમ પરિવર્તન હિન્દુ–મુસલમાનમાં થયું છે, તેમ પારસીઓમાં પણ શરૂ થયું છે. પારસી નવયુવકો સાદાઇનો મંત્ર સમજી ગયા છે. પારસી બાળાઓ ખાદી પહેરી રહી છે, ખાદી પહેરવાની હિમ્મત નથી ચાલતી, તે દેશી મીલનું કાપડ પહેરે છે. પારસીમાં જ્યારે પ્રવાહની દિશા બદલાશે, ત્યારે પળ વારમાં મહત્ત્વના ફેરફાર થઈ જશે એમ મારૂં માનવું છે. પારસી કોમ કદિ લૂણહરામ નહિ થાય એવી છાપ

તેણે મારી ઉપર પાડી છે. તે કોમ નાની સંખ્યામાં હોઈ કદાચ હિન્દુ-મુસલમાન જેટલી બહાર આવેલી ભલે ન જણાય, પણ તેનું હાડ હિન્દી છે, અને તે હિન્દને ચાહનાર છે એ મારા મગજમાંથી ખસે તેમ નથી. કઈ બાબતમાં પારસી પછાત રહ્યા છે એ જ હું તો જાણતો નથી. એટલે હિંદુ-મુસલમાનને ઘટે છે કે તેઓએ પારસી પ્રત્યે મહોબ્બત રાખવી અને તેમના દોષો કહાડ્યા કે જોયા ન કરવા.

૧૫. પારસી ભાઇઓને ડરવાનું કારણ જ નથી. જેણે બીજાનું બૂરૂં નથી કર્યું, તેને કશો ડર હોવો જ ન જોઇએ. જરથુસ્ત પેગંબર શીખવે છે કે ખાનદાનીનો બદલો ખાનદાની જ હોય. નાની કોમને જેમ ભય હોય, તેમ નિડરતા પણ હોય. પારસીઓએ હિન્દુસ્થાનનું કંઈ બગાડ્યું નથી એમ જાણીને માનવું જ જોઈએ કે હિન્દુસ્થાન તેનું ન જ બગાડે. જે કોમ અથવા વ્યક્તિને હિન્દુસ્થાનની વિરુદ્ધ જ સ્વાર્થ સાધવો હોય, તેને જ ભય રાખવાનું કારણ છે. નિર્દોષ એક જ માણસ હોય, તો યે તેને ભય રાખવાનું કારણ નથી. છેવટે આ લડત આત્મશુદ્ધિની છે એમ માની પારસી ભાઈબહેનોને હું તેમાં તન્મય થવા અવશ્ય વિનયપૂર્વક ભલામણ કરૂં છું. આ લડતમાં આપણે દરેકે એકબીજાનો વિશ્વાસ રાખવાનો છે અને તેવો વિશ્વાસ ઉત્પન્ન કરવાનું ઔષધ આત્મવિશ્વાસ છે. આત્મવિશ્વાસ એ સ્વરાજ્ય છે.

૧૬. તમે વિચારો કે આ સલ્તનતના ૧૫૦ વર્ષના અમલ પહેલાં પારસીઓની શી સ્થિતિ હતી? જો તે બૂરી હતી એમ તેમને લાગે અને આજે તેમની સ્થિતિ સારી છે એમ લાગે, તો તેઓએ અસહકારમાં ન જ જોડાવું. હિંદુ-મુસલમાન કોમ કરોડોની છે એટલે હિંદુ-મુસલમાન ઐક્ય સંજ્ઞા વાપરીએ, બાકી એ ઐક્યમાં બધી કોમોનું ઐક્ય આવી જાય છે. એ બેનું ઐક્ય કોઈની ઉપર શિરજોરી કરવા માટે નથી. મહાસભામાં વર્ષોનાં વર્ષ કોઇએ સ્વરાજ્ય ભોગવ્યું છે? પારસીઓએ પોતાના પરાક્રમને બળે રાજ્ય ચલાવ્યું છે. જે કોમનામાં આટલી શક્તિ આટલી કાબેલિયત છે, તે કોમનું કોણ બગાડી શકે? નાનકડી કોમનો મોટી કોમમાં હંમેશાં સમાસ થઈ જાય છે અને રક્ષણ થાય છે, પણ

હું તેમને હિંમત દેવા નથી કહેતો. તેમને એમ થાય કે હિન્દુ–મુસલમાન કોમનાં બે ઘંટીનાં પડિયાં વચ્ચે તેઓ દાણાની માફક પીસાઈ જાય, તો તેઓએ હરગીઝ અસહકારમાં ન જોડાવું.

૧૭. અસહકારે એકલાએ જ કોમ કોમ વચ્ચેના ઝઘડા અને હુલ્લડો અટકાવ્યાં છે, અને લોકોના ગુસ્સાને યોગ્ય રસ્તે વાળ્યો છે. કોઈ પણ કોમના હિતને, તે કોમીહિત છે એટલા જ માટે, નુકસાન ન કરવાનો અસહકારનો ઉદ્દેશ છે. કોઈ પણ કોમીહિતમાંથી નુકસાનકારક અથવા મલિન તત્ત્વોને વેગળા કરવાનો તેનો હેતુ છે. જેનો પાયો અન્યાય અથવા પશુબળ ઉપર ચણાયો છે, અને સમગ્ર હિન્દુસ્થાનના અભ્યુદયનું વિરોધી છે એવું અંગ્રેજોનું કે હિંદીઓનું દરેકે દરેક કોમીહિત બેશક ભયમાં છે. લોકોની ઇચ્છા ઉપર નહિ, પરંતુ પશુબળ ઉપર જ રહેલું હિત અસહકારના અગ્નિમાંથી ઉગરવા પામે એ શકય નથી.

——•••——

# ૧૩. આખરનો ઉપાય.



૧. જો આપણે અહિંસાને માત્ર સફળતાના સાધન તરીકે જ નહિ, પણ હિંદુસ્થાનની સ્વતંત્રતા મેળવવાના અને જાળવવાના તેમ જ હિંદની બધી કોમોની એકતા ટકાવવાના આખરના અને સર્વોપરી ઉપાય તરીકે ન સ્વીકારીએ, તો આવું જાતિસંગઠન આપણાથી થઈ શકવાનું નથી. આવા સ્વીકારમાં હરકોઇ કોમને પોતાના ધર્મને માટે લડવાની અને બધી કોમોએ મળીને હિંદના બચાવને માટે લડવાની પૂરેપૂરી છૂટ રહે છે. પણ એવી અહિંસા હિન્દુસ્થાનનું સ્વરાજ્ય મેળવવાને ખાતર અગર તો તેની એકતા સાધવાને ખાતર અખત્યાર કરેલી કામચલાઉ નીતિ અગર હથિયાર ન હોવાં જોઇએ.

૨. આમ હિન્દુઓએ તેમ જ મુસલમાનોએ પારસીઓની, યહુદીઓની અને અંગ્રેજોસમેત ખ્રિસ્તીઓની સેવા કરવાનું અને તેમના પર પ્રીતિ કરવાનું વ્રત લેવું જોઇએ, પછી તેઓ જોઇએ તો સહકારીઓ હો કે અસહકારીઓ હો. જો આપણે આમ કરવા ઇચ્છતા હોઇએ, તો આપણાં ભાષણોમાં તેમ જ તેઓ જોડેની આપણી વાતચિતોમાં કડવાશનો અંશ સરખો ન હોવો જોઇએ. આપણે એક બાળકના પણ માથા પરની ટોપી જોરાવરીથી ન ઉતરાવીએ, અથવા તો દારૂડીઆઓને દારૂની કુટેવથી છોડાવવામાં પણ શારીરિક બળનો ઉપયોગ ન જ કરીએ. આપણે દલીલ કરીને, તેમની બુદ્ધિ અને હૃદયને વિનવીને જ કામ લઇએ અને વચનથી કે શરીરબળથી કોઇને સતાવીએ નહિ. જે ઘડીએ હિન્દુસ્થાનની લાખો કરોડો પ્રજાને આપણે કેળવીને સ્વેચ્છાપૂર્વક અને સમજપૂર્વક આપણા કાર્યમાં રસ લેતી અને સામેલ થતી કરી દઇશું, તે જ ઘડીએ આપણે સ્વરાજ્ય સ્થાપ્યું હશે. સહકારીઓની

મોટામાં મોટી દહેશત જ એ છે કે આજકાલ જે અહિંસાની વાત કરવામાં આવે છે, તે ઢાંકેલી હિંસા જ છે અને કેટલાક સમજુ માણસો તેમાં સાચા અહિંસાવાદી હશે, તોપણ તેમના બધા પ્રયત્નો છતાં આ પ્રવૃત્તિ આખરે તો તોફાની અને નિરંકુશ લોકોના હાથમાં જ જવાની. દલીલ કરીને આપણે તેમની ભીતિ નાબૂદ ન જ કરી શકીએ. જેની સાબિતીની જરૂર જ ન હોય એવી વખતોવખતની ખરી હકીકતો તેમની સામે રજુ કરીને જ આપણે તેમની બીક કહાડી શકીએ.

૪. આપણે ગમે તેટલી પ્રગતિ કરી હોય, તોપણ આપણી વાણી વર્તનમાં કશું જ કહેવાપણું ન હતું અગર નથી એવો દાવો આપણાથી નહિ જ કરી શકાય. પ્રેમ, ઉદારતા, નમ્રતા અને ખાનદાની સિદ્ધ કરવાને કશી સ્થૂલ સાબિતીઓની જરૂર ન હોય, તેથી આપણે અસહકારના કરતાં પણ અહિંસા ઉપર વધુ ભાર મૂકવો ઘટે. અહિંસા અસહકાર જ છે. • સરકારનું બળસર્વસ્વ હિંસા છે, આપણું આશ્રયસ્થાન અહિંસા છે. આપણે તેમના હિંસાપંથને ખરેખર સદાને માટે ત્યાગ્યો છે શું? એમનો તો એ જ કુલ–કેળવણીનો અખાડો છે. એ કેળવણીની પ્રતિષ્ઠાનું મંદિર જે દિવસે આપણે જમીનદોસ્ત કરીશું, તે જ દિવસે આપણે સ્વરાજ્ય સ્થાપ્યું હશે.

૫. આટલું આપણે ત્યારે જ કરી શકીએ, જ્યારે આપણે જે તંત્રનો આશ્રય લઇને અંગ્રેજ હિંદુસ્થાન પર દોર ચલાવી રહેલ છે, તે તંત્રને ધિક્કારવા છતાં અંગ્રેજ વ્યક્તિ પર પ્રીતિ કરતાં શીખીએ. આપણો કજીઓ અંગ્રેજ લોકો જોડે નથી, આપણો કજીઓ તેના પશુબળ પર ખડા થયેલા રાજ્યતંત્ર સામે છે.



# ૧૪. સામાન્ય ધર્મ.



૧. આપણને હવે નેતાની–માર્ગદર્શકની જરૂર થોડી જ રહી છે, નથી રહી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આપણે માર્ગ જાણ્યો છે અને જોયો છે. ત્રણ શરતો હિન્દુ–મુસલમાન બન્નેને સારૂ અનિવાર્ય છે. બધા ધર્મીઓએ શાંતિ, હિંદુ–મુસલમાન ઐકય અને સ્વદેશી આ ત્રણે ધર્મ સરખા જ પાળવા રહ્યા છે. અસ્પૃશ્યતાના મળનો ત્યાગ હિંદુઓએ કરવો રહ્યો.

૨. કોઇની વચ્ચેના ઐકયનો અર્થ જ એ છે કે એકબીજા વચ્ચે તકરાર થાય, તોપણ તેઓ દુશ્મન ન બને, પણ તકરારનો ફડચો શાંતિથી લાવે. આપણને આપણા કુટુંબોમાં અકય સામાન્ય રીતે વર્તે છે એમ કહેવાય પણ તેનો અર્થ એમ નથી કે કુટુંબીઓ કદિ લડતા જ નથી. ઐકય જાળવવાનો પ્રયત્ન કરતાં કરતાં આપણે કોઈ કોઈ વાર લડી પડીશું એમાં મને શંકા નથી. પણ લડતા છતાં આપણા નેતાઓ એવા હશે કે જે હંમેશાં અંકુશમાં રાખશે. એ તો એક બાળક સુદ્ધાં સમજી શકે કે જો હિંદુ–મુસલમાન વઢે, તો ત્રીજાનો ખપ પડે જ. તેથી હિંદુ–મુસલમાન ઐકય એ સ્વરાજ્યની બીજી અનિવાર્ય શરત છે.

૩. તેટલી જ અગત્યની શરત સ્વદેશી એટલે રેંટિયો છે. રેંટિયો હિંદુ–મુસલમાનના ઐકયની, આપણી શાંતિની, આપણા નિયમની, આપણા ઉદ્યોગની, યોજનાશક્તિની, આપણી વ્યાપારશક્તિની, આપણી પરમાર્થબુદ્ધિની, ગરીબો પ્રત્યેના આપણા પ્રેમની અને આપણી સ્ત્રીઓની રક્ષા કરવાની આપણી ઇચ્છાની નિશાની છે. એકલા હિંદુ જ રેંટિયો ચલાવે તો હિંદુને ફાયદો થાય, પણ સ્વરાજ્ય ન મળે. આપણે ગુસ્સામાં રહીએ, આપણું લોહી ઉકળતું હોય, તે વેળા આપણને રેંટિયો

ચલાવવો નહિ ગમે. રેંટિયો શાંતિની મૂર્તિ છે અને રેંટિયો આપણી આજીવિકાને વિષે જે ભય આપણા મનમાં પેસી ગયો છે તેને ટાળનારી વસ્તુ છે. તેથી રેંટિયો જ્યાંસુધી ઘેર ઘેર ન ચાલે, ત્યાંસુધી આપણે શાંત છીએ, એક છીએ, એમ સાબિત ન જ થાય.

૪ રેંટિયામાં સાળ, પીંજણ, વિગેરે આવી ગયાં. તે ચાલે એટલે હિંદુસ્થાનમાં પાછું નૂર આવે. તે ન ચાલે તો પરદેશી કાપડનો બહિષ્કાર ન જ થાય અને થાય તો તે ન નભે. આપણે મીલના માલિકોની મદદ માગીએ છીએ, આપણને પરદેશી કાપડના વેપારીઓની ગરજ છે, પણ છેવટે તો આપણને આપણી પોતાની ગરજ છે. જો આપણે સાચા તો જગ સાચું. સાચાને કોઈ છેતરી જ નથી શકતું. આપણે દરેક પરદેશી કાપડનો બહિષ્કાર કરવો જોઇએ. કપાસની કોઇ પણ ક્રિયા કરવામાં રોકાઈ જવું જોઇએ. સ્વદેશીના સંપૂર્ણ પાલનમાં જ સ્વરાજ્ય છે.

૫. અસ્પૃશ્યતાની ડાયરશાહી જેટલી મદ્રાસમાં ચાલે છે, તેટલી બીજે ક્યાંય નથી ચાલતી. અસ્પૃશ્યથી બ્રાહ્મણોની ગલીમાં તો જવાય જ શાનું? અસ્પૃશ્યને ઇરાદાપૂર્વક અજ્ઞાની રાખવામાં આવે છે. જાનવર માંદા પડે તો તો કોઈક પણ તેની સારવાર કરનાર મળે ખરા; પણ અસ્પૃશ્યતાના બેલી તો રામ જ છે. નિર્દોષ અસ્પૃશ્યની હાય જ આપણને સ્વરાજ્યથી વિખૂટા રાખે તેમ છે.

૬. તેમને સહોદર ભાઈ ગણવા, તેમના અડવાથી ન અભડાવું, એમાં સ્વરાજ્ય તો રહ્યું જ છે, પણ તેમાં હિંદુધર્મનો ઉદ્ધાર પણ રહ્યો છે. ગોરક્ષક હિંદુથી અંત્યજનો ત્યાગ ન જ થાય. અંત્યજ મેલો છે, તે મૂએલા ઢોરોનું માંસ ખાય છે, દારૂ પીએ છે, પૃથ્વી ઉપર રહેલા બધા દોષો તેનામાં છે, તે છતાં તે આપણો સગો ભાઈ છે એમ માની આપણે તેની તરફ વર્તીએ, તો જ આપણાથી સ્વરાજ્ય મંત્રનું ઉચ્ચારણ થઈ શકે.

# ૧૫. લોકસત્તા અને ગુંડસત્તા.



૧. ઉપલક દૃષ્ટિએ જોનારને ઘણીવાર લોકસત્તા અને ગુંડસત્તામાં ઝાઝો તફાવત રહેતો નથી દેખાતો. લોકોનાં ટોળાં અમુક વાતના ઉત્સાહ અને જોસમાં ગુંડાઓના ટોળાંનો ભાસ કરાવી દે છે. આમ છતાં આ બે વચ્ચે તફાવત છે અને તે સદાને માટે રહેશે. આ આપણે સમજી લેવું જોઇએ.

૨. હિંદુસ્થાન ગુંડાશાહીની દશામાંથી આજકાલ ઝપાટાબંધ પસાર થઈ રહ્યું છે. 'ઝપાટાબંધ' વિશેષણ વાપરીને હું મારી આશા વ્યક્ત કરી રહ્યો છું. કદાચ એ દશામાંથી બહાર નિકળી રહેતાં વાર લાગવાનું પણ આપણા નસીબમાં હોય. છતાં એ દશામાંથી બનતી ત્વરાએ બહાર નિકળી જવાના પ્રયત્ન આપણે હાથ ધરવા એમાં ડહાપણ છે.

૩. ટોળાની મરજીને તાબે થઇને ઉધમ મચાવવા તરફ આજકાલ આપણું ખૂબ વલણ છે. ૧૯૧૯ના એપ્રિલની ૧૦ મીએ અમૃતસરમાં ટોળાંની આણ વર્તી; અમદાવાદમાં તેજ દિવસે ટોળાંઓએ રાજ્ય કર્યું. એ રાજ્ય બે-લગામ, ગુંડાશાહી અને દાદાગીરીનું હતું, અને તેથી તે અવિચારી, કશા લાભ વિનાનું, દુષ્ટ અને હાનિકારક હતું. લડાઈ એ આવી કોઈ પણ ગુંડાશાહીના કરતાં વધારે ખૂનામરકીભરી પણ ધોરણસર વિનાશ કરનારી વસ્તુ છે એટલું જ. છતાં લડાઇનાં વખાણ થાય છે, કારણકે કેટલીક લડાઇઓનાં અલ્પકાલીન છતાં ઝગઝગતાં પરિણામો ઉપરથી ભૂલાવો ખાઇએ છીએ. પણ હિંદુસ્થાનને લોહી વહેવડાવીને ખૂનામરકીથી સ્વાતંત્ર્ય મેળવવું હશે, તોપણ તેને તે ધોરણસર અને ખાનદાન (જેટલે દરજ્જે ખૂનામરકીને ખાનદાન કહી શકાય તેટલે

દરજ્જે) ખૂનામરકી જે લડાઈ કહેવાય છે તે દ્વારા મેળવવું પડશે. એ સ્થિતિમાં ગુંડાશાહી કરી તો એને નહિ જ પોસાય.

૪. પણ અહિં તો મારે અમદાવાદમાં ચાલી હતી તેવી ટોળાશાહી અગર ગુંડાશાહીની વાત નથી કરવી. એથી ઘણા વધારે પ્રમાણમાં મને ઓળખીતી થયેલી ટોળાશાહીની હું આજે વાત કરવા ઇચ્છું છું. કોંગ્રેસ એ ડાહ્યાં અને ધોરણી સ્ત્રીપુરુષોનું બાંધેલું છતાં લોકશાહી પ્રદર્શન છે. હાલના જમાનાનાં આપણાં ઘણાંખરાં ગંજાવર લોકપ્રદર્શનો, સરઘસો કે મેળાવડાઓ નિસંશય લોકશાહી પ્રદર્શનો હોય છે. ખિલાફતને લગતી મારી સિન્ધ, પંજાબ અને મદ્રાસ ઇલાકાની મુસાફરીઓમાં આવાં પ્રદર્શનોનો મને પાર વગરનો અનુભવ થયો. રેલ્વેસ્ટેશનો પર આવાં ટોળાંની પોતાના પ્રિય નેતાઓને માન આપવાની ઘેલછામાં અજાણે બીજા ઉતારૂઓનાં પોટલાં કચડાતાં મેં અનેક વાર જોયાં છે, અને મને શરમ ઉપજી છે.

૫. આપણે જેમ જેમ સામાન્ય અને ગરીબવર્ગમાં પ્રવેશ કરતા જઇશું, તેમ તેમ હજારો માણસોની ભીડ થવાની. તેવી સભાઓ શાંતિથી ચલાવવાની શક્તિ આપણામાં આવવી જ જોઇએ. પહેલેથી ગોઠવણ રાખી હોય, ચંચળ સ્વયંસેવકો હોય, અને લોકોને બતાવવામાં આવ્યું હોય, તો ઘણા ઓછા પ્રયત્ને આપણે શાંતિ જાળવી શકીએ.

૬. સ્ટેશન પરની ભીડમાંથી પસાર થવું બહુ મુશ્કેલ હોય છે. જ્યાં માણસો કેવળ પ્રેમને વશ હોય છે, ત્યાં અકસ્માત્ ઓછા જ થાય છે. એમ છતાં આપણે મોટા જથામાં માણસો એકઠાં થાય, ત્યારે વ્યવસ્થા કરતાં શીખવું જોઇએ. જે મનુષ્ય ગુલામીમાંથી છૂટે છે, સ્વતંત્ર બને છે, તેને યોગ્ય તાલીમ ન મળે તો તે સ્વતંત્રતાનો કદાચ દુરુપયોગ કરે. દહાડે દહાડે જેમ જાગૃતિ વધશે તેમ લોકો રાષ્ટ્રીય કામમાં વધારે રસ લેશે અને ટોળાં વધશે. સહેલામાં સહેલો એક નિયમ બધા સમજી લે તો અકસ્માત્ ન જ થાય. જેને આપણે ભેટવા ચાહીએ છીએ, તેની પાછળના અને બાજુનાઓએ દૂર રહેવું અને આગળનાઓએ

. આગળ વધ્યે જવું. આપણે આ નિયમથી ઉલટા ચાલીએ છીએ. પાછળના આગલા ઉપર ધસારો કરે છે એટલે મધ્યમાં દબાણ વધે છે, કચરાકચરી થાય છે અને અકસ્માતનો ભય વધે છે. તેથી મધ્યમાં રહેલાને બાથ ભીડી રક્ષા કરવાનો સમય આવે છે. આમ ન થવું જોઇએ એમ સહુ કબૂલ કરે છે. જરૂર માત્ર લોકોને તાલીમ દેવાની છે; અને સ્વયંસેવકોની મારફતે આટલી તાલીમ લોકોને વહેલામાં વહેલી દેવાની જરૂર છે.

૭. લોકો જેઓને મોટા માને તેઓ તરફ માન ધરાવે એ આપણે ઇચ્છીએ, પણ માનની લાગણી શુદ્ધ સ્વરૂપ ન પકડે તો દેશને હાનિ જ થાય. વળી જ્યાં પહેલેથી કંઇ બંદોબસ્ત કે તાલીમ નથી હોતાં, ત્યાં વધારે તકલીફ જોવામાં આવે છે. માર્ગ દઇને ચાલવું, જેને માન આપીએ તેની પાછળ અને તેનાથી થોડા દૂર ચાલવું, નકામા અવાજો ન કરવા, કોઇ એક મુખી હોય તેની વાત સાંભળવી, આ બધું સહેજ શિક્ષણથી થઇ શકે તેવું છે.

૮. ટોળાંઓ પોતાના પરોણાઓને માન આપવાના ઘોમાં જે બેસૂર અને કર્કશ બૂમોનો કોલાહલ મચાવી મૂકે છે, તેમાં તે પોતાના એ પરોણાઓને કેટલી તકલીફ થતી હશે તેનો ખ્યાલ કરવો પણ ભૂલી જાય છે. તેઓ ધક્કાધક્કી કરે છે, એકબીજા પર પડે છે, કચરે છે; સામટા બોલે છે, સામટા હુકમો આપે છે. વ્યવસ્થા અને શાન્તિ જાળવવા વિષે સામટી સૂચનાઓનાં બૂમરાણ કરી મૂકે છે. દશ સ્વયંસેવકો સામટા એક જ હુકમ આપતા સંભળાયા છે. સ્વયંસેવકો ઘણી વાર લોકોના પોલિસ બન્યા રહેવું છોડી મેળાવડામાં ભાગ લેવા મંડી જાય છે. વચમાં તૂટી ગયેલી સ્વયંસેવકોની હરોળ વચ્ચે થઇને ગાડી કે મોટર સુધી પહોંચવું એ આગેવાનોને માટે હંમેશાં ત્રાસદાયક અને ઘણી વેળા જોખમકારક થઇ પડે છે. પાંચ મિનિટથી વધુ વખત ન જ લાગવો જોઇએ તેવા આ કામ માટે ઘણીવાર કલાકના કલાક નિકળી જાય છે. લોકો ભીડમાં જોર કરી પાછળ હઠવાને બદલે ઉલટા આગેવાનો તરફ જ

વધવા જોર કરે છે, અને તેથી આગેવાનોને સંભાળવાની વધારે જરૂર પડે છે.

૯. ગાડી પાસે આવી પહોંચતાં તો જેને મરજી પડે તે ગાડી પર ચડી બેસે છે. આમાં સ્વયંસેવકો સૌથી વધારે ગુન્હેગાર હોય છે. આગેવાનો અગર ગાડીમાં જનારાઓને આ આગંતુકોને એમ ગાડીનાં પાટિયાંઓ ઉપર વગરવિચારે ન ચડી બેસવા સમજાવવામાં નાહક વખત ખોવો પડે છે. સરઘસમાંના લોકો ગાડીનું છપ્પર પકડીને ફાવે તેમ ટીંગાય છે અને ફોડેતોડે છે. આવા સરઘસોમાં મોટરનાં છપ્પરોને ટોળાંઓના હાથથી બચીને સાજાંસમાં મુકામે પહોંચતાં મે કવચિત્ જ જોયાં હશે. રસ્તાઓ ઉપર પણ બેઉ બાજુ હારબંધ ઉભા રહેવાને બદલે લોકો ગાડીની પાછળ દોડે છે; અવ્યવસ્થાનો પાર નથી રહેતો; ડગલે ડગલે અકસ્માતોની ધાસ્તી રહે છે. અકસ્માતો નથી થતા તે વ્યવસ્થાપકોની કાબેલિયતને લીધે નહિ, પણ લોકો ધક્કામુક્કી અને કચડાકચડી સહી લઇને પણ પોતાનો ઉત્સાહ અને આનંદ ટકાવી રાખવાનો નિશ્ચય કરીને આવેલા હોય છે, પરસ્પર ધક્કામુક્કી કરવા છતાં બીજા માણસને જાણીજોઇને અગવડ કરવાની કોઇને વૃત્તિ નથી હોતી, તેથી આ બધાને અન્તે સભાનો ચિતાર આંખ આગળ લાવો એટલે આ આખું ચિત્ર પૂરૂં થાય છે. અવ્યવસ્થા, કલબલાટ, ધક્કાધક્કી, બૂમરાણ અને હોહો સિવાય બીજી વાત નહિ. ભાષણકર્તા સરસ હોય તો તો લોકો ધ્યાન દઇને સાંભળે છે અને ટાંકણી પણ પડી સંભળાય તેવી શાન્તિ ફેલાઈ રહે છે.

૧૦. લોકો ચૂપ થઈ જવા અને સાંભળવા ભલે તૈયાર થઇ જતા હોય, પણ અન્તે તો આ દશા ટોળાશાહી જ છે. તમે લોકોના મીજાજના પંજામાં રહો છો. તમારી અને તેમની વચ્ચે રાગ છે, ત્યાં સુધી તો બધું ઠીક ચાલે છે. પણ એ રજ્જુ તૂટતાની સાથેજ તમે મૂઆ પડયા છો. અમદાવાદની ઘટના ટોળાના મીજાજની આપણને ઘડી ઘડી ઝાંખી કરાવે છે.

૧૧. આ અવ્યવસ્થામાંથી વ્યવસ્થા ઘટાવી લઇને હાલની દશામાંથી હરપ્રયત્ને ઉગર્યે જ આપણો છૂટકો રહ્યો, અને તેમ કરવાનો સૌથી

સારો અને જલદ માર્ગ એજ કે ટોળાશાહીને કહાડી આપણે લોકસત્તા ચાલુ કરવી.

૧૨. આમાં એક મોટી અડચણ એ છે કે આપણે ગાનને તરછોડ્યું છે. ગાન એટલે સુરીલી વ્યવસ્થા. એની અસર વિજળી જેવી છે. તે તત્કાળ મુલાયમી આણે છે. યુરોપના દેશોમાં સમમસૂચક પોલિસ અમલદારોને એકાદ લોકપ્રિય ગાયન શરૂ કરી દઇને તોફાન કરવા તૈયાર થઈ ગયેલાં ટોળાંઓને શાન્ત કરી દેતા મેં જોયા છે. આપણે ત્યાં આપણાં શાસ્ત્રોની પેઠે સંગીત પણ થોડાક લોકોની જ સંપત્તિ ગણાતું આવ્યું છે; કાં તો રામજનીઓની, કાં તો ઉચ્ચ કોટિના સન્તોની. પ્રજાની મિલ્કત તરીકે એ કદિ નથી મનાયું. સ્વયંસેવકોનાં પથકો અગર સેવાસમિતિઓ જો મારૂં માને તો હું એમની કેળવણીના ફરજયાત અંગ તરીકે તેમને સાથે મળીને રાષ્ટ્રગીતો ગાતાં શીખવું. અને એ હેતુ નજર આગળ રાખી નામીચા સંગીતશાસ્ત્રીઓ અને ઉસ્તાદોને દરેક મહાસભા અને પરિષદમાં નોતરીને પ્રજાને સામુદાયિક ગાન ગાતાં શીખવાની તાલીમ આપું.

૧૩. સ્વયંસેવકો પાસેથી તો આથી ઘણી વધારે તાલીમ, વ્યવસ્થા અને જ્ઞાન હું માગી લઉં, અને એક પણ અનાયાસે આવી ચડનારને પૂરા સ્વયંસેવક તરીકે દાખલ ન કરૂં. એવો સ્વયંસેવક મદદકર્તા થવાને બદલે અડચણકર્તા જ વધારે થાય એ દેખીતું છે. મેદાન પર લડી રહેલા લશ્કરના કવાયતી સિપાઇઓની હારમાં વચમાં જ એક બિનકવાયતી સિપાઇની કલ્પના કરી જૂઓ. એક ક્ષણવારમાં એ આખા લશ્કરને ગોટાળામાં નાખી શકશે. અસહકારના કાર્યક્રમમાં મારી મોટામાં મોટી ચિન્તા એ નથી કે આગેવાનો તેનો સ્વીકાર કરવામાં વિલંબ કરી રહ્યા છે, અથવા તો તેના પર ભલીબૂરી ટીકાનો વરસાદ વરસી રહ્યો છે, અગર તો તેની સામે સરકાર તરફથી નિર્બળ દબાણની નીતિ અખત્યાર કરવામાં આવશે. અસહકાર એને પહોંચી વળશે. એમાંથી એ ઉલટો જોરાવર પણ બનશે. પણ અસહકારના માર્ગમાં મોટામાં મોટું વિઘ્ન એ જ છે કે આપણે હજી એ ટોળાશાહીમાંથી તરી ઉતર્યા નથી.

૧૪. પણ સાથે સાથે એ આશ્વાસન પણ મારા અંતરમાં તેટલું જ જાગ્રત છે કે ટોળાંઓને કેળવવા જેટલી સહેલી બીજી એકે વસ્તુ નથી; કારણ કે ટોળાંઓના લોકો લાંબી નજર પહોંચાડી ગણત્રીઓ કરીને, ઠંડે મગજે અગાઉથી નક્કી કરી મૂકેલ કાર્યક્રમનો અમલ કરનારા નથી હોતા. એક ઘાએ બે ટુકડા કરનારા હોય છે. ભૂલ જૂએ કે તેટલી જ ત્વરાએ તેનું પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર થાય છે. આપણી વ્યવસ્થિત સરકાર તેનાં જલિયાંવાલા, લાહોર, કાસૂર, અકાલગઢ, રામનગર વિગેરે સ્થળે કરેલાં સેતાની કૃત્યોનું પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર નથી. પણ ગુજરાનવાલાના ટોળાં પાસે પશ્ચાત્તાપનાં આંસુ હું પડાવી શકયો છું, બલ્કે એ અપ્રિલનાં ટોળાંઓને હાથે થયેલાં દુષ્કૃત્યો માટે દરેક જગ્યાએ મારી સમક્ષ લોકોએ નિખાલસ દિલથી પસ્તાવો કર્યો છે. આવી રીતે અત્યારે અસહકાર ચલાવીને હું અન્યાયની દશામાંથી લોકસત્તા ઘટાવી કહાડવાનો જ કેવળ પ્રયત્ન કરી રહ્યો છું.

૧૫. અંધાધુંધીમાંથી એક ક્ષણમાં વ્યવસ્થા થયાના કેટલાક દાખલાઓ રજુ કરવા હું ઉમેદ રાખું છું. પ્રજા ઉપરની મારી શ્રદ્ધા અથાગ છે. લોકો તાજુબી પમાડે એટલા આજ્ઞાધારક છે. આગેવાનોને તેમનો અણવિશ્વાસ ન આણવો ઘટે. અસહકાર વખોડાઈ રહ્યાનું મૂળ જરા સૂક્ષ્મ રીતે તપાસવા બેસીએ તો પોતાનો મીજાજ હાથ રાખવા વિષેની શકિત વિષેના લોકો પ્રત્યેના અણવિશ્વાસ સિવાય બીજું શું છે ?

તરત અમલમાં મૂકાય એવા થોડાક નિયમો હું અત્રે આપીશઃ—

(૧) મોટાં સરઘસોમાં કાચા સ્વયંસેવકો ન લેવા અને સૌથી અનુભવી હોય તે જ તેમનો મુખી બને.

(૨) દરેક સ્વયંસેવકના ખીસ્સામાં તેને પાળવાના સામાન્ય નિયમો અને સૂચનાઓનું પુસ્તક હોવું જોઇએ.

(૩) મોટાં સરઘસો કે મેળાવડાઓ વખતે સ્વયંસેવકોના પથકોને અગાઉથી એકઠાં કરવાં જોઇએ, અને તે વેળાએ તેમને તે પ્રસંગની ખાસ સૂચનાઓ અને તાલીમ આપવા જોઇએ.

(૪) સ્ટેશન પર સ્વયંસેવકોએ સ્વાગત મંડળ ઉભું હોય, ત્યાં એક જગ્યાએ ટોળે ન વળવું જોઇએ, પણ લોકોની ભીડ વચ્ચે જૂદેજૂદે ઠેકાણે ઉભા રહેવું જોઇએ.

(૫) સ્ટેશનનાં પ્લેટફોર્મ ઉપર હજારો લોકોએ ન ધૂસવું જોઇએ. એથી ઉતારૂઓને અગવડ થયા વગર ન રહે. સ્ટેશન બહાર રહેવામાં અંદર જવા જેટલું જ માન છે એમ માનવું જોઇએ.

(૬) બીજા ઉતારૂઓના સામાન ન કચરાય એ તરફ સ્વયંસેવકોએ લક્ષ આપવું જોઇએ.

(૭) સરઘસવાળાઓએ ગાડી આવવાને ઘણી વાર હોય, ત્યારથી સ્ટેશનમાં દાખલ થવું ન જોઇએ.

(૮) ટ્રેનની સામે જ એક રસ્તો ઉતારૂઓ માટે ખુલ્લો રાખવો જોઇએ.

(૯) બની શકે તો બીજો એક રસ્તો આવનાર પરોણાઓને માટે ભીડની વચ્ચે થઇને સ્ટેશન બહાર જવા સારૂ ખુલ્લો રાખવો જોઇએ.

(૧૦) પરોણાની આસપાસ સ્વયંસેવકોએ હરોળ કે કડું ન કરવાં જોઇએ; એ શરમ ઉપજાવનારી વસ્તુ છે.

(૧૧) પરોણાઓ ગાડીમાં જઇને બેસે અગર સત્તા ધરાવનાર સ્વયંસેવક તરફથી અગાઉથી નક્કી કરી મૂકેલી નિશાની કરવામાં આવે, ત્યાં સુધી સરઘસના લોકોએ પોતાની જગ્યાએથી ન ખસવું જોઇએ.

(૧૨) રાષ્ટ્રીય જયઘોષ નક્કી કરેલા હોવા જોઇએ, અને તે ગમે તે ક્રમમાં ગમે ત્યારે અથવા આખો વખત નહિ, પણ ટ્રેન આવી પહોંચે ત્યારે, પરોણાઓ ગાડીમાં બેસે ત્યારે અને રસ્તે ચોક્કસ સમયને અંતરેજ કરવા જોઇએ. આમાં સરઘસની સ્ફુર્તિ મારી જવાનો અથવા તે ઘડિયાળના ટકોરા જેવું બની જવાનો ભય ન રાખવો જોઇએ. લોકલાગણી ઘોષ કરનારાઓની સંખ્યાથી, ઘોષને ઝીલી લેનારાઓથી અને સૌથી વધારે સરઘસના સામાન્ય દેખાવ ઉપરથી જણાઈ આવશે, બૂમરાણથી કે બૂમરાણની કર્કશતાથી નહિ. પ્રજાની તાલીમ જ સરઘસોમાં દીસી આવે છે. મસ્જીદમાં નિઃશબ્દે નમાજ પઢનાર મુસલમાન,

મંદિરમાં મોટા અવાજ કરી દર્શન કરનાર અગર ઘંટ વગાડનાર કે બન્ને સાથે કરનાર હિન્દુના કરતાં ઉતરતો નથી.

(૧૩) રસ્તા પર લોકોનાં ટોળાંઓએ બન્ને બાજુએ હારબંધ ઉભાં રહેવું જોઇએ. ગાડીઓની પાછળ ન દોડવું જોઇએ. સરઘસમાં પગે ચાલનારા લોકો પણ હોય તો દરેકે ચૂપકીથી અને વ્યવસ્થાપૂર્વક ચાલવું જોઇએ અને મરજી પડે, ત્યાં સરઘસમાં મળવું કે નિકળી જવું ન જોઇએ.

(૧૪) લોકોનાં ટોળાંઓએ કદિ પણ પરોણાઓ તરફ ન ધસવું જોઇએ, પણ તેમની વિરૂદ્ધ દિશાએ હઠવું જોઇએ.

(૧૫) છેલ્લા કે છેવાડાના ભાગમાં ઉભા રહેલા લોકોએ કદિ આગળ ન ધસવું જોઇએ; પણ પોતાની આગળના લોકો પોતાની તરફ પાછા પડે, ત્યારે ખસીને તેમને માર્ગ આપવો જોઇએ.

(૧૬) સરઘસમાં સ્ત્રીઓ હોય તો હરજોખમે તેમનું રક્ષણ કરવું જોઇએ.

(૧૭) નાનાં બાળકોને સરઘસો કે મેળાવડાઓમાં ભીડની વચમાં કદિ ન લાવવાં જોઇએ.

(૧૮) સભામાં સ્વયંસેવકોએ ટોળામાં વિખરાઈ જવું જોઇએ; તેમણે એકબીજા જોડે વાત કરવાને અવાજ પહોંચે તેવું ન હોય, ત્યાં વાવટા અને સીસોટીની નિશાનીઓની તાલીમ લેવી જોઇએ.

(૧૯) સભામાં બેઠેલા લોકોએ વચમાંજ ઉઠીને વ્યવસ્થા કરવાનું માથે ન લઈ લેવું જોઇએ, એ તેમનું કામ નથી. તેમણે શાન્તિ જાળવીને પોતાની જગ્યાએ જ બેસી રહેવું જોઇએ.

(૨૦) છેલ્લું પણ સૌથી મહત્વનું એ છે કે એકેએક માણસે દલીલ કર્યા વગર સ્વયંસેવકની સૂચનાઓનું પાલન કરવું જ જોઇએ.

૧૬. આ નિયમોમાં બધી વાતોનો સમાવેશ થયો માનવાનો નથી. આ તો માત્ર લોકો આ બાબતનો વિચાર અને ચર્ચા કરતા થઇ જાય એ હેતુથી લખ્યું છે. આપણે આપણી દયા ખાવી ન ઘટે. જો આપણે સચ્ચાઇના સાંકડા પણ સીધા (અને તેથી અલબત્ત સૌથી

ટૂંકા) માર્ગે જ ચાલ્યે જવું હોય, તો પોતીકા દોષ ઉપર ઢાંકપિછોડો કર્યો આપણને ન જ પાલવવો જોઇએ. આપણે હાથે થનારી ભૂલચૂકનો દોષ ટોળાંમાંના બદમાશ કે ગુંડ લોકો ઉપર ઢોળીને પોતાની નિર્દોષતા સિદ્ધ કરવાની દાનત રાખવી આપણને ન જ પાલવે. એનાં કૃત્યોને માટે પણ આપણે અલબત્ત આપણને પોતાને જોખમદાર માનવા જોઇએ. એમ ન કરી શકીએ તો આપણે સ્વરાજ્ય ચલાવવાને કઈ રીતે લાયક છીએ? એવા ગુંડ કે બદમાશોના વર્ગ ઉપર પણ કાબુ ધરાવતાં આપણને આવડવું જ જોઇએ. આપણે એટલે સુધી ઉદ્યમ કરવો જોઇએ કે એ વર્ગોના લોકો પણ આપણું પ્રજાકીય તેમજ ધાર્મિક કાર્ય બગડવા ન દેવાની અગત્ય સમજી જાય, અને તેવુ કશું પોતાને હાથે ન થવા દેવાની જાતે જ ખબરદારી રાખતા થઈ જાય.



# ૧૬. તોફાની તત્ત્વો ઉપર અંકુશ.

૧. જો આપણે ચોક્કસ અને ખરેખર અહિંસાવાદી હોઇશું તો આપણે હાથે ભૂલ થવાનો ઓછો જ સંભવ છે. આપણી વચ્ચે સળગી ભભૂકી ઉઠે એવાં જે કંઇ તત્ત્વો પડયાં છે, તે કાં તો છૂપી પોલિસને હાથ રહે અને કાંતો આપણે હાથ રહે. જો એ તોફાની તત્ત્વોને કાબુમાં રાખવાથી શક્તિ આપણામાં ન જ હોય, તો તો ટૂંકમાં સ્વતંત્રતા મેળવવાના ખ્યાલને આપણે છોડી જ દેવો જોઇએ.

૨. જો આપણને ખાત્રી હોય કે આપણે હિંદુસ્થાનની પ્રજા ઉપર મુખ્ય ભાગે શાંતિની અસર નહિ પાડી શકીએ અને હિંદુસ્થાનના મવાલીઓ પણ આપણા વિનયને વશ નહિ થાય તો શાંતિથી સ્વરાજ્ય મેળવવાની વાતને આપણે ભૂલી જવી એ જ ડહાપણ ગણાય. જો એમની ઉપર આપણે શાંતિથી કાબુ ન જ મેળવી શકીએ તો આપણે સમજવું જોઇએ કે આપણે સરકારને શાંતિથી કદિ જીતી નહિ શકીએ. જો તે આપણા પ્રેમને વશ નહિ થાય તો જરૂર સરકારની બંદુકને વશ થઈ તેને મદદ કરશે અથવા તો તેઓ જ રાજ્યકર્તા થશે. આ બન્ને સ્થિતિ ત્યાજ્ય છે.

૩. હું તો માનું છું કે મવાલી વિગેરે અશાંત વર્ગ ઉપર કાબુ મેળવવો મુશ્કેલ ભલે હોય, પણ અશકય નથી. આપણામાં આપણને શ્રદ્ધા હોવી જોઇએ. આપણને ધિરજ હોવી જોઇએ. આપણામાં ધર્મવૃત્તિ હોવી જોઇએ.

૪. કેટલીક તોફાની કોમો આજ સુધી આપણી સાથે ઉદ્ધતાઇથી વર્તી હોય, આપણાં જાનમાલનું નુકસાન કર્યું હોય, છતાં એ બધું તેમના માનસિક રોગને લીધેજ થયું ગણી તેમના અત્યાચારો

વેરને નહિ પણ દયાને પાત્ર સમજવા. એક જણે બળાત્કાર કે ખૂન કરવું એ તો ખરાબ છે જ; પણ એકના અત્યાચારનું વેર વાળવા બીજાએ તેનું અને તેના કુટુંબ કબીલાનું સત્યાનાશ વાળવા નિકળવું એ તેથી પણ ખરાબ નથી શું? પહેલો અત્યાચારી તો મને લાગે છે 'ઝનૂનમાં આવી જઇને મેં આમ કરી નાખ્યું' એવી દલીલ પણ ઘડીભર કરી શકશે પણ પાછળથી એના વેરની ખાતર ઇરાદાપૂર્વક ઠંડે પેટે એનું મનમાન્યું સત્યાનાશ કરવા માગનારનાથી એવો કશોજ બચાવ કરી શકાશે શું?

૫. કોઈ આખી કોમને તેમનામાંના થોડાકના અપરાધને સારૂ તિરસ્કાર કરવાનું હિંદુ ધર્મમાં કહ્યું નથી. વળી પરિણામની જવાબદારીનો તેમનો પોતાનો હિસ્સો પણ ધ્યાનમાં લેવો ઘટે. તોફાની કોમોનો સ્વભાવ સુધારીને તેમને વધુ સારા પાડોશી બનાવી લેવાની દિશાએ હિંદુઓએ ઉદાસીન રહેવું ન ઘટે. બેદરકારીનું પ્રાયશ્ચિત્ત આજે આપણે ભોગવવું જ પડે.

૬. એટલે મોટામાં મોટી જરૂર એ છે કે આપણે દરેક જગ્યાએ શાંતિ ફેલાવી દેવી. આપણે આપણા પોતાના મનમાં શક રહ્યો હોય તો તે દૂર કરવો. આપણા મવાલીઓ ઉપર કાબુ મેળવવો. તે પણ આપણા ભાઈ છે. તેમને આપણે છોડી નહિ શકીએ. તેમ તેમને વશ પણ ન થઈ શકીએ. જો તેમને વશ થઇને કામ ચલાવીએ તો હિંદુસ્થાનમાં સ્વરાજ્ય નહિ હોય પણ મવાલી રાજ્ય હશે. મવાલીઓને રાજ્ય કરવા દેવું એ તેમને અને આપણને બન્નેને મરવા જેવું છે. પણ આપણે જાણી લેવું જોઇએ કે મવાલીરાજ્યની લોકો એક ઘડી પણ બરદાસ નહિ કરે. મવાલીરાજ્યમાં રહેલો જાનમાલની નુકસાનીનો તાત્કાલિક ભય વહોરી લેવા કરતાં તેઓ સરકારનું તાત્કાલિક રક્ષણ વધાવી લેશે. તેથી આપણે મવાલીઓને ઓળખી, તેમની જોડે મસલત કરી, તેઓને ધર્મનું અને દેશનું હિત સમજાવી, પોતાની અશાંતિથી દેશકાર્યમાં ભંગ ન પાડવા વિનવવા જોઇશે. આ તો બહુ લાંબો કાર્યક્રમ છે એમ કોઇએ માનવું નહિ.

૭. મવાલીઓને હું સીધા અને ભોળા પણ કર્મને વશ થઈ આડે માર્ગે ઉતરેલા ભાઇઓ માનું છું. તેઓને આપણે આપણા અંધ સ્વાર્થને સારૂ બૂરા બનાવ્યા અથવા રાખ્યા છે. એટલે તેઓ આ ધર્મયુદ્ધમાં વચમાં ન પડે એ સ્થિતિ સહેજે આણી શકાય તેમ છે. તેઓની લૂંટફાટ કરવાની કે મારામારીની ટેવનો ઉપયોગ તેઓ અસહકારને સમયે ન કરે. આપણે તેઓની ઉપર એટલી પણ અસર ન પહોંચાડી શકીએ તો આપણે સ્વરાજ્યને સારૂ નાલાયક ઠરીએ. ધારો કે અંગ્રેજી સત્તા હિંદુસ્થાનમાંથી ગઇ, તો પછી મવાલીઓની આદતોમાંથી આપણને કોણ બચાવશે? આ ચોખવટ કંઈ સ્વરાજ્યની પછી નથી થવાની, પણ એ ચોખવટ થવી એ સ્વરાજ્ય મેળવવાની એક શરત છે. જો તેઓને આપણા પ્રેમ વડે આપણે વશ ન કરી શકીએ, તો તેઓને વશ રાખવા જેટલું તલવારબળ તો આપણી પાસે નથી જ. અને મારા જેવા તો તેઓની તલવારથી મરવું પસંદ કરે, પણ તેમને તલવારથી મારીને જીવવાનો પ્રયત્ન પણ ન કરે.



# ૧૭. રાજકીય પ્રવૃત્તિમાં સાધુઓની મદદ.

૧. મારો સંદેશો સામાન્ય સ્ત્રી પુરુષો માટેજ નહિ, પણ સર્વને માટે છે,–સાધુ માટે વિશેષ છે. જ્યારે સાધુવર્ગ અસહકાર શું છે, શા માટે હિંદુસ્થાનની પ્રજા એ કરી રહી છે તે સમજશે, ત્યારે અસહકારના મંત્ર વિના સાધુ નહિ રહી શકાય, સાધુતા જાળવી નહિ શકાય—એમ તેઓ જાણશે. અસહકાર એ કાંઈ આપણા ધર્મમાં નવું તત્ત્વ નથી, પણ કેટલીક ઉપાધિને લઇને આપણે એને ભૂલી ગયા છીએ. અથવા તેનાં લક્ષણ વિસરી ગયા છીએ. તેથી એનો અમલ કરવામાં કેટલીક ઢીલ થાય છે, શંકાઓ ઉઠે છે અને તેથી સ્વરાજ્યની સ્થાપનામાં કાળ જાય છે, પણ એ તત્ત્વ નવું નથી એમ હું જાણું છું, તેથી જ હું કહું છું કે જો પ્રજા બરોબર જવાબ આપે, તો આપણે ટુંક મુદતમાં સ્વરાજ્ય સ્થાપીએ. હું એમ કહી રહ્યો છું, તેનું કારણ મારી પ્રજા ઉપરની અચળ શ્રદ્ધા છે.

૨. જ્યારે કેટલાક કેવળ રાજ્યપ્રકરણમાં મળેલા ભાઇઓ શંકા લાવે છે અને કહે છે કે આ પ્રવૃત્તિ રાજકીય નથી, પણ કોણ જાણે કેવીએ હશે, અથવા ધાર્મિક છે, ત્યારે હું કબૂલ કરૂ છું કે હા, એ ધાર્મિક છે એમાં જરાયે શંકા નથી, એ મેં છૂપાવ્યું પણ નથી. જ્યાં સુધી સાધુઓ ધર્મના સિદ્ધાન્તો સમજતા નથી, અને તેનો ઉપયોગ રાજકીય પ્રશ્નોના ઉકેલમાં નથી કરતા, ત્યાં સુધી મુશ્કેલી ઉભી થાય છે. જ્યાં સુધી સાધુ આમાં પોતાનો પૂરો ઉપયોગ ન આપે, ત્યાં સુધી

તેમનામાં સાધુતા નથી આવી શકતી.

૩. સરકારના અત્યાચારમાં સામેલ ન થવું, તેમાં ભાગ ન લેવો, તેમાં સીધી કે આડકતરી મદદ ન આપવી, એ અસહકાર છે. બધાં શાસ્ત્રો કહે છે કે રાક્ષસી પ્રવૃત્તિથી અલગ રહેવું. જ્યાં સુધી રાક્ષસી પ્રવૃત્તિ ચાલતી હોય ત્યાં સુધી તે પ્રવૃત્તિ કરવાવાળાની મદદ લઇએ કે એને મદદ આપીએ, ત્યાં સુધી એમા આપના આપણે ભાગીદાર થઇએ છીએ. તુલસીદાસે કહ્યું છે કે અસંતોનો સંગ કરવામાં પાપ છે. ગીતાજી પણ કહે છે કે આપણે જો રાક્ષસી પ્રવૃત્તિનો સ્વીકાર કરીએ તો આપણે રાક્ષસ થઇએ.

૪. [ રાક્ષસ થવું એટલે આપણે હાથેજ આપણો નાશ સમજવો. રાવણે તેમજ કર્યું; અને વળી ] જ્યાં સાધનની અમર્યાદિત પસંદગી કરવામાં આવે ત્યાં છળકપટ ઇત્યાદિનો ઉપયોગ નવાઇ ન પમાડે. સીતાજીનું હરણ રાક્ષસ વેષે ન થઇ શકત. સાધુ વેષે જ એ થઇ શક્યું, અને જ્યાં સાધુતાનો આવો દુરુપયોગ થાય ત્યાં નાશ થતાં વાર નથી લાગતી.

૫. [સત્યયુગ અને કલિયુગ એ મનની સ્થિતિ છે. જ્યારે સાધુપણું જગતમાં વધે છે ત્યારે સત્યયુગ, અને દુષ્ટપણું વધે છે એટલે કલિયુગ પ્રવર્તે છે.] કલિયુગ આ સંસારમાં માવઠા રૂપ છે. જેમ માવઠાથી સુખ નથી મળતું, તેમ કલિયુગમાં સીધું સુખ નથી મળી શકતું અને જો આપણે ઇશ્વરભજન ઇચ્છતા હોઇએ, સત્યયુગ માફક રહેવા ઇચ્છતા હોઇએ, તો આપણે કલિયુગનો ભય છોડવો જોઇએ.

૬. સ્વરાજ્યમાં નિર્ભયતાનો ગુણ પહેલો જોઇએ. ઉપાધિથી—દુ:ખથી—ડરીને જે ધર્મ છોડે છે, તે સ્વરાજ્ય મેળવી ન શકે, ડરપોકને સુખ ન મળી શકે. એક ચોર કે લૂંટારો એને બીવડાવીને—ધમકાવીને ગમે તે કામ કરાવી લે; એટલે તે ધર્મનું પાલન ન કરી શકે.

૭. સાધુઓને હું વીનવીને કહું છું કે જ્યાં સુધી [પ્રજા બિકણ અને નિ:શસ્ત્ર છે અને સરકાર અને લૂંટારૂઓનો કેર] વર્તે છે, ત્યાં સુધી જેમ નિશાળીઆઓને પણ સ્વયંસેવક થવાનું કહું છું તેમ—તમે

તમારો અધિકાર ઉપયોગમાં લઇ દેશના આ કામમાં પડી જાઓ. લુચ્ચા–ચોર–લંપટના દોષોનું હરણ કરવું એ તમારો ધર્મ છે. એમ ન કરો ત્યાં સુધી તમને સાધુ કહેવડાવવાનો અધિકાર નથી. જો તમે સ્વરાજ્ય ઇચ્છતા હો–એટલે રામરાજ્ય—સત્યયુગ ઇચ્છતા હો, જો તમે ભરતખંડને ધર્મભૂમિ—દેવભૂમિ બનાવવા ઇચ્છતા હો, તો પાડોશી પર અત્યાચાર થતા હોય, ત્યારે રક્ષા કરવી એ તમારો ધર્મ છે. તમારી પાસે યમ—નિયમનાં દિવ્ય શસ્ત્રો છે. એ શસ્ત્રોને યત્કિંચિત્ તપશ્ચર્યાથી તમે સહેજમાં સાચાં કરી શકો છો.

૮. સાધુઓની પાસેથી હું નિર્ભયતા અને દયાના પાલનની આશા રાખું છું. સાધુઓની પાસેથી હું એવી આશા નથી રાખતો કે તેઓ હિન્દુધર્મના માંહોમાંહેના ઝઘડામાં મુસલમાનોને વચમાં નાંખે. અનેક નિર્દોષ જીવોને બચાવવાની સાધુની જરૂર ફરજ છે. પણ સાધુઓથી પોતાની સાધુતાથી–તપશ્ચર્યાથી–જ તેમ થઇ શકે. સાધુ શરીરબળથી કે તેવા બળના દેખાવથી જીવોને ન બચાવી શકે. વળી તેઓ ધાર્મિક ઝઘડામાં મુસલમાનોના બળનો ઉપયોગ ન કરી શકે. મુસલમાનો એક બીજાની સાથે લડતા હોય તેમાં હિન્દુ કોઇનો પક્ષ લઇને બીજાને કેમ દબાવે ? જો દબાવે તો હિંદુને નામોશી છે અને મુસલમાનોને તો મરવા જેવું થાય. જેમ આપણે આપણી વચ્ચેના દુનિયાદારી ઝઘડાઓમાં અંગ્રેજોને વચ્ચે નાખીને રાજ્ય ગુમાવ્યું, તેમ આપણે જો ધર્મના અંદર અંદરના ઝઘડામાં મુસલમાનને નાખીએ કે મુસલમાન હિંદુને નાખે તો બન્ને પોતાનો ધર્મ ગૂમાવે. બકરાનો હોમ કરનાર હિન્દુ, મુસલમાનની મદદ માગી પોતે બીજા હિંદુઓની સામે થઇને બકરો મારે તો બીજા હિંદુની શી વલે થાય ?

૯. [એટલે કે અંદર અંદરના ગમે તે પ્રકારના ઝઘડાની પતાવટ માટે ત્રીજાને આમંત્રણ ન આપવું એમ સાધુઓએ શીખવવું એ તેમનો ધર્મ છે.] આપણે પ્રતિજ્ઞા કરીએ કે આપણે સરકાર પાસે ઇન્સાફ નથી માગવો. રાવણ જો મને મારી જાય તો તેનો ઇન્સાફ હું રાવણ પાસે કેમ માગવા જાઉં ? મારે કટિબદ્ધ થવા હિમ્મત મેળવવી

જોઇએ. એ હિમ્મત મને કયાંથી મળે? મારે દયા શીખવી જોઇએ, જ્ઞાન મેળવવું જોઇએ. એ સર્વે એ તમારી પાસેથીજ શીખે. શુદ્ધ ધર્મવાનને હિંદુ-મુસલમાન-કાબુલી દરેક ઓળખશે અને માન આપશે. તમે ધારાળાને શીખવો કે લૂંટફાટ કરવી એ એમનું કામ નથી.

૧૦. ધારાળાને હું કહું છું કે તમે સાધુને તસ્દી ન આપશો. પાટીદારને કહું છું તમે ઉત્તેજન ન આપશો. તમે લાકડીએ લડજો તમે બ્રાહ્મણધર્મ ન પાળી શકો તો ધાડપાડુને મારીને કહાડજો.

૧૧. એ બન્ને પોતાનો ધર્મ ભૂલે તો હું સાધુઓને કહું છું કે તમે તેમની રક્ષા કરજો, સુધારજો, એમનો મેલ ધોજો, એ કામ કરશો, ત્યારે ધર્મની પુનઃ સ્થાપના થશે, ત્યારેજ આપણે હિંદુસ્થાનને કર્મભૂમિ કહીશું?

૧૨. હું તો ચાલ્યો જઇશ, પણ તમે આ કામ ઉપાડી લેજો.



# ૧૮. સ્વરાજ્યનો અર્થ.

૧. હું અવશ્ય ધર્મનું મિશ્રણ રાજ્યપ્રકરણી વિષયોમાં કરૂં છું દુનિયાની એક પણ ક્રિયા ધર્મરહિત ન હોવી જોઇએ એમ મારી અલ્પમતિ છે. 'મહાત્મા' ને સારૂ શું ન હોઇ શકે એ સવાલ છે. જો તે સર્વ દુઃખોમાં ભાગ ન લે તો મહાત્મા શાનો? મારાથી બધાં દુઃખોમાં ભાગ નથી લેવાતો, તેથી હું 'મહાત્મા' હોવાનો દાવો નથી કરતો. પણ મહાત્મા થવાનો પ્રયત્ન આપણે બધા કરીએ, તેમાં અવિવેક નથી. આપણા રાજ્યપ્રકરણમાં આપણે ધર્મ–નીતિ–ને દાખલ ન કર્યાં, તેથી તો સ્વરાજ્ય મળતાં આટલો વખત લાગ્યો. જેવું એક તેવું અનેક એ કાયદો છે. જે ધોરણે ખેડામાં * લડી શકાયું, તેજ ધોરણે ભારતવર્ષમાં લડી શકાય, અને જીત પણ મળે. [માત્ર એક જણે સુધારાનું મૂળ નાંખવું જોઇએ;] કેમકે જગતના બધા સુધારાનું મૂળ એકજ વ્યક્તિ નાંખેછે.

---

*ગુજરાતના ખેડા જીલ્લામાં સને ૧૯૧૬–૧૭ ની સાલમાં પાક તદ્દન નિષ્ફળ નિવડયો હતો. ચાર આની કરતાં ઓછો પાક થાય તો બધો, અને ચારથી છ આની કરતાં ઓછો પાક થાય તો બધો વેરો મુલ્તવી રાખવાનો, ખેડુતોને મુલ્કી નિયમો અનુસાર હક્ક હતો. સરકારે કુલ છસો ગામોમાંથી ફકત એક જ ગામને આખી અને એકસો ચાર ગામને અર્ધી મહેસુલ મોકુફ રાખવાની રજા આપી; અને બાકીના ગામોમાંથી મહેસુલનું ઉઘરાણું કરવાના હુકમો કહાડયા. ખેડુતો વ્યાજબીપણે કહેવા માગતા હતા કે સરકારની ગણત્રી ખોટી હતી, અને ગાંધીજી તથા વિઠ્ઠલભાઈ પટેલ જેઓએ આ બાબતમાં તપાસ કરી હતી તેઓ પણ એજ નિર્ણય પર આવ્યા હતા. સરકાર તો હંમેશ માફક મહેસુલ ઉઘરાવતી જ ગઈ. જ્યારે અરજીઓ કરવાથી અને વાંધા ઉઠાવ્યાથી કંઈ અર્થ ન સર્યો, ત્યારે ખેડુતોએ ગાંધીજીની સરદારી નીચે ૧૯૧૮ના માર્ચની બાવિસમી તારીખે સત્યાગ્રહ આદર્યો. અને તેજ વર્ષના જુન માસની ત્રીજી તારીખે તે ફતેહમંદીથી પાર ઉતર્યો.

૨. આદર્શરાજ્ય અકલ્પનીય નથી આદર્શોનો સંપૂર્ણ અમલ થયે તે આદર્શ મટે છે, છતાં આપણે આદર્શને અવલંબીને જ ચાલવું ઘટે, નહિ તો આપણે ગોથાં ખાઇએ. આદર્શ સીધીલીટી, આદર્શ કાટખૂણો, કલ્પનામાં જ રહે છે, છતાં તે આદર્શ લીટી અને કાટખૂણા વિના કડિયો એક પણ મકાન ન ચણી શકત. તેમજ આદર્શ સ્વરાજ્ય અને આદર્શ સાધનોને ધ્યાનમાં રાખતાં અને તેનો અમલ કરતાં આપણે વહેલામાં વહેલા યોગ્ય સ્વરાજ્ય મેળવીશું.

૩. જોકે "હિન્દ સ્વરાજ્ય"*માંનો એક પણ શબ્દ આજની ઘડીએ પણ પાછો ખેંચી લેવા હું તૈયાર નથી, તોપણ મારે કહેવું જોઇએ કે એ પુસ્તકમાં નિરૂપેલું સ્વરાજ્ય મેળવવા પછવાડે હિંદુસ્થાનની પ્રજા તેમાં બતાવેલી પદ્ધતિઓ અખત્યાર કરી તેમાં બતાવેલો માર્ગ પકડી શકે તો તો પ્રજા એક વર્ષમાં નહિ પણ એક જ દિવસમાં સ્વરાજ્ય ઘેર કરે એ વિષે મને તલ માત્ર શંકા નથી. એટલુંજ નહિ, પણ એ આદર્શ પ્રાપ્ત કરીને તો હિન્દુસ્થાન આખી દુનિયામાં સર્વોપરી બને. પણ હાલ તુરતને માટે તો એ આદર્શની વાત એક મનોરાજ્ય માત્ર છે. આજે તો હું માત્ર લોકોને પચે, લોકોને ગળે ઉતરે, એવોજ કાર્યક્રમ લોકોની આગળ અમલ કરવા માટે મૂકી રહ્યો છું.

૪. સ્વરાજ્ય શું તે આપણે ભાગ્યેજ સમજતા હોઇશું. નાતાલને સ્વરાજ્ય છે, છતાં નાતાલના જેવું આપણે કરવા માગતા હોઇએ તો એ સ્વરાજ્ય નર્કરાજ્ય જેવું છે. તેઓ કાફરોને કચરે છે, હિન્દીને હણે છે. સ્વાર્થમાં આંધળા થઇ સ્વાર્થરાજ્ય ભોગવે છે. કદિ કાફરો અને હિન્દી નાતાલમાંથી જાય તો તેઓ માંહોમાંહે લડી સમાપ્ત થઇ જાય.

૫. દુનિયાના બધા ભાગ ઉપર નજર કરતાં જોઇ શકીશું કે સ્વરાજ્યને નામે ઓળખાતું રાજ્ય પ્રજાની આબાદાની કે સુખને

* ૧૯૦૯ માં મહાત્માજીએ આ પુસ્તક લખી પ્રસિદ્ધ કર્યું.

સારૂ બસ નથી. એક સહેલો દાખલો લઇને તે સહેજે જોઇ શકાશે. લૂંટારૂઓની ટોળીમાં સ્વરાજ્ય હશે, તો પરિણામ શું આવશે તે બધા જોઇ શકશે. તેઓની ઉપર લૂંટારૂ નહિ એવા માણસોનો કાબુ હશે, તોજ તેઓ છેવટે સુખી થઇ શકશે. અમેરિકા, ફ્રાન્સ, ઇંગ્લાંડ એ બધાં મોટાં રાજ્યો છે, પણ તેઓ ખરાં સુખી છે એમ માનવાનું કારણ નથી.

૬. કાલે મારી પાસે પચાસ મણ સૂતર હતું. તે હું બાવિશ રૂપિયે વેચતો હતો અને મને મણે દીઠ ચાર રૂપિયા નફો પડતો હતો. આજે મને ખબર પડી કે અમેરીકાનો પાક બગડયો. એટલે મેં બાવિશના આડત્રિશ રૂપિયા ભાવ માંડયો. આ વધારાના સોળ રૂપિયા લેવાનો મને શો અધિકાર? આ ઉંધા અર્થશાસ્ત્રથી વણિકને ન શોભે એવા વ્યાપારથી આખું જગત્ પીડાઇ રહ્યું છે. અમેરિકાની ગરજ તે આપણો અર્થ એ શાસ્ત્ર માનુષી નહિ પણ રાક્ષસી. આ જાળમાંથી નિકળવું એ જ સ્વરાજ્ય.

૭. આ કંઇ મેં નવી વાત નથી કરી. આપણા જંગલી નહિ પણ સભ્ય અને જ્ઞાની પૂર્વજો સો દોઢસો વર્ષ પહેલાં આમ જ કરતા. ઘણા તો ત્રિશ વર્ષ પહેલાં પણ આમ કરતા ને પોતાને સુખી માનતા. આજે તો ટૂંકી નજરવાળા આપણે આપણું જ રૂ મોંઘે ભાવે વેચી, આપણો વખત નકામો ગાળી, મોંઘા ભાવનાં કપડાં પાછાં ખરીદીએ છીએ અને પોતાને સુધરેલા માનીએ છીએ! તેના કરતાં તો 'જંગલી' વડવાઓને હું વધારે સારા અને દીર્ઘદર્શી ગણું. પાટીદાર મટી આપણે ખેડુત બનીએ એમ હું જરૂર ઇચ્છું છું.

૮. 'સ્વરાજ્ય' નો ખરો અર્થ એ છે કે પોતાની ઉપર કાબુ રાખતાં આવડવું જોઇએ. આમ તો તેજ માણસ કરી શકે કે જે પોતે નીતિ જાળવે છે; બીજાને છેતરતો નથી; સત્ય છોડતો નથી; પોતાનાં માબાપ, પોતાની સ્ત્રી, પોતાનાં છોકરાં, પોતાના નોકર, પોતાનાં પાડોશી એ બધા તરફની ફરજ બજાવે છે. આ

માણસ ગમે તે દેશમાં બેઠો સ્વરાજ્ય ભોગવે છે. જો પ્રજામાં એવા માણસો ઘણા હોય તેને સહેજે સ્વરાજ્ય છે.

૯. સ્વરાજ્યનું પ્રથમ પગથિયું તો દરેક વ્યક્તિ છે. **यथा पिण्डे तथा ब्रह्माण्डे** એ મહા વાકય આ પ્રસંગે પણ ખરૂં જ છે. જો આપણા હૃદયમાં નિરંતર લડાઇ ચાલ્યા કરે, જો આપણે વાંકા ચાલતા હોઇએ, આપણી ઇંદ્રિયો ઉપર અંકુશ રાખવાને બદલે ઇંદ્રિયો આપણી ઉપર રાજ્ય ભોગવતી હોય, તો સ્વરાજ્યનો અર્થ આપણે સારૂ શો હોઇ શકે ? પ્રથમ પગથિયું તો આપણી ઉપર રાજ્ય ભોગવતાં શીખવું એ છે.

૧૦. જો કુટુંબમાં કલહ હોય, ભાઇઓ એક બીજાની સાથે લડે કુટુંબીઓ સાથે ન રહી શકે, અવિભકત એટલે કૌટુંબિક સ્વરાજ્ય ભોગવનારાં કુટુંબો ઝઘડાને લીધે વિભકત બને, તો આપણે સ્વરાજ્યને સારૂ કેમ લાયક બનિએ ?

૧૧. જ્ઞાતિમાં એક બીજાની સાથે દ્વેષ વર્તે, જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે, તેમાં કાંઇ વ્યવસ્થા હોય નહિ, શેઠિયા મોટાઇ માગે, જ્ઞાતિભાઇ સ્વેચ્છાચારી થાય અને આટલું સંકુચિત સ્વરાજ્ય આપણે ન ચલાવી શકીએ તો રાષ્ટ્રીય સ્વરાજ્ય કેમ ચલાવી શકીએ ?

૧૨. આપણા શહેરનો કારભાર આપણે ન ચલાવી શકીએ, આપણી ગલીઓ સાફ ન રાખીએ, આપણાં ઘર ખંડેર હોય, રસ્તા વાંકા હોય, શહેરનો કારભાર ચલાવનાર નિસ્વાર્થી શહેરી ન નિકળી પડે, જે કારભાર ચલાવતા હોય તે બેદરકાર હોય અથવા સ્વાર્થી હોય તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે ?

૧૩. ખરેખર શહેરના કારભારમાં સ્વરાજ્યની ચાવી રહેલી છે. એટલે તે વિષે જરા વધારે વિચાર કરવાની જરૂર છે. હિંદુસ્થાને મરકીએ ઘર કર્યું છે. કોલેરા તો આપણી સાથે છેજ. મેલેરિયા દર વર્ષે હજારોનો ભોગ લે છે. દુનિયાના બીજા દરેક ભાગમાંથી

મરકી દૂર થઇ શકી છે. ગ્લાસગોમાં ગઇ તેવી તેને કાઢી. જોહાનીસબર્ગમાં એકજ વખત આવી શકી. ત્યાંની મ્યુનિસિપાલીટીએ મહા પ્રયત્ન કરી એક માસમાં મરકી નાબૂદ કરી. આપણે મરકીની ઉપર કશી અસર કરી શકતા નથી.

૧૪. આ સ્થિતિને સારૂં આપણે સરકારને દોષ નથી દઇ શકતા. ખરૂં જોતાં ગરીબાઇને પણ દોષ નથી દઇ શકતા. મરકીને સારૂ જે ઉપાય લેવા હોય તેમાં કોઇ આપણી વચ્ચે આવે તેમ નથી. અમદાવાદ જેવું શહેર ગરીબાઈનું બ્હાનું કહાડી નીકળી જઈ શકતું નથી. મને ભય છે કે મરકીને સારૂ આપણે આખી જવાબદારી કબૂલ કરવી પડશે.

૧૫. એ ખૂબીની વાત છે કે જ્યારે આપણા રહેવાના વિભાગમાં મરકી કેર વર્તાવી રહી હોય છે, ત્યારે જ્યાં અંગ્રેજો વસે છે, ત્યાં તે જઈ શકતી નથી. કારણો પણ તરત સમજાય છે. ત્યાં હવા સાફ છે, ઘરો છૂટાં છે, રસ્તા પહોળા અને સાફ છે, અને જંગલ જવાની ટેવ ઘણી સારી છે. આપણે તો જંગલ જવું એટલે નરકવાસ કરવો એવું કરીએ છીએ. જે મુલકમાં નવાણું ટકા માણસો ઉઘાડે પગે ચાલનારાં છે, તે મુલકમાં લોકો ગમે ત્યાં થૂંકે, ગમે ત્યાં પોતાની હાજતો પૂરી પાડે આવી સ્થિતિમાં મરકી ઘર કરે તેમાં શી નવાઈ?

૧૬. આપણે આપણા શહેરોની સ્થિતિ નહિ બદલાવીએ, આપણી બુરી ટેવો નહિ બદલીએ, આપણાં પાયખાનાં નહિ સુધારીએ, ત્યાં સુધી આપણે સારૂ સ્વરાજ્યની કશી કિંમત નથી રહેવાની.

૧૭. આ પ્રસંગે આટલું કહેવું અનુચિત નહિ ગણાય. આપણે સર્વથી ઉપયોગી સેવકો–ભંગીને અસ્પૃશ્ય ગણીએ છીએ. તેનું પરિણામ એ આવ્યું છે કે આપણાં પાયખાનાં આપણે તેઓને પૂરાં સાફ કરવા દેતા નથી. આપણે પોતે ધર્મને બહાને તે કામ કરતાં અભડાઇએ છીએ. આથી આપણે જાતે સ્વચ્છ ગણાતા છતાં આપણાં ઘરનો એક ભાગ દુનિયાના બીજા દેશોમાં છે તે કરતાં વધારેમાં વધારે ગંદો રહે છે,

અને તેને લીધે આપણે હંમેશાં ગંદી હવામાં ઉછરીએ છીએ. જ્યાં સુધી આપણે કેવળ ગામડાઓમાં રહેતા હતા, ત્યાં સુધી આપણે સુખી હતા. પણ શહેરોમાં આપણી ઉપલી કુટેવોથી આપણે સદા આપઘાત કર્યા કરીએ છીએ.

૧૮. જ્યાં ઘણા લોકો મોત વગર મરતા હોય, ત્યાં ધર્મનો, કર્મના આચારનો અભાવ હોવાનો સંભવ છે. હું માનું છું કે મરકીને કહાડવી એ આપણી શક્તિની બહાર ન હોવું જોઇએ. જો આપણે મરકીને નાબૂદ કરી શકીએ તો તેથી સ્વરાજ્યને સારૂ આપણી જેટલી લાયકાત વધશે તેટલી મહા ચળવળથી નથી વધવાની. આપણા દાક્તરો અને વૈદ્યોને વિચારવા જેવો આ સવાલ છે.

૧૯. શહેરોમાં દારૂનું વ્યસન વધે, ઇરાનીની દુકાનો વધે, જુગાર વધે, અને અને આનો ઇલાજ આપણે ન કરી શકીએ, તો આપણે સ્વરાજ્ય કેમ લઇએ. સ્વરાજ્યનો અર્થ એ છે કે આપણો કારભાર આપણે ચલાવીએ.

૨૦. આપણાં બાળકોનાં મોંમાંથી અને આપણાં મોંમાંથી દૂધ જતું રહેવાનો સમય આવ્યો જણાય છે. ગુજરાતમાં ડેરીઓએ દાટ વાળવા માંડયો છે. બધું દૂધ ખરીદી લઇ તેમાંથી માખણ, પનીર ઇત્યાદિ બનાવી તે વેચે છે. જે પ્રજાનો આધાર મુખ્યત્વે દૂધ ઉપર રહ્યો છે, તે પ્રજા આમ પોતાના ખોરાકનો નાશ કેમ થવા દે? એવા સ્વાર્થી માણસો કેમ નીકળી પડે કે જે પ્રજાના આરોગ્યનો વિચાર કર્યા વિના પૈસાને સારૂ પ્રજાની ખાવાની વસ્તુનો અયોગ્ય વેપાર કરે? દૂધ, ઘી અને દૂધના પદાર્થો પ્રજાને સારૂ એવાં અમૂલ્ય છે કે તેની ઉપર આપણે પૂરો અંકુશ રાખવો ઘટે છે.

૨૧. ઉપરના અને બીજા સવાલો ઉપરથી જણાશે કે આપણી ચળવળ બેવડી હોવી જોઇએ. આત્મશુદ્ધિ અને પરશુદ્ધિ, આંતરિક ચળવળ અને બાહ્ય ચળવળ; લોકજાગૃતિને સારૂ આંતરિક ચળવળની વધારે અગત્ય છે. બાહ્ય પ્રવૃત્તિમાં દંભ, સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિમાં તેમ થવાનો ઘણો ઓછો સંભવ છે. આંતરિક

પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિં, એટલું જ નહિ, પણ તે નિરર્થક જવાનો સંભવ છે. મારી દલીલનું તાત્પર્ય એ નથી કે આંતરિક પ્રવૃત્તિ બિલકુલ આપણે ચલાવતા જ નથી. પણ હું એમ કહેવા ઇચ્છું છું કે આંતરિક પ્રવૃત્તિ ઉપર આપણે જોઇતું વજન નથી દેતા.

૨૨. એવો પણ ધ્વનિ સંભળાય છે કે એક વખત આપણા હાથમાં ભારતવર્ષના કારભારની સત્તા આવવા દો પછી બધાં રૂડાં વાનાં થઇ રહેશે આના જેવો બીજો ભારે વહેમ નહિ હોય. કોઇ પ્રજા એમ સ્વતંત્ર નથી બની. વસંતની બહાર ખીલે છે, ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે, નવયૌવન આખી ભૂમિને વિષે જોવામાં આવે છે, તેમજ જ્યારે આપણે સ્વરાજ્ય રૂપી વસંતઋતુમાં પ્રવેશ કરતાં હોઇશું, ત્યારે કોઇ આવી ચડેલો મુસાફર દરેક સ્થળે નવયૌવન ભાળશે. અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પ્રજાના સેવકો પોતાની શકિત અનુસાર અનેક કાર્યોમાં રોકાયેલા જોવામાં આવશે. [આવી રીતે સ્વરાજ્યનો અર્થજ આપણે ખરી રીતે સમજીએ, તો સ્વરાજ્ય કોઇની આગળથી માગવાનું નહિ રહે. આત્મ શુદ્ધિ વગર મળેલા સ્વરાજ્યનો કાંઇ અર્થ નથી.]

૨૩. એક પ્રજા બીજી ઉપર રાજ્ય ચલાવે તે સાધારણ રીતે ખોટું ગણાય. અંગ્રેજો આપણી ઉપર રાજ્ય કરે છે એ વિપરીત વાત છે, પણ અંગ્રેજો હિંદુસ્થાન છોડે તેથી હિંદીએ કમાણી કરી એમ માનવાનું કારણ નથી.

૨૪. તેઓ રાજ્ય કરે છે તેનું કારણ આપણેજ છીએ; તે કારણ આપણો કુસંપ, આપણી અનિતી અને આપણું અજ્ઞાન એ છે. આ ત્રણ વસ્તુ દૂર થાય તો એક પાંખડી હલાવ્યા વિના અંગ્રેજો હિંદુસ્થાન છોડે એટલુંજ નહિ પણ આપણે ખરૂં સ્વરાજ્ય ભોગવતા થઇએ.

૨૫. ખુનામરકીથી મેળવેલું એ સ્વરાજ્ય ન હોય, બધા અંગ્રેજોને મારી શકાય તો જેઓ મારનારા છે તેઓ હિંદુસ્થાનના ધણી થાય.

એટલે હિંદુસ્થાન તો રાંડીરાંડ રહે. અંગ્રેજને મારનારા બોમ્બ અંગ્રેજ ગયા પછી હિંદની ઉપર પડશે. ફ્રાંસના પ્રજાસત્તાકરાજ્યના પ્રેસિડન્ટને મારનારો તે ફ્રેંચ જ હતો. અમેરિકાના પ્રેસિડન્ટ કલીવલાંડને મારનાર તે અમેરિકન હતો. એટલે આપણને લાજમ છે કે ઉતાવળમાં વગર વિચારે પશ્ચિમની પ્રજાની નકલ આંધળાપણે નથી કરવાની.

૨૬. હું એમ માનનારો છું કે માણસજાત પોતાનું રક્ષણ કરવાની શકિત કોઇકાળે ખોઇ બેઠી નથી હોતી. આપણે ઇંગ્લાંડની શરતે જ કામ કરીએ તો કેટલાં વર્ષો સુધી મુન્શીપણું કર્યા કરવું પડશે તેનો મને ખ્યાલ નથી આવી શકતો. મને તો મુન્શીપણું ન જોઇએ. આપણે ભૂલો કરીએ, પણ આપણે જ આપણી ભૂલો સુધારીશું. [સ્વરાજ્યનો એક ખ્યાલ એવો છે કે] આપણે આપણા વિચાર પ્રમાણે સ્વરાજ્ય મેળવવું. એ સ્વરાજ્ય બ્રિટિશ સંબંધ રહે તો રાખીને અને જો સંતોષકારક ન હોય તો તોડીને પણ મેળવવું એવો છે. જો સંબંધ રહે તો તે મહાસભાનો ઉદ્દેશ સંપૂર્ણ રીતે ફળે એ રીતે જ રહી શકે. એટલે કે અંગ્રેજોએ પોતાનું ઉપરીપણું ભૂલી જવું જોઇએ. જ્યાં સુધી મૂઠીમાં માય તેટલા અંગ્રેજ આપણી ઉપર રાજ્ય ચલાવી શકે છે એમ માનીએ, ત્યાં સુધી અંગ્રેજી સંબંધ અસહ્ય જ હોવો જોઇએ.

૨૭. સ્વરાજ્યનો અર્થ જ એ છે કે હિંદ પોતાના પગ પર ઉભું રહેવા અને નેતાને પણ ભૂલી જવાને તૈયાર થાય. બાળક કે બુઝર્ગ સૌકોઈ એવી નિર્ભયતા દાખવે કે સારા અને મોટામાં મોટા માણસો જેલમાં જાય કે બગડી જાય તો પણ તેઓ નિર્ભય રહે અને કહે કે નેતાએ ઉપાડી એ લડત હવે અમારી છે; એ ભલે દિવાનો થઇને ભાન ભૂલ્યો પણ અમે તો તેમ નહિ જ કરીએ. આ સ્થિતિ આવે તેને જ સ્વરાજ્ય કહી શકાય.

૨૮. સ્વરાજ્ય એટલે સ્વાશ્રય. મારે હાથેથી સ્વરાજ્ય લેવામાં તો કેવળ પરાશ્રય થયો. હું તો લેવાનો રસ્તો બતાવું; લેવું તે તો લોકોના જ હાથમાં રહ્યું. હું વૈદ્ય રહ્યો; દવા બતાવું; ખાવાની

રીતો, તેનાં અનુપાન, માપ, વિગેરે કહું; પણ છેવટે પુરુષાર્થ તો દર્દીએ જ કરવો રહ્યો. જો લોકોને પ્રત્યક્ષ અનુભવ ન થયો હોય કે સ્વરાજ્ય શાંતિથી, હિંદુ મુસલમાન શીખ પારસી ખ્રિસ્તી યહુદીના ઐક્યથી, સ્વદેશીથી અને અસ્પૃશ્યતાના નાશથી મળે તો મારી વ્યવહારકુશળતામાં પૂરી ખામી અને મારે હિમાલય ભણી જવું જોઇએ.

૨૯. આપણે સ્વરાજ્ય આજે જોઇએ છે, ત્યારે સરકાર કહે છે કે લાયક થયે. આમ દરેક બાબતમાં મોટો ભેદ છે. એ ભેદ જ્યાં સુધી આપણી કસોટી પૂરેપૂરી નથી થઇ, ત્યાં સુધી જવાનો જ નથી. અને બંનેનાં દૃષ્ટિબિંદુ એક ન થાય, ત્યાં સુધી મીઠા ફળની આશા કોઇએ રાખવી નહિ.

૩૦. સત્તા અને સ્વરાજ્યમાં બહુ તફાવત છે એ આપણે ઓળખી લઇએ. અત્યારે આપણામાંના ઘણા કેવળ સત્તાને સારૂ જ ફાંફાં મારી રહ્યા છે. સત્તાની લૂંટમાં હું વિક્ષેપો અને વિઘ્નો જોઉં છું. તેમાં હું મારામારી જોઉં છું. સ્વરાજ્યની લૂંટમાં તો શુધ્ધ હરિફાઈ જ હોઈ શકે. સ્વરાજ્ય એટલે પોતાનું-પોતાની ઉપર રાજ્ય એ યુદ્ધમાં તો જે નમે-જે ખમે તે પહેલો. એમાં તો ભારે મર્યાદાને અવકાશ. સત્તાની લૂંટમાં તો સહુ પહેલા આવવા માગે, એટલે સહુ લડે. સત્તાના રાજ્યમાં પહેલો એજ પહેલો. સ્વરાજ્યમાં છેલ્લો એ પહેલો. આમ બન્ને વચ્ચે હાથી ઘોડા જેટલો-અરે પૂર્વ પશ્ચિમ જેટલો ભેદ છે. આપણે સ્વરાજ્યની લડત ચલાવીએ છીએ એટલું યાદ રાખીશું તો આપણે બધી મુશ્કેલીઓ ઓળંગી જઇશું.

૩૧. હું પોતે સ્વરાજ્ય લેવા જેટલો અધીરો છું તેટલોજ ધીરો છું. ને દરેકને મારી એવા જ થવા સલાહ છે. જે ઉપાય આપણે ધાર્યા છે તે ખરેખર લઇએ તો સ્વરાજ્ય મેળવવું સહેલું છે. અને તે ઉપાયો વિના આ વર્ષે તો શું પણ આ જમાનામાં મેળવવું હું તદ્દન અશક્ય માનું છું.

૩૨. આપણી સ્થિતિ બીજા બધા કરતાં વિચિત્ર છે એ આપણે ગોખી રાખવું જોઇએ. આપણી સંખ્યા તે જ આપણું બળ છે, ને

તે જ આપણી નબળાઇ છે. હિંદુસ્થાનમાં છે એમ કોઈ દેશમાં એકબીજાને આજ લગી દુશ્મન માનતા એવા વિધર્મીઓ નથી, કોઈ દેશમાં પ્રજાનો મોટો ભાગ શસ્ત્રબળાનો કાયર નથી. કોઈ દેશમાં જેવો હિંદુસ્થાનમાં ઢેડભંગીનો છે તેવો મનુષ્યજાતિને તિરસ્કાર નથી. એટલે આપણા દેશના દર્દને સારૂ ઇલાજ પણ નવાજ હોવા જોઇશે.

૩૩. સ્વરાજ્યની વ્યાખ્યાઓ હું મારા મનમાં ઘણીવાર ગોઠવ્યાં જ કરૂં છું, તે વાંચનારની આગળ મૂકી જવાની રજા લઉં છું:—

(૧) સ્વરાજ્ય એટલે પોતાની ઉપર મેળવેલું રાજ્ય. આ જેણે મેળવ્યું તેણે વ્યકિતગત પ્રતિજ્ઞાનું પાલન કરી લીધું.

(૨) પણ આપણે તો કંઇક ચિન્હ, પ્રતિમા, કલ્પેલ છે. એટલે સ્વરાજ્ય એટલે દેશના આયાતનિકાસ પર, લશ્કર પર, અદાલતો પર પ્રજાનો સંપૂર્ણ અંકુશ. આમાં અંગ્રેજી સલ્તનત સાથે સંબંધને અવકાશ છે અને નથી. જો ખિલાફત અને પંજાબનો ખુલાસો ન થાય તો નથી.

(૩) પણ સાધુઓ વ્યકિતગત સ્વરાજ્ય અત્યારેજ ભોગવતા હોય તેવું બને, અને આપણી પાર્લામેન્ટ પણ બેસે છતાંયે લોકોને મન તે સ્વરાજ્ય ન હોય એવું યે બને તેથી સ્વરાજ્ય એટલે અન્નવસ્ત્રની સોંઘારત. પણ તે એટલે સુધી કે કોઇને તેને અભાવે ભૂખ્યાં કે નાગા ન રહેવું પડે.

(૪) આવા સંજોગો બને છતાં એક કોમ કે એક વિભાગ બીજાને દબાવે એવું પણ બને. તેથી સ્વરાજ્ય એટલે એક બાળા પણ નિર્ભયપણે ઘોર અંધારામાં ફરી શકે એવી સ્થિતિ.

(૫) ઉપરની ચાર વ્યાખ્યાઓમાં બીજી અનેક વ્યાખ્યાઓનો સમાવેશ થતો જોવામાં આવશે. છતાં પ્રજાના સ્વરાજ્યમાં દરેક અંગને તેજ આવ્યું હોય અને આવવું જોઇએ-તો સ્વરાજ્ય એટલે અંત્યજની અસ્પૃશ્યતાનો સર્વથા નાશ.

(૬) બ્રાહ્મણ બ્રાહ્મણેતરના ઝઘડાની સમાપ્તિ.

(૭) હિન્દુ–મુસલમાનના મનના મેલનો સર્વથા નાશ એટલે હિંદુ, મુસલમાનની મર્યાદા રાખે અને તેને સારૂ જાન દે. મુસલમાન, હિંદુની મર્યાદા રાખે અને જાન દે. મુસલમાન, હિંદુને પજવવા ગાય ન મારે, પણ પોતાના હિંદુભાઇની લાગણીને દૂભાવવા સારૂ પોતાની મેળેજ ગોવધ બંધ કરે, અને હિંદુ કશું સારું કર્યા વિના મુસલમાનનું મન દુઃખવવા મસજીદો આગળ વાજાં ન વગાડે પણ મસજીદો પાસેથી જતાં વાજું બંધ રાખવામાં મોટાઇ માને.

(૮) સ્વરાજ્ય એટલે હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી, યહૂદી, બધા ધર્મી પોતાના ધર્મનું પાલન કરી શકે અને એક બીજાની તેમ કરવામાં રક્ષા કરે અને એકબીજાના ધર્મને માન આપે.

(૯) સ્વરાજ્ય એટલે દરેક ગામ ચોર લૂંટારાના ભયથી પોતાની રક્ષા કરવા શકિતમાન્ થાય અને દરેક ગામ પોતાને જરૂરનાં અનાજ અને વસ્ત્ર પેદા કરે.

(૧૦) સ્વરાજ્ય એટલે દેશી રાજ્યો, જમીનદારો અને રૈયત વર્ગ વચ્ચે મિત્રતા વર્તે, દેશી રાજ્ય કે જમીનદાર રૈયતને ન કનડે અને રૈયત રાજાને કે જમીનદારને ન પજવે.

(૧૧) સ્વરાજ્ય એટલે ધનવાનને મજૂર વર્ગ વચ્ચે મિત્રતા ધનવાનને સારૂ યોગ્ય દામ લઇ મજૂર ખુશીથી મજુરી કરે.

(૧૨) દુષ્કાળીયાંને અનાજ નહિ મળે અને તેઓ ભૂખે મરે તો સ્વરાજ્ય મળો વા ન મળો તેનો શો અર્થ? સ્વરાજ્ય તો એજ કહેવાશે કે જેમાં એક પણ માણસ વગર વાંકે અને પરાણે ભૂખ્યું કે નાગું ન રહે.

(૧૩) સ્વરાજ્ય એટલે સ્ત્રી જાતિને માતા બ્હેન સમજી પૂરૂં માન આપવું તે, અને ઉંચનીચના ભેદ નીકળી સર્વ ભાઇ બેન છે એવી ભાવનાથી વર્તવું તે.

(૧૪) સ્વરાજ્ય લોકમાન્યનો જીવનમંત્ર હતો. સ્વરાજ્ય આપણે સારૂ આપણા મોક્ષનું દ્વાર છે, આપણા સુખની ચાવી છે,

ગરીબની ભૂખનું નિવારણ છે, નાગાને ઢાંકવાનું સાધન છે, પાપનો નાશ કરવાનું હથિયાર છે.

૩૪. સ્વરાજ્ય તેનું નામ કે કોઇ માણુસ ગુન્હો કરે તો પણ તેના ઉપર સ્વચ્છંદી જબરદસ્તી ન થાય.

૩૫. સ્વરાજ્ય એટલે ધર્મરાજ્ય. જો ચાલુ રાજ્યનીતિ બદલી બીજી એવીજ રાજ્યનીતિ દાખલ કરીએ તો તે સ્વરાજ્યમાં નહિ ખપે, તે વેળા લોકકલ્યાણ નહિ થાય. જેમ સ્વરાજ્યની શરતો છે તેમ સ્વરાજ્યની નિશાનીઓ પણ રહેલી છે.

૩૬. લાખના કરતાં લાજ વધારે વહાલી હોવી જોઇએ. સ્વરાજ્ય મેળવવું એટલે હિન્દુસ્થાનની લાજને આપણી પોતાની લાજ જાણવી. હિન્દુસ્થાનનું દુ:ખ તે આપણું અંગત દુ:ખ માનવું.

૩૭. આ વ્યાખ્યાઓમાંથી સિદ્ધ થાય છે કે:–

(૧) સ્વરાજ્યમાં રાજ્યસત્તા દારૂ, અફીણ ઇત્યાદિનો વેપાર ન કરે.

(૨) સ્વરાજ્યમાં અનાજ અને કપાસના સટ્ટા ન થાય.

(૩) સ્વરાજ્યમાં કોઇ કાયદાનો ભંગ ન કરે.

(૪) સ્વરાજ્યમાં સ્વેચ્છાચારને સ્થાન જ ન હોય. તેથી કોઇ પોતાની સામેની ફરિયાદનો પોતે કાજી ન બને, પણ દેશમાં નિમાયેલી અદાલતમાં પોતાની સામેની ફરિયાદનો ચૂકાદો થવા દે.

૩૮. જ્યાં મોટા ભાગના લોકો વફાદાર અને સ્વદેશાભિમાની હોય અને જેમને મન પોતાના અગત લાભ ઉપરાંત બીજા બધા વિચાર કરતાં પ્રજાના લાભનો જ વિચાર સર્વોપરી હોય, ત્યાંજ સ્વરાજ્ય નભી શકે. મોટા ભાગના લોકોથી ચાલતું રાજ્ય તેનો અર્થ સ્વરાજ્ય. જ્યાં મોટા ભાગના લોકો અનીતિમાન્ અગર સ્વાર્થી હોય, તેવા લોકોથી ચાલતું રાજ્ય અરાજકતા સિવાય બીજું કશું શીખવી શકે નહિ. હું આ ચળવળમાં મારી એવી માન્યતા હોવાથી જોડાયો છું કે મોટા

ભાગના લોકો મૂળ પાયે સાચા અને સારા છે, પણ બીકણ અને બેદરકાર હોવાથી પોતાનામાં રહેલા સ્વભાવિક ગુણોથી તેઓ અજાણ છે, અને તેથી સારાપણાની શકિતનો તેમને એક વખત ખ્યાલ આવશે, તો તેઓ તેનો અમલ કરવા મંડી જશે, અને પ્રયત્નમાં પાર ઉતરશે.

૩૯. જો પ્રજાના નબળામાં નબળાં અંગની મુશ્કેલી પણ રાજા જોતો હોય તો એ તો રામરાજ્ય કહેવાય, એ પ્રજાસત્તાક રાજ્ય કહેવાય. એવી આશા આધુનિક જમાનામાં કોઇ પણ રાજ્યની—પછી તે ભલે અંગ્રેજ હોય કે હિન્દી હોય, ખ્રિસ્તી, મુસલમાન કે હિન્દુ હોય—રાખી શકાય જ નહિ. જે યુરોપની આપણે નકલ કરવા અધીરા થઇ ગયેલા દેખાઇએ છીએ તે યૂરોપ પણ પશુબળને અથવા પશુબળને મુકાબલે વધુમતને પૂજે છે. વધુમતવાળા કંઇ નબળાની હંમેશાં રક્ષા કરે છે, એવું બનતું નથી. વધુમતનો ન્યાય એ સામાન્ય વિષયોમાં સામાન્ય રીતે લૌકિક ન્યાય છે એમ કહી શકાય, પણ શુદ્ધ ન્યાય તો સર્વના કલ્યાણમાં જ હોઈ શકે. એટલે જ્યાં નબળામાં નબળાં માણસની પણ પૂરેપૂરી રક્ષા કરવામાં આવતી હોય અને તેના હક્ક પણ પૂરેપૂરા જાળવવામાં આવતા હોય ત્યાં જ શુદ્ધ પ્રજાસત્તાક રાજ્ય ગણાય. પ્રજાની સત્તાથી ચાલતા રાજ્યનો અર્થ ઘણા મતને ન્યાયે ન્યાય એ નથી, પણ પ્રજામાંના નાનામાં નાના અંગનું પણ પોષણ થાય એ છે. સ્વરાજ્યનો અર્થ જ એ છે કે બહુમતીની સત્તા ચાલે. પણ ઓછા સમુદાયની સત્તા વધે અને વધેલી સત્તાનો દુરુપયોગ થાય એ સ્વરાજ્ય ન થયું; એ તો અત્યાચાર થયો, સ્વેચ્છાચાર થયો. તેવું થાય ત્યારે તો તે સ્વેચ્છાચારીઓનો નાશ જ સંભવે.

૪૦. આપણે તો રામરાજ્યનો અર્થ સ્વરાજ્ય, ધર્મરાજ્ય, પ્રજારાજ્ય કરીએ છીએ. તેવું રાજ્ય તો જ્યારે પ્રજા ધર્મિષ્ટ અને વીર્યવાન બને ત્યારેજ સંભવે. પ્રજા ધર્મવાળી બને એવો મહાસભાનો સહુ અસહકારીઓનો પ્રયાસ છે. જો પ્રજાને કોઈ એક રાજાજ

છોડવવાનો હોય તો પ્રજા તેની ગુલામ બનશે; પછી ભલે તે સદ્‌ગુણી હોય. આપણે તો રાજ્યતંત્ર–રાજ્યનીતિ–બદલવા મથી રહ્યા છીએ, પછી આપણા નોકર તરીકે અંગ્રેજો હશે કે હિંદી એ ફીકર કરવા જેવી વાત નથી. આપણે અંગ્રેજી પ્રજાને બદલવાનો પ્રયાસ પણ નથી કરતા, આપણે આપણને પોતાને બદલવાનો પ્રયાસ કરવા મથીએ છીએ.

૪૧. મારે જે સ્વરાજ્ય જોઇએ છે તે તો સહેલાઇથી મળે એમ નથી, પણ આજે હું જે માગી રહ્યો છું તે પાર્લામેંટરી સ્વરાજ્ય. લશ્કર તથા પોલિસ ઉપરની અને કાયદા ઘડવાની સત્તા આપણા હાથમાં આવે, કમાન્ડર ઈન્‌-ચીફની પણ આપણે નિમણુંક કરી શકીએ. એક પણ સિપાઇને આપણી મરજી વિના બહાર ન મોકલાય, એટલું થાય તેજ ક્ષણે આપણી પાસે સ્વરાજ્ય છે. આપણો પ્રધાન અંગ્રેજ હોય કે હિંદી હોય, પણ તે આપણે જ પસંદ કરેલો હશે. અંગ્રેજ અમલદાર જે મારા ઉપર સરદારી કરવા ઇચ્છે એને હું કહાડી મૂકું. ટૉમસન પંજાબમાં નાલાયક ઠર્યા તેને વાઇસરૉય સાહેબે સીમલામાં ઉંચી જગ્યા આપીને ત્યાંથી ખેંચી લીધા. એવી જગ્યા લેવાને તેઓને વિનવ્યા ! આવો ન્યાય સ્વરાજ્યમાં ન હોય.

૪૨. સ્વરાજ્ય સસ્તી કિંમતે ન–મળી શકે–મળ્યું કામનું પણ નહિં. બાળક–બુઝર્ગ બધાએજ એને ખાતર જેલ જોવી રહી. સૌને સરખેપણે ભોગવવાં પડનારાં દુઃખ જ આપણને અભેદ્ય બંધુભાવથી એક કરશે. જેમ જેમ અસહકાર તપતો જશે, તેમ તેમ અધિકારીઓને ઉકળ્યે જ—સારાસારનું ભાન ભૂલ્યે જ–છૂટકો છે.

૪૩. [સ્વરાજ્ય પ્રાપ્તિ માટે આપણે દરેકે સતત પ્રયત્નવાન રહેવું એ આપણો ધર્મ છે એમ આપણને ઉગી આવવું જોઇએ અને તે અત્યંત મહત્ત્વના કાર્યમાં] એક પણ કલાક નકામો જાય એ સહન નહિ થઇ શકે. જેટલો વખત પુરૂષોનો, સ્ત્રીઓનો, બાળકોનો બચે તે બધો કાંતવામાં, પીંજવામાં, વણવામાં જ જવો જોઇએ. રેંટિયો તો ઘેરઘેર દાખલ

થવો જોઇએ. વણકરોની પુરી ખામી છે તે દૂર થવાની જરૂર છે. જેટલા જુવાનિયા વણાટનો ધંધો શીખી લે તેટલું સારૂં છે. દરેકે દરેક રીતે આદર્શ તાલુકો, ત્યારે જ બને કે જ્યારે ત્યાં સુંદર ખાદી ઠેકઠેકાણે વણાતી થઈ જાય. તેનું એક પણ ગામ એવું ન હોવું જોઇએ કે જ્યાં મહાસભાની ધજા ન ફરકતી હોય, આ બધાં કામ કંઈ સ્વરાજ્ય મળ્યા પછી નથી થવાનાં. એ કામો કરવાં તેનું નામ જ સ્વરાજ્ય છે. જ્યારે લોકો એકબીજાની સાથે સંબંધ રાખતા થઈ જાય, એકબીજાનું માનતા થઇ જાય, પોતાના કાયદાને માન આપતા થઇ જાય ત્યારે સ્વરાજ્ય છે.



# ૧૯. સ્વરાજ્યની શરતો.



૧. હિંદુસ્થાનને સ્વરાજ્ય મળો એ બધા હિંદીનો અવાજ છે, અને તે ખરો છે પણ તે નીતિને રસ્તે મેળવવાનું છે. તે ખરૂં સ્વરાજ્ય હોવું જોઇએ. અને તે નાશ કરનારા ઇલાજોથી કે કારખાનાંઓ કરવાથી નહિ મળે. ઉદ્યમ જોઇએ, પણ તે ઉદ્યમ ખરે રસ્તે જોઇએ. હિંદુસ્થાનની ભૂમિ તે એક વેળા સુવર્ણ ભૂમિ ગણાતી કેમકે હિંદી લોકો સુવર્ણ રૂપે હતા. ભૂમિ તો તેની તેજ છે, પણ માણસો ફર્યાં છે. એટલે તે ભૂમિ વેરાન જેવી થઇ ગઈ છે, તેને પાછી સુવર્ણ બનાવવાને આપણા સદ્‌ગુણો વડે સુવર્ણ રૂપે થવાનું છે. તેનો પારસમણિ બે અક્ષરમાં સમાયેલો છે, અને તે ‘સત્ય’ છે. વાસ્તે જો દરેક હિંદી ‘સત્ય’નો જ આગ્રહ રાખશે, તો હિંદુસ્થાનને ઘેર બેઠાં સ્વરાજ્ય આવશે. જેવી હો તેવી પણ આપણી સ્વતંત્રતા આપણે સત્યાગ્રહથી મેળવવાની પ્રતિજ્ઞા કરી લેવી ઘટે છે. ડોળથી તો તે મળવાની નથી. અને જેઓએ વગર સમજ્યે અથવા સમજતાં છતાં કપટથી સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી હશે તેમને પોતાને સંતોષ નહિ મળે, પ્રજાને તે નહિ આપે, અને છેવટે ખાલી હાથવાળા જ લાગશે અને હશે.

૨. [જે સત્યનો આગ્રહ રાખનાર છે તેનામાં વીરતા છે, ખરી ક્ષત્રિયતા છે, મરણને તે ખીસ્સામાં રાખીને ફરે છે. નિર્ભયતા વિના સ્વરાજ્ય હોય નહિ.] ક્ષત્રિયને વિશ્વાસ હોય તો મરણ એ માથાનો મુગટ છે. મરવાનો ભય શો? જ્યાં સૌથી વધારે મરવાનો સંભવ ત્યાં જઇને ઊભો રહે તે જ બહાદુર; જે મારી શકે તેને કોઈ બહાદુર નથી કહેતું. એક કુંભાર ગધેડીને માર્યા કરે છે તેને આપણે

ક્ષત્રિય નથી કહેતા. તેમ જે ક્ષત્રિય માર્યા કરે તેને આપણે કુંભાર કહી યથાર્થ વિશેષણ આપીએ છીએ. નામર્દ પુરુષ સ્ત્રીને માર્યા કરે છે, તેને આપણે બહાદુર નથી કહેતા; પણ નામર્દ કહી ખરૂં વિશેષણ આપીએ છીએ. જ્યાં સુધી ક્ષત્રિયનો ગુણ આપણામાં નથી આવ્યો ત્યાં સુધી સ્વરાજ્ય મળવું મુશ્કેલ છે. ક્ષત્રિયનો ગુણ ધીરજ છે. બાર વર્ષના પ્રહ્લાદમાં, સુધન્વામાં, સીતામાં એ ગુણ આવ્યો હતો. રાવણે સીતાને લાલચો મોકલી, ભય કર્યો. પણ સીતાજી એકનાં બે ન થયાં, તેથી જ આપણે એને શુદ્ધ ક્ષત્રિયાણી,—દેવી—માતા માનીએ છીએ. સ્ત્રીઓમાં સીતાના ગુણ ન આવે ત્યાં સુધી અસહકાર કરવા, સ્વરાજ્ય મેળવવા આપણે નાલાયક છીએ. સીતાએ રાવણનાં મિષ્ટાનોનો ત્યાગ કર્યો, એ મિઠાઇઓ કાંઈ કડવી ન હતી; પણ એ અપાત્રની હતી; માટે એણે એને ફેંકી દીધી; રાવણે જે શણગારો મોકલ્યા, તે તમે કદિ ન જોયા હોય એવા ઉત્તમ હશે; એના હીરામોતી આજના હીરામોતી કરતાં વધારે ચકચકિત હશે પણ એ અપાત્રને હાથે આવે છે જાણી એનો ત્યાગ કર્યો, ત્યારે જ એ પોતાના સતીત્વનું રક્ષણ કરી શક્યાં. [ આમ આપણાં પ્રાચીન વીર વીરાંગનાઓમાં જે સત્યનો અડગ આગ્રહ આપણે જોઇ શકીએ છીએ તે આપણા ધ્યેયની પ્રાપ્તિ માટે દરેક સત્યાગ્રહીએ હર ઘડી આંખ આગળ રાખવો ઘટે છે. ]

૩. માણસના જીવનનો પાયો નીતિ છે. એ પાયાથી માણસ ચળ્યો તે જ ક્ષણે તે ધાર્મિક મટે છે. નીતિનિયમોની ઉપરવટ થઇને ધર્મપાલન કરવાની વાત ભ્રમજાળ માત્ર છે. દાખલા તરીકે માણસ જૂઠ આચરે, દયાધર્મ છોડે, અસંયમી બને, અને છતાં ઇશ્વર પોતાની બાજુએ છે એવો દાવો કરે એ હાસ્યાસ્પદ છે. [ ધર્મને બાજુએ મૂકીને સ્વરાજ્ય માટે ઇશ્વરની પ્રાર્થના કરી આપણે ભૂલી જઇએ છીએ કે ઇશ્વર ન્યાયી અને ધર્મીને જ આશરો આપે છે. ]

૪. સ્વરાજ્ય ઇશ્વર પણ આપે એમ નથી. પાપીને સ્વર્ગ આપવું ઇશ્વરે પોતાના હાથમાં જ નથી રાખ્યું. કાયદા બનાવીને ઇશ્વરે

પોતાના હાથ જ કેમ જાણે ધોઇ નાંખ્યાં છે. ઇશ્વર સર્વ શક્તિમાન્ હોવાથી જ તેણે અપવાદ વિનાના કાયદા ઘડ્યા છે. સ્વરાજ્ય એ માણસની અને પ્રજાની સ્થિતિ સૂચવે છે. જેમ, ખાય તેજ ભૂખ શાંત કરી શકે તેમ પરતંત્ર મટે તેજ સ્વતંત્ર થાય. આપણે દારૂ ન છોડીએ, પરદેશી કાપડનો ત્યાગ ન કરીએ, હિંદુ–મુસલમાન લડ્યા કરીએ, તો ઇશ્વર સ્વરાજ્ય આપે? આપી શકે? પણ આપણે પ્રજામતથી પરદેશી કાપડ છોડીએ અને દારૂ ત્યાગીએ તો શું આપણને સ્વરાજ્ય ન મળે? ઇશ્વરના કાયદાનો ભંગ કરવા છતાં કોઇ ઇશ્વર પાસેથી સ્વર્ગની આશા રાખી શકે? ન જ રાખે. તેથી આપણે પ્રાર્થના કરીએ તે પણ આપણે સ્વરાજ્યને સારૂ નહિ, પણ સ્વરાજ્યને સારૂ શકિત મળવાની કરી શકીએ. પ્રાર્થનાનો એક અર્થ જ એ છે કે અમુક વસ્તુ કે સ્થિતિ મેળવવાની પોતાની તીવ્ર ઇચ્છા રજુ કરવી.

૫. આખા હિંદુસ્થાનમાં એક જ ઝંખના ચાલી રહી છે કે ધર્મરાજ્ય, રામરાજ્ય, સ્વરાજ્ય મેળવવું. એ ત્રણે એક જ વસ્તુ છે. જેને પોતાની ઉપર રાજ્ય કરવું છે તે પોતાની મર્યાદામાં–હદમાં–રહે. પોતાની મર્યાદા સાચવીને રહે તેને કોઇ તુંકારો ન કરી શકે, છતાં આપણે તો આપણા જ અંત્યજ ભાઇઓના ઉપર રાજ્ય કરવા જઇએ છીએ. તેમની પાસેથી મેલાં કામ લઇને તેમને મેલા બનાવીએ છીએ અને તેઓ મેલા થયા માટે તેમનો ત્યાગ કરીએ છીએ. ત્યાગ કરવાથી તેઓ વધારે મેલા બન્યા માટે તિરસ્કાર કરીએ છીએ. બીજાને જે ગુલામ બનાવે છે તેને સ્વરાજ્ય ક્યાંથી મળે?

૬. ઢેઢભંગીની ઉપર તિરસ્કાર કરી આપણે કેવળ અડકવાનો ડોળ કરી અસ્પૃશ્યતાના પાપમાંથી મુક્ત થવાના છીએ? આપણે જ્યાં સુધી મનનો મેલ કહાડી તેઓને આપણા ભાઇબેન જેવાં નહિ સમજીએ ને તેમને દુઃખે દુઃખી નહિ થઇએ ત્યાં સુધી આપણે સ્વતંત્ર થવાના નથી; [illegible] ત્યાં સુધી તેને સારૂ આપણે લાયક જ નહિ હોઇએ, તેઓ જ આપણી [illegible] અટકાવશે. તાવ નથી એવો ડોળ કરનારો શક્તિ છે

એમ મનાવી કેટલાં ડગલાં ચાલી શકવાનો ?

૭. મારૂં અવશ્ય માનવું છે કે જો આપણે હજુ ઢેડભંગી પ્રત્યે મનમાં મેલ રાખતા હોઇએ તો કદિ ઇશ્વર આપણને સ્વરાજ્ય નહિ અપાવે, કદિ આપણા પ્રત્યેનો તિરસ્કાર અંગ્રેજોના મનમાંથી નહિ જાય. આપણી આત્મશુદ્ધિ આપણા સ્વરાજ્યનો પાયો છે. સ્વરાજ્ય મેળવવું એ સ્વર્ગ મેળવવા સમાન છે. યુધિષ્ઠિરે પોતાના કુતરાને મેલીને સ્વર્ગ–દ્વારમાં પેસવાની ના પાડી. શું આપણે ભંગી ભાઇઓને વેગળા મેલી દોટ મૂકી સ્વરાજ્યમંદિરમાં ઘૂસી જવાના છીએ ? આપણે એમ ધારતા હોઇએ તો આપણને કડવો અનુભવ થશે જ. દરવાજે પહોંચતાં આપણે સ્વરાજ્યના દરવાજા બંધ જોઇશું.

૮. અંત્યજોને છોડીને સ્વરાજ્યનો વિચાર પણ ન કરાય. એ તો એવી વાત થઇ કે આપણે પોતે ગુલામના માલેક રહી આપણા માલેકની ગુલામીમાંથી છૂટવા માગીએ છીએ. એ કંઇ ઇશ્વર સાંખવાનો છે ? એ કંઇ બનાવ બનવા જેવી વાત છે ? એ ગુલામો પોતે જ શાને એવું બનવા દે ? અને આપણા માલેકો પોતે પણ એટલી સંભાળ નહિ રાખે કે તેઓ આપણા ગુલામોને પોતાના કરી લઇ તેમને પોતાની સાથે આપણી સામે મંડાયેલા રાખે ?

૯. અસ્પૃશ્યતામાં હિંદુધર્મ છે એવું માનનારાને અસહકારી થવાનો અધિકાર નથી. આ સલ્તનતે અસ્પૃશ્યતાધર્મને તો શાસ્ત્ર બનાવ્યું છે. જ્યાં જાઓ ત્યાં આપણે અસ્પૃશ્ય જ છીએ. આપણે પાટું ખાવા લાયક, ગાળો ખાવા લાયક છીએ, આપણે જેલમાં જ શોભીએ તેવા છીએ. આ બધાં અસ્પૃશ્યતાનાં ચિન્હો છે અને તે બધાં ઢેડભંગીઓ તરફની આપણી વર્તણુકમાં આપણે જોઇએ છીએ. તો પછી આપણને મહાસભાકલ્પિત સ્વરાજ્યનો શો અધિકાર છે ? તો પછી આપણે મહાસભાના સ્વયંસેવકની ભરતીમાં કેમ દાખલ થઇ શકીએ ? જે હિંદુ અસ્પૃશ્યતાને ધર્મ માને છે તેને અસહકારી કહેવાનો અધિકાર જ નથી એમ એક પળમાં તેને જણાવું જોઇએ, અને જેઓ પોતાને હિંદુ માને છે તેઓ બધાં એ અસ્પૃશ્યતાનો ત્યાગ ખરા દિલથી કરવા તૈયાર ન હોય, તો હું

એકલો પણ કહેવાનો જ કે તે પાપ દૂર કર્યા વિના સ્વરાજ્ય નથી, તેના વિના હિંદુધર્મનો નાશ જ છે. અસ્પૃશ્યતાના અધર્મને ધર્મ રૂપે સંઘરીને હિંદુધર્મને નભાવવો, ગાયની રક્ષા કરવી, અહિંસાનું પાલન કરવું, સમતા રાખવી એ બધું હું અશક્ય સમજું છું. જેમ સૂર્યના તેજ વિના અનાજ પાકે નહિ, તેમ અસ્પૃશ્યતા રૂપી અંધકારનો નાશ થયા વિના સ્વરાજ્યનો પાક મળવાનો જ નથી.

૧૦. આપણે જે જીત મેળવવાની છે તે જેવીતેવી નથી; તેમ જેની સાથે લડવું છે તે સરકાર પણ જેવીતેવી નથી. તેનામાં ગુણ અવગુણ બન્ને ભરેલા છે. એ સરકાર બહાદુર છે. તેના મંડળમાં એકસંપ છે, જ્ઞાન છે, યોજનાશક્તિ છે, આત્મભોગની તાકાત છે. તે નાસ્તિક છે, દંભી છે, તેનામાં છળકપટ છે. તે લલચાવે છે, ફોસલાવે છે, ડરાવે છે; બહાદુર હોઇ બહાદુરીને ઓળખે છે અને તેને વશ થાય છે. તેથી જો આપણે તેની ઉપર જીત મેળવવા ઇચ્છીએ તો તેના કરતાં આપણે વધારે બહાદુર થવું જોઇએ, તેનામાં સંપ છે તેના કરતાં આપણામાં વધારે હોવો જોઇએ, તેના જ્ઞાન કરતાં આપણું જ્ઞાન વધારે શુદ્ધ હોવું જોઇએ, તેની યોજનાશક્તિને આપણે શરમાવવી જોઇએ, તેના આત્મભોગ કરતાં આપણો આત્મભોગ ચડવો જોઇએ. તેની નાસ્તિકતાને આપણે આસ્તિકતાથી જીતીએ, તેના દંભને આપણે નિખાલસતાથી જીતીએ, છળકપટને આપણી સચ્ચાઇથી જીતીએ, તેના ખિતાબોરૂપી લાલચોથી સો ગાઉ દૂર નાસીએ, તેના સુધારાથી કે મોટા હોદ્દાથી ન ફોસલાઇએ, ડાયર જોન્સનના ડરથી આપણે ન ડરીએ.

૧૧. વળી આ રાજ્યને—આ રાજ્યનીતિને—રાક્ષસી રાજ્ય, રાક્ષસી રાજ્યનીતિ આપણે ગણીએ તે પહેલાં આપણે જાતે તેવી નીતિમાંથી નિકળી જવું જોઇશે. જેવા નિકળ્યા તેવી જ તે નીતિ બંધ થશે. તેથી જ હું કહી રહ્યો છું કે આપણે થોડા વખતમાં સ્વરાજ્ય મેળવી શકીએ છીએ. કેમકે જે કરવું છે તે આપણે જ કરવું રહ્યું છે, અને તે કાર્ય માત્ર વિચારના પરિવર્તનનું જ છે.

આપણે આપણા ખ્યાલો બદલી દઈએ તો તે પ્રમાણે વર્તનમાં ફેરફાર કરવો ક્ષણમાત્રની વાર છે. જો બધાને આત્મવિશ્વાસ આવી જાય, હિમ્મત આવે અને તેથી પોતાનું કર્તવ્ય કરવા મંડી જાય, તો સ્વરાજ્ય આજે જ મેળવી લઇએ.

૧૨. [જેને કર્તવ્ય કરવું જ છે, તેણે પોતાની ફરજ સ્પષ્ટ રીતે ઓળખી લેવી.] મારૂં સ્વદેશાભિમાન મારા દેશની ફરજ શી છે તે તરફ જ મારૂં ધ્યાન ખેંચે છે. મારૂં ગુજરાતી તરીકેનું અભિમાન ગુજરાતીની હિંદુસ્થાન પ્રત્યે શી ફરજ છે તે જ સૂચવે છે. જો આ વિચાર ખરો હોય, જો ગુજરાતી ભાઇબહેનો તે કબૂલ રાખતાં હોય, તો ગુજરાતીઓને પોતાની ફરજ તો જાણુમાં જ છે.

૧૩. [ફરજ બજાવવી એટલે માથા ઉપરથી ભાર ઉતારવો એ નથી.] જેઓ પોતાના ભાગે આવતું જ આપીને બેસશે તે કંજુસ ગણાશે. સ્વરાજ્યની શરત એ છે કે સહુ પોતાને ભાગે પડતું આપે એ બસ નથી, પણ સહુ પોતાનાથી બનતું આપે એ બસ છે. જ્યારે સહુ સર્વનો બોજો ઉપાડવા તૈયાર થાય, ત્યારે જ બધાનો બોજો ફાળે પડતો વહેંચાઈ જાય, કેમકે સહુની શક્તિ સરખી નથી હોતી. આવી સ્થિતિમાં સહુ, હિસાબે આવતું જ કરીને બેસી રહે તો ગરીબ કચરાઈ જાય અને શાહુકાર કચરી નાખે. જો કરોડપતિ બે જ પૈસા આપીને બેસી રહે તો કંગાળની વતી, બાળકોની વતી, લૂલાંપાંગળાંની વતી, રાંડની વતી કોણ આપે? સીધો હિસાબ જ એ છે કે કરોડપતિએ બધો બોજો ઉપાડવાની વૃત્તિ રાખવી. જેને ઘણું મળ્યું છે તે ઘણું આપે.

૧૪. સ્વરાજ્ય મેળવવાને માટે આપણામાં આત્મશ્રદ્ધા આવવી જોઇશે, આપણે એક થવું જોઇશે. હિન્દુસ્થાન જેવું મહાન્ મંદિર જેમાં મુસલમાનોની મસ્જીદો છે, હિન્દુઓનાં મન્દિરો છે, શીખોનાં ગુરુદ્વારો છે, પારસીઓનાં દેવળો છે, એ પવિત્ર સ્થળોમાં પૂજા કરવા ઘણા પૂજારીઓ પોતાનું સર્વસ્વ આપી દે, તો આપણે સ્વરાજ્યને માટે લાયક છીએ. ગુજરાત એકલું બાથ ભીડવા તૈયાર

થાય તો યે બસ છે. યોજનાશક્તિ ન બતાવીએ, હોમવા તૈયાર ન હોઇએ તો આપણે સ્વરાજ્યની વાત છોડવી.

૧૫. [ કેવળ પૈસા આપવાથી આપણી ફરજ પૂરી થઇ જતી નથી; સંયમ અને શાંતિનો તેમાં અવશ્ય સમાવેશ કરવો જોઇએ. ] સ્વરાજ્ય તો આજે જ મળવું જોઇએ, પણ નથી મળતું કેમકે ગુસ્સો રોકી શકતા નથી. સ્વરાજ્ય મળવાની મોટામાં મોટી શરતનો આપણે ભંગ કરીએ અને સ્વરાજ્યની આશા રાખીએ એ કેમ બને?

૧૬. [ હજુ આપણને આપણા કાર્યમાં, ધ્યેયમાં અને આપણા પોતામાં વિશ્વાસ નથી આવતો એજ આપણા માર્ગમાં મોટું વિઘ્ન છે. આપણે એવો વિચાર કરીએ છીએ કે ] બધા નેતાઓ મરી જશે પછી શું થશે? આપણા નેતાઓ જેલમાં જાય અથવા મરી જાય એટલે આપણને દોરવા માટે કોઇ ન હોય, તેવે વખતે પણ આપણું કામ ચાલુ રાખવાની શક્તિ બતાવીએ એટલે સ્વરાજ્ય માટેની આપણી લાયકાત આપણે સાબિત કરી શકીએ છીએ. જેમ એક ગાડીમાં જોડાયેલા ઘણા બેલમાંથી એક માંદો પડે કે થાકી જાય તો બીજા તેનો બોજો ઉપાડી લે છે, તેમ આપણે પણ એકલા પડયા તો તેનો બોજો ઉપાડી લેવાની હિમ્મત રાખવી ઘટે છે. જેમ આપણે સ્વાભાવિક રીતે જ શ્વાસોચ્છ્વાસ લઇએ છીએ, તેમાં કોઇની મદદની જરૂર નથી પડતી, તેમ કોઇની મદદ વિના આપણે પગભર થવું જ જોઇએ.

૧૭. બાપના જીવતાં જે પુત્ર બાપના સદ્‌ગુણોની નકલ ઓછી કરતો હોય તોપણ બાપ મર્યે સંપૂર્ણતાએ તેમ કરે તે સપૂત છે; નહિ કે જે ખૂબ રોકકળ કરી મૂકે અથવા ખુબ ન્યાતવરા કરવામાં મચી જાય તે. ધાંધલ કરવાથી, નેતા છૂટે નહિ, વળી સ્વરાજ્ય પણ મળે તેમ નથી, તેથી તો સ્વરાજ્ય મળતાં કંઇક ઢીલ જ થશે, પણ આપણું કર્તવ્ય કરવામાં આપણે વધારે તેજ બનીશું તો સ્વરાજ્ય વહેલું મળશે જ અને આપણે નેતાઓને પણ આપણી વચ્ચે વહેલા

પાછા વધાવવાની તાકાત મેળવીશું. એટલે કે આપણે પોતે આપણા મન પર, આપણા ગુસ્સા પર, વધારે કાબુ મેળવી લેવો, આપણે વ્યસન છોડવાં અને રેંટિયો ચલાવતા અને કેવળ ખાદી પહેરતા થઈ જવું.

૧૮. [ સ્વરાજ્ય એટલે બીજાની જોખમદારી પોતાની કરવી; પણ ઘણી વાર આપણે આથી વિરુદ્ધ આચરણ કરીએ છીએ. આપણી જોખમદારી બીજા ઉપર ઢોળી દઇએ છીએ. ] મુંબઈનાં રમખાણોના મૂળમાં છૂપી પોલિસ જ હતી અને એમણે જ તોફાન ચાલુ પણ રખાવ્યાં એવું કહેનારાઓનો પાર નથી. મારા હિંદુસ્થાન આવ્યા પછી છેલ્લાં છ વર્ષમાં આ ખાતા સામે આવા આરોપો મેં થોડા નથી સાંભળ્યા. હું પોતે પણ એ ખાતાથી બચ્યો નથી. છતાં તેને વિષે ફેલાતી આટલી હદ સુધીની અફવાઓને માની લેવાને હું અસમર્થ છું. હું કબૂલ કરું છું કે એ ખાતું અપ્રમાણિક અને રૂશ્વતખોર છે, તેની સામે લાવવામાં આવતા ઘણા આરોપો સાબિત કરી શકાય તેવા છે, છતાં એ ખાતાને માટે ચાલતી વાતોમાં ઘણી અતિશયોક્તિ હોય છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. જો એ બધી જ વાતો ખરી ઠરે, તો તો એવી પ્રજાના ઉદ્ધારની આશા જ માંડી વાળવી જોઇએ. એ ખરી ઠરે, તો તેમાં આપણું નર્યું બાયલાપણું જ સિદ્ધ થાય.

૧૯. સ્વરાજ્ય ઘેર કરવાને પ્રજાએ જે શક્તિ કેળવવાની છે તેમાં છૂપી પોલિસ પર અંકુશ રાખવાની શક્તિ સમાઇ જાય છે. જેનાથી આપણું નુકસાન છે એવાં કામો કરવાને જો ઘડીઘડીમાં આપણે ઉશ્કેરાઇ જઇએ, અગર તો ન માનવાની હકીકતો માની લઈએ, તો આપણે કદિ પણ આપણે મુકામે પહોંચી શકવાના નથી. હરકોઇ અફવાથી હેબતાઇ જવું એ ભીરુતાની નિશાની છે, અને ભીરુ લોકોથી સ્વરાજ્ય લેવાય કે જળવાય નહિ. વળી એ નાસ્તિકતાની પણ નિશાની છે. 'હરિને કરવું હોય તે કરે' એમ સમજીને આપણે કેમ શાંત ન રહીએ ?

૨૦. આ ધર્મયજ્ઞમાં આપણને બધી કોમોનું, બધા વર્ણોનું કામ છે. જ્યાં સુધી એક બીજાને ભાઈ ગણતા ન થાય અને એક બીજાની

રક્ષા કરતાં ન શીખે ત્યાં સુધી સ્વરાજ્ય મળવું કઠણ છે.

૨૧. આપણું રક્ષણ કોઇ મફત કરે તોપણ આપણે નબળા ગણાઇએ અને પૈસા આપીને લઇએ તોપણ નબળા. પીંઢારા વિગેરેના ત્રાસથી છૂટવાને જો આપણે ત્રાહિત માણસની મદદ માગવી ઘટે, તો આપણે સ્વરાજ્યને લાયક નથી. જો શરીરબળથી તેઓને મહાત કરવા હશે, તો તે શરીરબળ આપણે પોતે ખીલવવું પડશે. પછી કર આપવાની જરૂર નહિ જણાય. સ્ત્રી, હક્કથી ધણીનું રક્ષણ માગે છે, પણ તે અબળા જ ગણાય. સ્વરાજ્ય જે સમજે તેને માટે છે. તમો અને હું તો આજે જ ભોગવી શકીએ. તેમ બધાને શીખવું પડશે. કોઇનું અપાવેલું તે પરરાજ્ય છે, પછી અપાવનાર હિંદી હો કે અંગ્રેજ.

૨૨. [સ્વરાજ્ય માટે આત્મબળના અમાપ પ્રભાવમાં આપણને શ્રદ્ધા રહી શકતી નથી, એ આપણી અધોગતિ નહિ તો બીજું શું ?] બીજી પ્રજાઓના ઇતિહાસોથી આપણે આપણાં મગજ એટલાં બધાં ભરી દીધાં છે કે ત્રિશ વર્ષના કે સો વર્ષના વિગ્રહ વિના—એટલે લશ્કરી શિક્ષણ તથા મોટાં સૈન્ય વિના—આપણી ઇષ્ટિસિદ્ધિ થાય એ આપણને ગળે જ ઉતરતું નથી. આપણે આપણો પોતાનો ઇતિહાસ વાંચવાનો શ્રમ લેતા નથી અને એક રાજા જાય અને બીજો આવે, રાજવંશો સ્થપાય અને નાશ પામે, છતાં પ્રજાનું રૂંવાડું ફરકતું નહિ એ વાત આપણે ભૂલી જઇએ છીએ. છેલ્લું મહાભારત યુદ્ધ પણ આપણને એ જ શીખવે છે કે લશ્કર કરતાં દેશના ભવિષ્ય વિષેની આપણી દૃષ્ટિ ફરવાની જ વિશેષ જરૂર છે. લાંબા કાળના અભ્યાસે કરીને આપણા મનમાં બસ એમ જ ઠસી ગયું છે કે આપણી કરોડોની પ્રજા એક લાખ અંગ્રેજ (જેમાંના બધા કંઈ અમલદારો નથી) આગળ કાંઇ જ ગણત્રીમાં નથી !

૨૩. એક વાર અંગ્રેજી રાજ્યનો ડર આપણે કહાડી નાખીએ અને આપણે ચરણરજ દાસ છીએ એ વિચારને કાયમને માટે

દફનાવી દઇએ એટલે તેજ ક્ષણે આપણો છૂટકારો છે. હું માનુંછું કે એક વર્ષની અંદર આટલો વિચારપલટો શકય છે, અને મને આશા છે કે એટલી મુદતમાં હિન્દુસ્થાન તૈયાર થઇ જશે. આજ સુધી આપણે બોલ્યા છીએ બહુ અને કર્યું છે થોડું. મહાસભાના ૧૯૧૮–૧૯ના પહેલાંના ઠરાવો જોઇએ તો એ જણાઈ આવે કે અરજી કરવાનો ઠરાવ થયો હોય પણ અરજી થાય નહિ એ સ્થિતિ હતી. આજ સુધી કાંઈ કામ હોય, તો આપણે સરકારના મોં સામું જોઇને બેસતા. અને સરકાર તો આપણી સામું જોતી નથી એ આપણે જાણ્યું, એટલે આપણને અત્યંત નિરાશા થઈ છે. આપણી ઉપર કે સરકાર ઉપર આપણને વિશ્વાસ રહ્યો નથી. અસહકારની પ્રવૃત્તિ એ આ નિરાશા અને અવિશ્વાસના કાળા વાદળોને હઠાવીને આશાનાં કિરણ સર્વ દિશાએ ફેલાવવાનો પ્રયત્ન કરે છે. આપણને આપણા પોતાનામાં આસ્થા બેઠી એટલે અંગ્રેજને યે આપણા ઉપર આસ્થા બેસશે એવું મારૂં વચન છે. તે પછી જ સરકાર અને આપણી વચ્ચે સહકાર સંભવે, ત્યાં સુધી નહિ.

૨૪. વિચારીશું તો આપણને જણાશે કે ચાલુ રાજ્યતંત્રનું આખું મંડાણ જ આપણી નબળાઇના તલસ્પર્શી અભ્યાસ ઉપર છે, અને આપણી નબળાઈ એથી વધે છે, ઘટતી નથી. અસહકારમાં જેટલો રાજ્યપદ્ધતિના અંતર્ગત સડા સામો વિરોધ છે તેટલો જ આપણા પોતાનામાંની હૃદયદુર્બળતા સામો પણ વિરોધ છે. દુષ્ટ રાજ્યપદ્ધતિનો સ્પર્શ થતાં જ અંગ્રેજ અને હિન્દી બેય વટલાઈ જાય છે. જેને અસહકારમાં અશ્રદ્ધા હોય એને પણ એક અખતરા તરીકે અસહકારનો ક્રમ અનુસરી જોવા હું વિનવું છું, અને એટલી પણ ખાત્રી આપું છું કે જો એ ક્રમ પ્રજાને હાથે સંપૂર્ણ રીતે પાર પડશે, તો સ્વરાજ્ય સ્થપાયા સિવાય રહેનાર નથી.

૨૫. નવાઈ તો એ છે કે આટઆટલાં વર્ષ વીત્યાં, પણ હજુ હિન્દુસ્થાનની પ્રજાને સ્વતંત્રતાના પ્રાણવાયુની જરૂર ભાસતી નથી! પણ એક વાર આ સ્થિતિ જાણ્યા પછી સ્વરાજ્યરૂપી પ્રાણવાયુની

બૂમ મારવી એ શું સ્વાભાવિક નથી? મુદત બાંધવાની બાબતમાં હું કશો દોષ જોતો નથી એટલું જ નહિ, પણ જો બતાવેલી શરતો પ્રજા પૂરી કરે—અને તે પૂરી કરવી કંઈ મુશ્કેલ કામ નથી—તો અમુક મુદતમાં જ સ્વરાજ્ય અલબત્ત મળી શકે એ જાણવા છતાં જો મે મારી એ માન્યતા પ્રજા સમક્ષ ન મૂકી હોત, તો જ હું દોષીત ઠરત. મુદત બાંધ્યા વગર ન તો આપણે કરોડનો ફાળો કરી શકયા હોત, ન દેશભર આટલા રેંટિયા ચાલુ કરી શકયા હોત, કે ન હજારો વાર હાથકંતામણ અને હાથવણાટની ખાદી પેદા કરીને. લાખો રૂપિયા દેશના ગરીબમાં ગરીબ કામદારોના ઘરોમાં દાખલ કરી શકયા હોત.

૨૬. રાષ્ટ્રો અને જાતિઓ કંઇક ગણિતની ગણત્રીઓ પાળીને નથી ચડતી કે નથી પડતી. એક દિવસની અંદર રાષ્ટ્રો સજીવન થયાં છે અને એક દિવસમાં નાશ પામ્યાં છે. ત્રિશ કરોડ માણસ જેવાં માણસને પોતાના સામર્થ્યનું ભાન થવાની જ માત્ર ખોટી છે. ભાન થયું તે જ ક્ષણે એ સામર્થ્યનો ઉપયોગ સરખો કર્યા વગર તેઓ તત્કાળ સ્વાધીન જ બન્યાં સમજવાં. આટલું સૂઝી આવવું શું ભારે મુશ્કેલ છે? એ ભાનને અભાવે જ આટલા દિવસ રાજ્યકર્તાઓ આપણને એક બીજા સામે લડાવીને પોતાનો સ્વાર્થ સાધી શકયા. એ સ્થિતિ ચાલવા દેવા ઇન્કાર કરીએ તે જ ક્ષણે આપણે આપણા માલિક છીએ.

૨૭. અસહકારના ઠરાવનો આખો કાર્યક્રમ એ જ માન્યતા ઉપર રચાયેલો છે કે બ્રિટિશ સત્તાનો કાબુ પ્રજાના મરજયાત સંબંધને જ વશ છે. એ સત્ય છે કે એ કાબુ અજાણપણે નભ્યે જાય છે. ધાસ્તીને લઇને એ કાબુ હસ્તી ધરાવે છે. એ પણ સાચું છે કે આપણામાંના કેટલાકો પણ જૂદી જૂદી જાતની લોભાવનારી લાલચોને વશ થયેલા છે, તેથી સુધ્ધાં એ સત્તા ટકેલી છે. એટલે આ ચળવળ એમ બતાવી આપવાનો પ્રયાસ છે કે જે પળે આપણે આપણી મરજયાત મદદ આપતા બંધ થઇ જઇએ, ધાસ્તીને ત્યજી દઇએ

અને લાલચોમાં લોભાતા અટકી પડીએ તે જ પળે આપણે સ્વાધીન પ્રજા થઈ શકીએ છીએ.

૨૮. [સ્વતંત્ર થવા ઇચ્છતી પ્રજાને ભોગોની ગણત્રી કરવાનો અવકાશ જ ન હોય. પોતાનું બધું બળ કર્તવ્ય બજાવવામાં તે ખપાવી દે છે.] આપણી પોતાની તાકાતનો જો આપણને વિશ્વાસ આવી ગયો હોય, તો રામરાજ્ય સ્થાપવાને માટે દારૂગોળાની કે તોપની જરૂર નથી, પણ જાગૃતિની જ્ઞાનની જરૂર છે. સ્વતંત્રતા મેળવવા સારૂ નથી તમારે એક્કે અમલદારને મારવાની જરૂર કે નથી એક્કેને ગાળ દેવાની જરૂર, ફક્ત તેમને ચોકખી ના કહી દેવાની જરૂર છે કે અમે તમારી જોડે સહકાર કરવા નથી માગતા.

૨૯. [અસહકારના માર્ગમાં ત્રણ ભય રહેલા છે] પહેલો જેલ ભય. જેલ ભયને આપણે જીત્યો છે. બીજો ભય મારનો, તે પણ આપણે જીતવાની અણી પર છીએ. ત્રીજો ભય ગોળીનો, તે જ્યારે જીત્યા ત્યારે સ્વરાજ્ય છે જ. સ્વરાજ્યની ચાવી જ એમાં રહેલી છે. મારનો અને મરણનો ભય મેલી દઇએ, તો ન સરકાર દબાવે અને ન મવાલી દબાવે. અને આ ત્રિવિધ ભયને જીતનારા મળે તો જ આપણે સ્વરાજ્ય મેળવીએ. નહિ તો મળનારૂં જ નથી. નેતાઓ આપણને મારવાનો મંત્ર શીખવી રહ્યા છે. આપણે શીખી ગયા જેવા લાગીએ છીએ, તેથી સ્વરાજ્ય ક્યાં છે એ કોઈ પૂછતું નથી. સહુ એમ જ કહે છે કે જ્યારે આપણામાં સ્વેચ્છાએ મરવાનું બળ આવશે ત્યારે સ્વરાજ્ય જ હશે. બાકી બધુ ઝાંઝવાના પાણી સમાન છે.

૩૦. [આ ત્રણે ભયને દૂર કરીને જ્યારે આપણે સરકાર સાથેનો બધો સંબંધ તોડવા માગીશું, ત્યારે પ્રભુના આદેશને માન આપવામાં ગુન્હો ગણાશે અને] નિર્દોષતા દોષ ગણાવા લાગશે, અને ત્યારે જ સ્વરાજ્યની નોબત ગગડી સમજવી. પણ નિર્દોષતા આમ દોષ ઠરે, ત્યારે જો લોકો નિર્દોષતાથી ડરવા લાગે, તો ગુલામીની સાંકળનો ચળકાટ વધે. જૂના કેદીઓને પોતાની બેડી સાફ કરતાં

તેના ચળકાટથી ખુશ થતાં મેં નજરે જોયા છે. જેમ જેમ અસહકારી ઉપર જૂલમ થતો જાય તેમ તેમ અસહકારને દ્રઢાવવો એ જ આપણી પાસે ગુલામીનાં બંધન તોડવાનો રસ્તો છે.

૩૧. ભયથી જ હિંદુ–મુસલમાનની દોસ્તીનો ડોળ કરતા હોઇશું, તો આપણે છેવટની ઘડી સુધી કદિ સાથે રહી શકવાના નથી. અને આપણો મેલ ખરે વખતે ઉપર તરી આવશે. આપણી પૂરી કસોટી વિના આપણને સ્વરાજ્ય કેમ મળવાનું ? અને કદાચ અંગ્રેજી અમલદારો છેતરાયા, તોપણ એવી સ્થિતિમાં હિંદુ–મુસલમાન માંહોમાંહે લડવા લાગવાના. સ્વરાજ્યનો આરંભ જ નહિ કરી શકીએ. આરંભમાં જ એકબીજાનો દ્વેષ કે એકબીજાથી બીતા થઇ જઇશું. તેથી આ મિત્રતા તદ્દન સાચી હશે, તો જ આપણે આગળ વધીશું.

૩૨. [ અસહકારના આખા મંડાણનો આધાર હિંદુ–મુસલમાન એકતા, શાંતિ, સંયમ અને આપણી વ્યવસ્થાશક્તિ ઉપર રહેલો છે, એ ભૂલવાનું નથી. ] હિંદુ–મુસલમાન એકતામાં એટલે હિંદની બધી નાની મોટી કોમોની એકતામાં અમાપ બળ રહેલું છે. એકતા એટલે પ્રજાના એકે એક અંગનું દરેક કોમનું સન્માન, પોષણ અને રક્ષણ. આમાંથી શાંતિ અને નિર્ભયતા સહેજે ઉદ્ભવે. સ્વરાજ્યનો મોટામાં મોટો અર્થ એ છે કે નબળાનું રક્ષણ કરવું અને બળિયાથી ન ડરવું. આમ કરતાં કોઇ વેળા આપણે માર ખાવા પડશે એમાં શક નથી. દરેક ભયને સમયે ઘરમાં ભરાઈ જવું એ કંઇ સ્વરાજ્ય ચલાવવાનું લક્ષણ નથી. શાન્તિમય અસહકાર જુદી જુદી છે. શાન્તિ એટલે નામર્દાઇ નથી, શાન્તિ એટલે નિર્ભય થઇ માર પડે તે પણ સામે થયા વિના સહન કરવાની શક્તિ. શાન્તિમાં જે બળ છે તે તલવારમાં નથી જ, એ સત્ય દરેક માણસ વિચાર કરી જોતાં સમજી શકે એમ છે.

૩૩. અસહકારનાં બધાં અંગ આપણે ખીલવતા થઇ જઇએ તો આપણે શાંતિપાઠ એની મેળે શીખી શકીએ; કેમકે તે ત્રણ અંગોમાંહે

ત્રણ મોટી રચનાત્મક પ્રવૃત્તિઓ છે; ખાદી, અસ્પૃશ્યતા–નિવારણ અને બધી કોમોની એકતા. કોઇના સ્વપ્નામાં પણ એવો ખ્યાલ આવી શકે છે કે હિન્દુ–મુસલમાન બંને શાન્તિને પૂરી ન ઓળખે, ત્યાં સુધી ખરેખર એકદિલ થઇ શકે? જો એ બેઉ પરસ્પર સહાયને સારૂ શાન્તિ રાખી શકે, તો બંને મળીને હિન્દુસ્થાનના મવાલી ઇત્યાદિને પણ પ્રેમથી જીતી શકે. જેઓ એમ માને છે કે મવાલી પર પ્રેમથી કાબુ ન મેળવી શકાય તેઓ હિન્દુ–મુસલમાનની શુદ્ધ મિત્રતાને જ માની શકે. જો એ બે મોટી કોમ અરસપરસના પ્રેમને વશ ન થાય, તો હું ભવિષ્ય ભાખું છું કે એ બન્નેને એક વખતે પેટ ભરીને લડયે જ છૂટકો છે, અને લડીને જ્યારે બન્નેના ગર્વ ઉતરે ત્યારે એ બન્ને ત્રીજાને હરાવે. બન્ને લડતાં જો એક હારે, તો તેને નશીબે ગુલામી જ રહેલી છે. આ વિચારોમાંથી બધી ચાવીઓ આપણને મળી રહે તેમ છે. હિંદુ-મુસલમાનનું આટલી મોટી સંખ્યામાં હિંદુસ્થાનમાં મળવું, તેઓનું ત્રીજી સત્તાના ગુલામ બનવું, બન્નેનું જાગૃત થવું એ બધામાં જે અર્થ રહ્યો છે તે સમજવો હોય તે સમજે. હું તો તેમાં ક્ષણે ક્ષણે ઇશ્વરી આદેશ જોઉં છું. શાંતિમાં તેઓનો જય છે; અશાંતિમાં ક્ષય છે.

૩૪. પશુબળ એ સ્વરાજ્યનો માર્ગ ન હોય. હિન્દુસ્થાનને બોલ્શેવિઝમ નથી જોઇતું. હિન્દુસ્થાનની શાંતિપ્રિય પ્રજા એવી અંધાધુંધીની બરદાસ કરી શકે એવી નથી. એવી અંધાધુંધીમાં તો જે કાંઇ શાંતિ સ્થાપી આપશે તેને પ્રજા નમી પડશે, પછી તે ચાહે તે હો. હિન્દી પ્રજાની આ પ્રકૃતિ આપણે ઓળખી મૂકવી ઘટે. આટલી હદ સુધીની શાંતિપ્રિયતા સદ્ગુણ છે કે દુર્ગુણ એની ચર્ચા અહિં નકામી છે. હિન્દુસ્થાનનો સામાન્ય મુસલમાન પણ દુનિયાના બીજા ભાગોના સામાન્ય મુસલમાન કરતાં જૂદો છે. આ દેશમાંની સોબતને પરિણામે તે બીજા દેશોમાંના મુસલમાન કરતાં સ્વભાવે વધુ સાલસ અને અશરાફ છે. તે જાનમાલના દેખીતા

જોખમ વચ્ચે ઘડીભર રહેવું પસંદ કરશે નહિ. હિંદુઓ તો તેમના ગરીબ સ્વભાવને માટે મશહૂર છે; વગોવાય પણ છે. પારસીઓ અને ખ્રિસ્તીઓ પણ ઝઘડાના કરતાં સુલેહશાંતિને જ વધુ ચાહનારા છે. ખરે જ, આપણે તો આ દેશમાં ધર્મના કરતાં પણ શાંતિને વધુ પૂજનારા બની ગયા છીએ. આ આપણી પ્રજાનો સ્વભાવ આપણી જેટલી દુર્બળતા સૂચવે છે, તેટલું જ તે આપણું બળ સૂચવે છે.

૩૫. [ગુલામીની સાંકળો તોડવા માટે શાંતિ અને નિર્ભયતા ઉપરાંત વ્યવસ્થા શક્તિ કેળવવાની અનિર્વાય જરૂર છે.] આપણે હિંદુસ્થાનનું રાજ્ય ચલાવવા માગીએ છીએ, તો આપણામાં અંગ્રેજની વ્યવસ્થાશક્તિ આવવી જોઇએ. મેં મોટું લશ્કર જોયું છે; તેની સાથે કુચ કરી છે; પણ તેમાં મેં ભારે તાલીમ જોઇ હતી. સવારના બે વાગે ઉઠી ૧૦૦૦૦ માણસોને લઇને મે જાતે કૂચ કરી છે. રાતના અમને હૂકમ મળ્યો હતો, અને ગૂપચૂપ સવાર સુધીમાં તો અમુક જગ્યાએ પહોંચી જવાનું હતું. સવાર સુધીમાં અમારામાંથી નથી કોઇએ એકબીજા સાથે વાતો કરી કે નથી બીડી પીવાને માટે દીવાસળી સળગાવી. પણ ત્યાં તો તલવારથી મુકાબલો કરવાનો હતો. અહિં તો તલવાર છોડીને મુકાબલો કરવાનો છે, એટલે લશ્કરી તાલીમના કરતાં પણ વધારે ભારે તાલીમ જોઇશે. એ તાલીમ વિના આપણી લડત લડવી બહુ કઠણ થઇ પડશે. લડતમાં ફત્તેહની બીજી કૂંચી હિંદુ-મુસલમાન મહોબ્બતની છે. મોંની મહોબ્બત નહિ પણ માજણ્યા ભાઇઓની વચ્ચે જે મહોબ્બત હોય છે તે મહોબ્બત હિંદુ-મુસલમાનો વચ્ચે થાય એમ હું ઇચ્છું છું. સરકારની સાથે અસહકાર એટલે આન્તર સહકાર. આન્તર સહકારનું ભાન ન થાય તો અસહકાર ચલાવવો અશક્ય છે. આન્તર સહકાર કરીને જે કુરબાની થશે તેમાં કાંઇ ઓર જ જોર હશે-તેમાં મકાનો બાળવાપણું નહિ રહે; તેમાં દિલને જલાવવાપણું રહેશે, અને દિલને જલાવ્યા વિના

દિલની કુરબાની નથી થઈ શકવાની.

૩૬. [જ્ઞાન, યજ્ઞ, અને શાંતિ એ ત્રિપુટિથી] દરેક માણસ પોતપોતાનું સ્વરાજ્ય મેળવી શકે છે. ગુજરાતનું દરેક ગામ પોતાનું સ્વરાજ્ય મેળવી શકે છે અને સહુ પોતપોતાનું મેળવતાં હિંદસ્વરાજ્ય મેળવવામાં પોતાનો પૂરો ફાળો ભરી દે છે. જે પ્રાંત પોતાની લાયકાત પૂરી મેળવશે તે પોતે સ્વરાજ્ય લેશે અને બીજા પ્રાંતોને તત્ક્ષણ તૈયાર કરશે. સ્વરાજ્ય લેવું એટલે હિન્દુસ્થાનનો અવિશ્વાસ દૂર કરવો અને તેનામાં આત્મશ્રદ્ધા જાગ્રત કરવી. પોતાને ઘેટાં માનનારા સિંહોમાંથી એકને પોતાની ખરી સ્થિતિનું જ્ઞાન થાય, ત્યારે બીજાને પોતાનું સિંહપણું ઓળખી લેતાં વાર નથી લાગતી. એક પ્રાંત પણ અસહકારની સંપૂર્ણ સફળતા બતાવે એટલે બીજાને જરા યે વખત લાગે તેમ નથી, અને એકમાં પણ સ્વરાજ્યની શક્તિ આવી કે ખિલાફતનો અને પંજાબનો પણ ફેંસલો થયો જ સમજવો. આપણે અસહકારની પૂરી શક્તિ મેળવવાની તૈયારી કરીએ, તેમાં યે ઘણા જુવાનોએ, ઘણી સ્ત્રીઓએ સંપૂર્ણ ત્યાગ કરવો જોઇએ.

૩૭. [સાથે સાથે યાદ રાખવાનું છે કે] નકરો કાયદાનો ભંગ તે તો અવિનય છે અને ધાંધલ છે. સ્વરાજ્ય કદિ ધાંધલથી મળે તો શું ધાંધલિયા રાજ્ય ચલાવશે? આપણી ગણત્રી તો એવી છે કે આપણે રાજ્ય લઇશું અને ભોગવીશું. સ્વરાજ્યના કારીગરની પરીક્ષા ભાંગકામથી નથી થવાની, પણ ચણતરકામથી થવાની છે. ચણી જાણે તે ભાંગી તો જાણે જ, પણ દરેક ભાંગનાર ચણીઓ નથી હોતો. ભાંગનાર દાડિયો કહેવાય છે, ત્યારે ચણનાર મીસ્ત્રી છે. ચણવાનું શીખ્યા પહેલાં આપણે બારડોલીમાં ભાંગવાનું શરૂ કરવા ગયા, તેથી કૃપાળુ ઇશ્વરે આપણો હાથ પકડયો અને આપણને ભયમાંથી ઉગાર્યા.

૩૮. આપણામાં ગમે તેવી દુઃખ સહન કરવાની શકિત આવે લે છતાં જો આપણે હિંદુસ્થાનની આર્થિક સ્વતંત્રતાની ચાવી નહિ

પિછાની શકયા હોઇએ અને તેનો ઉપયોગ નહિ કરીએ તો સ્વરાજ્યના દરવાજા કદિ ખૂલવાના નથી. જ્ઞાનપૂર્વક દુઃખ સહન કરવાની શક્તિ આપણામાં આવવી જોઇએ. આપણે જેલ શા સારૂ જવું છે એ જાણી લેવું જોઇએ તેથી જયાં સુધી સ્વદેશીના કાર્યને વિષે આપણામાં પ્રામાણિકતા નથી આવી, તેનું મહત્ત્વ આપણે સમજતા નથી થયા, ત્યાં સુધી સ્વરાજ્યની આશા જ ન રાખવી જોઇએ અને ત્યાં સુધી આપણને સ્વરાજ્ય લેવાનો હક્ક નથી, તે ચલાવવાની આપણી શક્તિ નથી. કાંતવું અને કંતાવવું એ આપણી મોટામાં મોટી પ્રવૃત્તિ છે એવો મારો દૃઢ વિશ્વાસ છે.

૩૯. જો આપણે ગરીબમાં ગરીબ, પામરમાં પામર, દુષ્કાળિયા તેમ જ ભીખ માગતાઓને સારૂ સ્વરાજ્ય માગતા હોઇએ, જો આપણે હિંદુસ્થાનમાંથી ભૂખમરાનો નાશ કરવા ઇચ્છતા હોઇએ, તો હાથે કાંતેલી ખાદી વિના ચાલવાનું જ નથી, કેમકે તે વિના બીજી કોઇ રીતે તેવાના ઘરમાં આપણે ધનધાન્ય દાખલ કરી શકવાનાજ નથી.

૪૦. ખાદીપ્રચારની અસર એટલી મોટી થયેલી છે કે બુલંદ શહેરમાં એક મુસલમાન ભિસ્તી જવાન મરી જતાં તેના કફનને સારૂ સગાંઓએ ખાદીનું કપડું લીધું અને તેમના પંચે ઠરાવ કર્યો કે કફનને સારૂ હવે પછી ખાદીનો જ ઉપયોગ કરવો! જ્યારે આવી પવિત્ર ભાવનાઓ લોકોમાં વ્યાપક રૂપ લેશે, ત્યારે હિંદુસ્થાનને સ્વરાજ્ય મળતાં વાર નહિ લાગે. જેટલો વખત જાય છે તે આપણી નબળાઇને લીધે અથવા આપણી અશ્રદ્ધાને લીધે. નબળાઈ અથવા અશ્રદ્ધાને કારણે આપણે આપણું કર્તવ્ય નથી કરતા.

૪૧. જે માણસ શ્વાસ લેતાં થાકે છે તે મરવાની તૈયારીમાં છે. સાજા માણસનો શ્વાસ ચાલે છે, નાડી ચાલે છે, આંખ ચાલે છે એની તેને ખબર પણ નથી હોતી. તે જરૂરી ક્રિયાઓ કરતો થાકતો જ નથી. કવિ પોતાની શકિતીના ઉપયોગથી થાકતો જ નથી, અને થાકે તે કવિ નથી. જેના હાથમાં સારંગી રમી શકે છે

તે થાકતો નથી. તેમ જ જો આપણને સ્વદેશીનો રંગ જ ચડયો હોય તો આપણે થાકીએ નહિ, પણ જોઈ શકીએ કે જેટલાં પગથિયાં સ્વદેશીનાં ચડયા તેટલાં જ સ્વરાજ્યનાં ચડયા; અને આપણે સ્વરાજ્યને રસ્તે જતાં થાકી ન જ શકીએ, તેમ સ્વદેશીને માર્ગે પણ ન જ થાકીએ. ચોકખી અને પોષક હવામાં જનારો માણસ જેમ તેની નજીક જતો જાય છે, તેમ વધારે તાકાદવાન થતો લાગે છે તેમ જ આપણને થવું જોઇએ. જેમ જેમ સ્વદેશીની મજલમાં આપણે આગળ વધતા જ જઇએ છીએ, તેમ તેમ આપણું બળ વધતું જાય છે. એક વર્ષ પહેલાંના રેંટિયાને હસનારા આજ ક્યાં છે? શ્રીયુત પ્રફુલ્લચંદ્રરૉય * આપણા મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓમાંના એક છે. તેઓ શ્રીયુત બોઝની† જોડી છે. તેઓ નાજુક શસ્ત્રોની

* ડા૦ પ્રફુલ્લચંદ્ર રૉય–બંગાળાના સુપ્રસિધ્ધ રસાયનશાસ્ત્રી. રસાયણીક વસ્તુઓનું એમનું કારખાનું હિન્દુસ્થાનમા સૌથી મોટું ગણાય. એમણે રસાયણ વિદ્યામાં અનેક કિંમતી શોધો કરી છે જેથી અનેક દેશોમાં તેઓ મશહૂર થયા છે.

હિંદુસ્થાનની પ્રાચીન રસાયન વિદ્યાના ઈતિહાસના એમણે બે ગ્રંથ લખ્યા છે. હાલમાં તેઓ બંગાળામાં સ્વદેશી અને રેંટિયાનો પ્રચાર કરવામાં ગરકાવ થયા છે. તેઓ પરણેલા નથી. પોતાની કમાણી વિદ્યાર્થીઓને મદદ કરવામાંજ ખરચી નાખે છે. તેમની રહેણી સાદી અને ગરીબ છે.

† ડૉ૦ જગદીશચંદ્ર બોઝ—બંગાળાના એક મહાન્ વિજ્ઞાનાચાર્ય. જડ ગણાતી વસ્તુઓમાં પણ ચેતનાશકિત છે એવું તેમણે ભૌકિતક પ્રયોગદ્વારા શાસ્ત્રીય રીતે સિદ્ધ કરી બતાવ્યું છે; તેથી ધાતુઓને પણ કામ કરતાં થાક લાગે છે અને વાજીંત્રો વપરાતાં વપરાતાં કેળવાય છે વિગેરે વિગતો હવે સર્વમાન્ય થઈ છે.

વનસ્પતિઓને પ્રાણીઓની પેઠે સુખદુઃખ, મૂર્છા વિગેરેની ભાવના હોય છે એ પણ તેમણે સૂક્ષ્મ પ્રયોગદ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. આ બધું સિદ્ધ કરવા માટે જગદીશચંદ્રે જે સૂક્ષ્મ યંત્રો વાપર્યા છે તે તેમણે પોતેજ બનાવ્યાં છે. આ યંત્રોની કુશળતા અને સૂક્ષ્મતા જોઈ યંત્રપ્રવિણ યૂરોપીઅન લોકો પણ દિંગ થઈ ગયા છે.

જગદીશચંદ્રે પોતાની શોધખોળ આગળ વધારવા માટે એક મહાન પ્રયોગશાળા, પોતાનું સર્વસ્વ આપી, કલકત્તામાં સ્થાપી છે તેમાં ગમે તે દેશના વિદ્યાર્થીઓ આવીને કામ કરી શકે છે. આ પ્રયોગશાળાની શોધખોળો ગુપ્ત રાખીને યૂરોપીઅન લોકોની પેઠે; વેચવાનો તેમણે વિચાર રાખ્યો નથી.

પરખ કરનારો છે. ઘણી કમ્પનીઓમાં પોતે ભાગ લેનારા છે. છતાં તેમને કબૂલ કરવું પડયું છે કે બંગાળના સાડા ચાર કરોડ સ્ત્રીપુરુષોનો આધાર માત્ર રેંટિયો જ છે. આવી પ્રવૃત્તિથી જે થાકે તે તેને સમજતા જ નથી.

૪૨. વળી થાકેલો લડવૈયો શું કરી શકે? જે લડવૈયો હંમેશાં લડાઇની ગતિ બદલ્યા જ કરે તે હારે જ. આપણે તો ઉત્તરોત્તર આગળ વધતા જ ગયા છીએ. ધારાસભા, ખિતાબો, વકીલો, વિદ્યાર્થીઓના કિલ્લામાંથી આપણને થોડું ઘણું મળ્યું, તેથી આપણે નિભાવી શકયા. પણ પરદેશીએ તો આપણો માર્ગ જ રોકયો છે. તે કિલ્લો આપણે પૂરો ન તોડીએ, ત્યાં સુધી આપણે સ્વરાજ્યની આશા ન રાખી શકીએ. તેનો તો સમૂળો નાશ હોય તો જ સ્વરાજ્ય સંભવે. એટલે એક માસ લાગો કે અનેક, પરદેશી કાપડરૂપી ખડકને તોડયા વિના આપણે આગળ વધી ન શકીએ. બીજામાંથી તો આપણે કોતરો ભેદીને નિકળી શકયા છીએ.

૪૩. સ્વરાજ્ય એવી વસ્તુ છે એ અનુભવે જ જોઇ શકાય. રોગીનો રોગ ગયો છે કે નહિ તેનું છેવટનું નિરાકરણ તો દર્દી જ કરી શકે. પથારીએથી જે ઉઠી ન શકે તેવા દર્દીને લાલી આવે અને ચરબી ચડે અને વૈદ કહે કે તબિયત સારી છે, તો પણ દર્દી તેનો ઇન્કાર કરવાનો. સ્વરાજ્ય મળ્યું છે કે નહિ તેનો શાક્ષી દરેક માણસ જ પોતાને સારૂ થઇ શકવાનો છે, તેથી જો એમ સિદ્ધ થાય કે રેંટિયાથી, પીંજણથી, સાળથી ખાદીથી લોકો થાકયા છે, તો તેનો અર્થ હું એમ કરૂં કે લોકોને સ્વરાજ્ય નથી જોઇતું. લાંઘણ કરનારને વિષે અથવા સાળ છોડી કુશકા ખાનારને વિષે જેમ આપણે કહી શકીએ કે તે આપઘાત કરવા માગે છે, તેમજ જે સ્વદેશીની લાંઘણ કરે તેને વિષે કહેવાય કે તે સ્વરાજ્ય નથી ચાહતો.

૪૪. જ્યાં સુધી એક પણ અસહકારીએ પૂરૂં સ્વદેશી પોતાને વિષે અને પોતાના કુટુંબને વિષે નથી મેળવ્યું, ત્યાં સુધી તેને થાકવાનો કે નિરાશ થવાનો પ્રસંગ જ નથી. જ્યારે બધા અસહકારી પોતાની

ફરજ સમજી ખરા સ્વદેશી થશે, ત્યારે મારો નિશ્ચય છે કે આખું હિંદુસ્થાન સ્વદેશી થઈ જશે. આજનો આપણો થાક તો બાળકના થાક જેવો છે. બાળકને દાખલા અઘરા લાગે એટલે તે છોડી બીજું માગે છે. જે શિક્ષક બાળકને એમ થાકવા, હારવા દે છે તે વેરી છે. બાળકે લીધેલો દાખલો પૂરો કર્યે જ છૂટકો. તેમજ સ્વદેશીનો આરંભેલો યજ્ઞ આપણે પૂરોજ કર્યે છૂટકો છે. આપણો થાક આપણી અપૂર્ણતા અને આપણા અજ્ઞાનનો છે. આપણે સ્વરાજ્યની કિંમત સમજતા નથી, સમજીએ છીએ તો આપવા ઇચ્છતા નથી. તેથી દરેક પ્રાંત અને જીલ્લા પોતાનું કાપડ પોતેજ કાંતે વણે નહિ અને પરદેશી કાપડનો બહિષ્કાર ન કરે, ત્યાં સુધી સ્વરાજ્ય મેળવવું અસંભવિત છે.

૪૫. ત્યારે આ સ્વદેશીની પ્રવૃત્તિનો સારો ધાર્મિક અંશજ આપણે આપણા અંતરમાં પોષીએ. 'ધર્મની વાતમાં જોરજુલમ ન થવા દો' એ કુરાનનું વચન છે. આજે સ્વદેશીનું પાલન અને ખાદીનો વાપર આપણે સારૂ ધર્મ છે. પણ જો સ્વદેશીનો એવો સ્વીકાર બીજા કોઇને મન ધર્મ નથી તો આપણે તેના પર જોરજબરાઇ કેમ ચલાવીએ? તેમ કરીને તો આપણે કુરાને શરીફમાં દુહરાયેલા એ સાર્વત્રિક નિયમનો ચોકખો ભંગજ કર્યો. અને ધર્મની બાબતમાં જોરજુલમ ન હોય એમાંથી કોઇ એવો પણ અર્થ ન કહાડે કે બીજી બાબતોમાં જોરજૂલમ થઈ શકે. એ વચનનો અર્થ તો ખુલ્લો જ છે કે ધર્મ, કે જેને વિષે આપણી ચોક્કસ માન્યતાઓ છે, એની બાબતમાં પણ જો જોરજબરાઈ બૂરાં છે, તો એથી ઓછા મહત્વની બાબતોમાં તેનો ઉપયોગ તો વળી એથી પણ વધૂ નિંદ્ય છે.

૪૬. આપણે તો સ્વરાજ્યની કસોટી ઉપર કસાઇએ છીએ. તેની ઉપર કસ કહાડતાં આપણે સોની ટચ નથી ઉતરતા. આપણા સોનામાં જોઇએ તેના કરતાં વધારે ભેળ છે. પારખનાર જ કસમાં સોનું જોઇ શકે, અને આપણે તો સ્વરાજ્ય પુરતો કસ

આપવો જોઇએ. તેટલા ટચ ન આવે ત્યાં સુધી આપણે સ્વરાજ્ય લેવાની શક્તિ કેમ મેળવી શકીએ ?

૪૭. આજ સુધી આપણે વગર વિચાર્યે હાથ ઉંચા કર્યા છે, આજ સુધી આપણે બીકે, શરમે કે લાલચે હાથ ઉંચા કર્યા છે. એ સ્વતંત્રતા ઇચ્છનારને ન જ શોભે. તે તો પસંદ ન પડે તે ઠરાવની સામે એકલો હોય તો પણ હાથ ઉંચો કરે અને સ્વતંત્ર તંત્રમાં બીજા તેને ધન્યવાદ આપે અને તેની સામે માનની નજરથી જૂએ. એટલે આપણને જે ઠરાવ ગમે નહિ તેની સામે ભલે થઇએ, ભલે દરેક ઠરાવને છણીએ અને તેમાં માખણ જોઇએ તોજ સ્વીકારીએ. પણ સ્વીકાર્યા પછી તો આપણે મનથી, વચનથી અને કાયાથી પૂરૂં માન આપવું જ જોઇએ. એવા જો આપણને હજારે એક મળે તો પણ આપણે સ્વરાજ્ય લેવા સમર્થ થઈ શકીએ. એ હિસાબે આપણને સમસ્ત હિંદુસ્થાનમાં ત્રણ લાખ માણસો જોઇએ. તે એવા હોય કે મહાસભાના ઠરાવોનો પોતે પૂરો અમલ કરે અને બીજાની પાસે કરાવવા પ્રયત્ન કરે.

૪૮. વાંચનારે બહાદુર થવું, સાચા થવું, આત્મભોગ દેવો, નિડર થવું, ઇશ્વર ઉપર આસ્થા રાખવી, સરકારનાં ઇનામોથી ન લલચાવું, સરકારની ધારાસભાથી ન ફોસલાવું, એ મુશ્કેલ નથી. તે જ્યારે આટલું કરે, ત્યારે તે સ્વતંત્ર બને છે; અને તેની સ્વતંત્રતાનો ચેપ બીજાને લાગ્યા વિના ન જ રહે. પ્રજાને લાગે, ત્યારે પ્રજા સ્વતંત્ર બનશે. એક માણસ અને આખી પ્રજાને એક જ કાયદો લાગુ પડે છે. આખી પ્રજા રોગથી પીડાયેલી હોય છે, ત્યારે જોકે આખી પ્રજા એક ઇલાજ ન સમજે તોપણ જે સમજે તેની ફરજ જેમ તે ઇલાજ પોતાને સારૂ યોજી લેવાની છે, તેમ આ ગુલામીના રોગમાંથી મુક્ત થવાના જે ઇલાજો છે તે પણ સમજનાર એક માણસે પણ યોજવાના છે.

૪૯. એટલે હું હિંદીઓને તો જરૂર કહેવા ઇચ્છું છું કે જો તેઓ સ્વરાજ્યપ્રાપ્તિ ખરત ઇચ્છતા હોય તો તેઓએ ઈશ્વર [illegible]

ધર્મનું પાલન તો કરવું જ જોઇએ. ભલે તે વકીલ હોય, ભલે તે ખિતાબ ધરાવનાર હોય, ભલે તે ધારાસભામાં હોય, તોપણ ઉપલી શરતોનું પાલન કરે તો સ્વયંસેવક મંડળમાં દાખલ થઇ શકે; પણ ભલે કોઇએ વકીલાત છોડી હોય, ખિતાબ છોડયા હોય, સરકારી નિશાળ છોડી હોય, ધારાસભા છોડી હોય અને છતાં યે જો તે ઉપરની શરતોમાંની એકાદનું પણ પાલન ન કરે તો તે સ્વરાજ્યવાદી નથી, તે સ્વયંસેવક મંડળમાં દાખલ ન થઈ શકે, તે જેલ જવા લાયક નથી. તેના જેલ જવાથી, મરવાથી સ્વરાજ્ય પ્રાપ્તિ નથી. તેના જેલ જવાથી આ સલ્તનત નાબૂદ થાય એ ભલે સંભવે, પણ તેમ થાય તો આ સલ્તનતથી પણ બૂરી સલ્તનત પેદા થવાની.

૫૦. પણ આ સલ્તનત કરતાં બૂરી સલ્તનતની કલ્પના મારા મનમાં નથી આવી શકતી, તેથી હું માનું છું કે ઉપલી શરતો વિના જેલ જવાથી સ્વરાજ્ય મળે જ નહિ. જેલ જવાથી, મારપીટની બરદાસ કરવાથી એક પ્રકારની નિર્ભયતા આવી જાય છે ખરી, પણ કેવળ નિર્ભયતાથી જ સ્વરાજ્ય ન મળે નિર્ભયતાની સાથે જ્ઞાન વિવેક હોય તોજ જેમ મોક્ષ મળે, તેમજ નિર્ભયતાની સાથે સ્વરાજ્યની શરતોનું જ્ઞાન અને પાલન હોય તો જ સ્વરાજ્ય મળે.

૫૧. હું એમ માનું છું કે સ્વરાજ્ય કોઇ અપાવવાનું નથી. હિંદુસ્થાનના પુણ્યનો ઉદય થયો હશે, હિન્દુસ્થાન એકંદરે પુણ્યમાર્ગ તરફ વળ્યું હશે તો સ્વરાજ્ય મળશે જ. તેની શરતો ચોકખી છે, છતાં મેં વધારે સ્પષ્ટતાથી સમજાવી દીધી છેઃ—

૧. શાન્તિ, ૨. સ્વદેશી (રેંટિયા અને ખાદીનો પ્રચાર), ૩. આપસમાં સહકાર, ૪. આવશ્યક પૈસાનું દાન, અને ૫. મહાસભાના બંધારણ પ્રમાણે દરેક ભાગમાં ગોઠવણ.

૫૨. 'એવો દહાડો ક્યાંથી કે મિયાંના પગમાં જૂતી હોય' એમ વિચારી નિરાશ થવાનું કશું કારણ નથી. સ્વતંત્રતા મેળવવી

એનો અર્થ ઉપરની શકિતઓ મેળવવી એ જ છે. આખી પ્રજા ક્યારે મેળવે એ સવાલ કરીએ તો આપણું મગજ ફરવા માંડે, પણ આપણે તેવી શકિત કયારે મેળવીએ એટલો જ સવાલ મન સાથે કરીએ તો બધું સહેલું છે. જે આપણે કરીએ તે બીજા પણ કરી જ શકે એમ માનીએ. ન માનીએ તો આપણે અહંકારી ઠરીએ.

૫૩. હું ઉમેદ રાખું છું કે કોઇ વાંચનાર એવો આરોપ નહિ મૂકે કે હું દહાડે દહાડે સ્વરાજ્યની શરતો વધારતો જાઉં છું. વિચારી વાંચનાર સમજશે કે હું સ્વરાજ્યની શરતો હળવી અને સહેલી બતાવી રહ્યો છું.



# ૨૦. મરણભય.*



## (૨)

૧. સ્વરાજ્યની ઘણી વ્યાખ્યાઓ હું એકઠી કરી રહ્યો છું, તેમાં એક એ પણ આવે છે કે સ્વરાજ્ય એટલે મરણભયનો ત્યાગ. જે પ્રજા મરણના ભયથી અકળાય તેનાથી સ્વરાજ્ય ન મેળવી શકાય, ન રાખી શકાય. અંગ્રેજો મરણને ખીસ્સામાં રાખીને ફરે છે; આરબો પઠાણો મરણને સામાન્ય વ્યાધિની જેમ ગણે છે; સગાંનું મરણ થાય, ત્યારે રોતા કકળતા નથી. બોઅર સ્ત્રીઓ મરણભયને જાણતી જ ન હતી. બોઅર લડાઇ વેળાએ હજારો જુવાન બોઅર સ્ત્રીઓ વિધવા થઇ. તેની તેમણે દરકાર ન કરી. ભલે મારો ધણી કે પુત્ર મૂઓ પણ મારા દેશની આબરૂ તો રહી, અને જો દેશ ગુલામ બને તો ધણીનું શું કરવું હતું? ગુલામ છોકરાને ઉછેરવા કરતાં તેના શબને દાટવું અને તેના આત્માનું સ્મરણ કરવું એ જ ઉત્તમ છે, આમ પોતાના મનને સંતોષીને અસંખ્ય બોઅર ઓરતોએ ધીરજ રાખી પોતાનાં વહાલાંને જતાં કર્યાં.

૨. આ બધા મારે છે અને મરે છે, પણ જેઓ મારતા નથી અને મરે છે તેમનું શું? તેવાને તો જગત્ પૂજે છે. તેવાથી દેશ આબાદ થાય છે. અંગ્રેજ અને જર્મન બન્ને ઝૂઝયા; બન્નેએ માર માર્યા અને માર ખાધા. પરિણામ એ આવ્યું છે કે વેર વધ્યાં છે, અશાંતિ વધી છે અને અત્યારે યૂરોપની સ્થિતિ દયામણી થઈ પડી છે, પાખંડ વધ્યો છે અને એક બીજાને છેતરવાની પેરવી થઈ રહી છે. પણ જે મરણભયને આપણે છોડવા મથી રહ્યા છીએ

---

* મરણભય વિષે પહેલો લેખ ‘ધર્મ’ વિભાગમાં છે.

એ તો શુદ્ધ યજ્ઞ છે અને તેથી આપણે થોડા જ સમયમાં મોટી જીત મેળવવાની આશા રાખીએ છીએ.

૩. જ્યારે આપણને સ્વરાજ્ય મળશે, ત્યારે આપણામાંના ઘણાએ મરણભય છોડયો જ હશે, અથવા તો સ્વરાજ્ય નહિ મળ્યું હોય. હજુ તો જુવાન છોકરાઓ જ ઘણે ભાગે મર્યા છે. અલીગઢમાં જેઓ મર્યા તે બધા એકવિશ વર્ષની અંદરના હતા. તેઓને કોઇ જાણતું ન હતું. જો સરકારને હજુ ગોળીબાર કરવા જ હોય, તો હું જરૂર પહેલી પંક્તિના કોઈ માણસના ભોગની આશા રાખી બેઠો જ છું.

૪. બાળક, જુવાન કે બુઢ્ઢા મરે, તેથી આપણે શાને ભયભીત થઇએ? એક ક્ષણ એવી નથી કે જ્યારે જગતમાં ક્યાંયે જન્મ અને મરણ થઈ રહ્યાં નથી. જન્મથી રાજી થવું અને મરણથી ડરવું એમાં ભારે મૂર્ખતા છે એમ આપણને લાગવું જ જોઇએ. જેઓ આત્મવાદી છે—અને આપણામાંનો કોણ હિંદુ મુસલમાન પારસી આત્માના અસ્તિત્વને માનતો નથી?—તે તો જાણે છે કે આત્મા મરતો નથી. એટલું જ નહિ, પણ જેઓ જીવે છે તે અને મૂઆ છે તે બધા જીવો એક જ છે, તેના ગુણો એક જ છે. તો પછી જગતનો ઉત્પત્તિ-લય દરેક ક્ષણે થયા જ કરે છે તેમાં આપણે ખુશી થવાનું શું અને દુ:ખી થવાનું યે શું? દેશ લગી આપણી ભાવના જાય અને દેશમાં જન્મ થાય તે બધા આપણે ત્યાં થયા માનીએ તો કેટલા જન્મ ઉજવીએ? દેશમાં મરણ થાય તેને સારુ રુદન કરીએ તો આપણી આંખો ભીની જ રહે. આમ વિચારી આપણે મરણભય છોડવો જ જોઇએ.

૫. હિંદી માત્ર પ્રમાણમાં વધારે જ્ઞાની, વધારે આત્મવાદી, હોવાનો દાવો કરે છે. છતાં મરણની આગળ આપણે જેટલા લાચાર બનીએ છીએ તેટલા ભાગ્યે જ બીજા બનતા હશે. અને જેટલા લાચાર હિંદુ બને છે તેટલા લાચાર બીજા હિંદી નથી બનતા એમ મને લાગે છે. એક જન્મ થાય તે ઉપર આપણે ધાંધલ કરી મૂકીએ છીએ અને એક મરણ થાય તો તે પાછળ રોકકળ કરી આખો પાડોશ જગવીએ છીએ.

જો આપણે સ્વરાજ્ય લેવું હોય, અને તે લઇને શોભાવવું હોય, તો આપણે મરણનો ભય તદ્દન છોડવો જ જોઇશે.

૬. અને જે મરણનો ભય છોડશે તેને જેલનો ભય તો હોય જ શાને ? વાંચનાર વિચારી જોશે, તો તેને માલમ પડશે કે આપણને જે કંઇ ઢીલ સ્વરાજ્ય લેતાં થાય છે, તેનું કારણ કેવળ મરણ અને તેનાથી ઉતરતાં દુઃખો સહન કરવાની શકિતનો આપણામાં અભાવ એ જ છે.

૭. જેમ વધારેમાં વધારે નિર્દોષ માણસો જાણી જોઇને મરણની ભેટ કરવા તૈયાર થશે, તેમ બીજા બચી જવાના; અને ઓછામાં ઓછું દુઃખ થવાનું. ખુશીથી સહન કરેલું દુઃખ, દુઃખ મટી સુખ થાય છે. જે દુઃખથી ભાગે છે તે રીબાય છે અને દુઃખ આવ્યે અધમૂઓ થઇ જાય છે. જે આનંદપૂર્વક દુઃખની ભેટ કરવા નીકળે છે તેને પ્રથમના દુઃખના ખ્યાલથી જ નિપજતું દુઃખ તો હોય જ શાનું ? અને તેનો આનંદ એ કલૉરોફૉર્મની ગરજ સારે છે.

૮. આ વિષય ઉપર મારે લખવુ પડ્યું છે, કેમકે આપણે થોડા વખતમાં સ્વરાજ્ય મેળવવું હોય તો મરણના વિચાર પણ કરી લેવા જોઇએ. પહેલેથી તૈયારી કરનાર ઘણી વેળા અકસ્માતથી બચી જાય છે, તેમ ભલે આપણને બને. સ્વદેશી એવી તૈયારી છે એમ મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં જીત મળે એટલે આપણી કસોટી કરવાપણું સરકારને કે કોઇને નહિ રહે એમ હું માનું છું.

૯. છતાં આપણે ભૂલમાં ન રહી જઇએ એ પણ જરૂરનું છે. અમલ આંધળો છે અને બહેરો છે. તે પોતાની નજીકના બનાવો જોઈ શકતો નથી; પોતાના કાનમાં પડતા ભણકારા સાંભળી શકતો નથી. એટલે મદથી છવાઈ રહેલી સરકાર શું નહિ કરે એ કહી ન શકાય. તેથી મને લાગ્યું કે દેશસેવકોએ મરણને, જેલને અને એવી ઉપાધિઓને મિત્ર તરીકે વધાવી લેવાની તૈયારી કરી રાખવી જોઇએ

૧૦. શૂરવીર જેમ મરણની ભેટ હસતે મુખે કરે છે, તેમ સાવધ પણ રહે છે. શાંતિમય યુદ્ધમાં ગફલતને અવકાશ જ નથી. આપણે નીતિ વિરૂદ્ધ ગુન્હો કરીને જેલમાં જવું નથી કે ફાંસીએ ચડવું નથી. આપણે તો સરકારના જુલમી કાયદાઓની સામે થતાં ફાંસીએ ચડવું છે.

૧૧. જેલોનો ભય લોકોમાંથી ટળી જતાં શારીરિક સજાઓ અને છડેચોક લૂંટને કાયદેસર બનાવી દઇને જ સરકારે લોકોને બતાવી દેવું રહ્યું કે તેના હૂકમોને માનવાની ના પાડવાનો અર્થ શો છે. તેથી આપણે તો એવી શારીરિક સજાઓ અને અધરાત મધરાતની ધાડોને ભવિષ્યમાં ઓછી થવાને બદલે વધેલીજ જોવાની આશા રાખવાની છે.

૧૨. અને આ વસ્તુઓ જ્યારે આપણે હિસાબે રોજની થઇ પડશે, ત્યારે ત્યાર પછીનું બીજું સ્વાભાવિક પગથિયું સરકારે રાતદિવસ ગમે ત્યારે ગોળીઓ દેવાનું આવવાનું, અને સ્વતંત્રતાના પૂજારીઓને સારૂ ખાસ રાખી મૂકવામાં આવનારી એ છેલ્લી લ્હાણીને સારૂં જ હું તો અસહકારીઓને તૈયાર થઇ રહેવા કહું છું. સ્વેચ્છાનું મરણ એ જ મુક્તિ છે. હિંદુઓની માન્યતા મુજબ તો ઉંચામાં ઉંચી મોક્ષદશા એજ છે કે માણસ સ્વેચ્છાપૂર્વક પોતાના શરીરને અર્પણ કરી દે અને શારીરિક સુખદુઃખને વિષે તદ્દન ઉદાસીન બને. વ્યવસ્થિત સ્વરુપની રાજદ્વારી મુક્તિની દશા એ વધુ ઉંચી મોક્ષદશાનું પૂર્વ પગથિયું છે. તેથી રાજદ્વારી મુક્તિને પામવા ખાતર આપણે ખુશીથી આપણાં માલમિલ્કત અને આપણા દેહ સુદ્ધાં આપવા તૈયાર થઇએ એ દરેક રીતે યોગ્ય જ છે.

૧૩. આપણે મરવું તો છે જ, પણ જ્ઞાનપૂર્વક, પવિત્ર થઇને મરવું છે. તે માટે તો નિરંતર હાથમાં માળા જોઇએ અને રેંટિયાની માળા એ જ સાચી માળા છે. આપણા હૃદયમાં નિરંતર એ જ જાપ ચાલે કે હિંદુસ્થાન નવસ્રું છે તેને મારે ઢાંકવું છે. જેઓ અત્યારે કાંતે છે તેઓ ઇશ્વરનું કામ કરે છે.

૧૪. કાઠિયાવાડમાં રહેલા મેરોના અને વાઘેરોના પ્રદેશમાં જન્મેલો હું કાઠીઓના, મેરોના, વાઘેરોના ગુણદોષથી વાકેફ છું. તેઓ જ જો સાચા થાય તો સૌરાષ્ટ્રને જગવે અને હિન્દની પણ ભારે સેવા કરે. મૂળુ માણેક અને જોધો માણેક પોતાના નજીવા હક્કને સારૂ હાથ ભાગ્યો ત્યારે પગેથી બંદૂક ફોડી લડેલા એવી દંતકથા છે. તેઓની બહાદુરીનો તો પારજ નહોતો. પણ તેઓનાં ગીત આજે પણ ગવાય છે તે તેમની નિશાન તાકવાની આબાદ શકિત હતી તેને સારૂ નહિ, પણ મોટા દળની સામે ટકી રહેવાની અને મોતને પોતાના ખીસ્સામાં મૂકવાની શકિતને સારૂ. ગ્રીસમાં તો એક જ થરમોપીલી * થઇ, પણ બરડામાં ઠેકઠેકાણે થરમોપીલીનો મને ભાસ આવે છે.

૧૫. આવાં મહાન્ કાર્યો, આવી આત્મશુદ્ધિ તો આપણે દુઃખ વેઠીને જ કરી શકવાના. પોતાના મોક્ષ સારૂ જે મરી જાણે તે જ મોક્ષ મેળવે. વગર ઇચ્છાએ મરનારા અવગતે જાય છે. ઇચ્છાપૂર્વક મરનાર મોક્ષને લાયક બને છે. આપણે જ્યારે આપણાં પવિત્ર સાધનોને વળગી મરવાનો ભય છોડીશું, ત્યારે જ સ્વતંત્રતા–સ્વરાજ્ય મેળવીશું.



* થરમોપીલી અથવા પીટીઆ—ગ્રીસના ઇશાન ખૂણામાં એટના પર્વત અને સમુદ્ર વચ્ચે આવેલો મશહૂર સાંકડો ઘાટ જ્યારે ઇ. સ. પૂર્વે ૪૮૦ માં ઇરાનનો બાદશાહ ઝર્ક્સીસ આ ઘાટમાં થઇને ગ્રીસ ઉપર ચઢી આવતો હતો ત્યારે સ્પાર્ટાનો રાજા લીઓનીદાસ પોતાના ચુનંદા લડવૈયાઓને લઇને ઘાટનો બચાવ કરવા તેના મુખ આગળ આવી ખડો થયો. બાદશાહના ભાડુતી લશ્કરનાં ટોળેટોળાંને આ સાંકડે રસ્તે થઇને પસાર થવાનું હતું તેથી શૂરવીર લીઓનીદાસ અને તેના સાથીઓએ, મરણીઆ થઇને, હજારો શત્રુઓનો ઘાણ કહાડયો; અને છેવટે તેઓ લડતા લડતા એકે એક ત્યાંજ મરાયા.

# ૨૧. શૂરાનો માર્ગ.

૧. સંસારના વહેવારમાં કુટિલતાની અને 'જેસે કુ તેસા'ની હિમાયત કરનારાઓની હંમેશની દલીલ એ હોય છે કે દુષ્ટતાથી ભરેલી આ દુનિયામાં શુદ્ધ સાધુતાથી માણસ વહેવાર કરે, તો તેનું ચાલે નહિ. દુનિયા વચ્ચે રહેવું છતાં સાધુતાને જ વળગી રહેવાની હઠ ધરવી એટલે અનાયાસે જ મનુષ્ય રૂપી વાઘવરૂઓના શિકાર થઈ પડવું. તેઓ માને છે કે આ સ્વાર્થની દુનિયામાં આપણે નિઃસ્વાર્થ ભાવે વર્તીએ, તો નાગા લોકો તેનો લાભ લીધા વગર રહે જ નહિ અને જીવવું કઠણ થઇ પડે. ગમે તે સ્થિતિમાં પણ જેમને જીવન વહાલું લાગે છે. એવા કૃપણ પામર લોકોની જ આ વૃત્તિ હોય છે. સ્ટેશન ઉપર ટિકીટ મેળવવા માટે બીજા લોકો જ્યાં નીતિ અને સદાચારનો ભંગ કરે છે, ત્યાં આપણે પણ તેમ જ કર્યે છૂટકો એમ કેટલાક લોકો જ્યારે કહે છે ત્યારે પણ નીતિ કરતાં સગવડને જ શ્રેષ્ઠ માનવાની વૃત્તિ તેમાં નજરે પડે છે. જે વૃત્તિ આવા હળવા સંજોગોમાં જોવામાં આવે છે, તે જ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં પણ આપણે જોઈ શકીએ છીએ. જ્યારે લોકોને ધર્મ અને આબરૂના કરતાં પોતાનો સ્વાર્થ વધુ વહાલો થઈ પડે છે, ત્યારે જ વિધિ નિષેધ શૂન્ય માણસોને પોતાનાં પરાક્રમ ગજાવવાના અવસર મળે છે. અને એવા પુરૂષોનાં કાર્યોનું ગૌરવ કરવામાં પ્રજાઓ પોતાનો આત્મા ભૂલી જાય છે.

૨. ધર્મનો જ અંતે જય છે એનો અર્થ એ નથી કે ધર્મનિષ્ઠ લોકોને ધર્મને વિજયી થયેલો જોવા સુધીમાં કદિ કશું ખમવું

જ નથી પડતું. તેમ હોત તો ધર્માચરણમાં વીરતાને અવકાશ ન રહેત. કેટલીક વેળા તો મૃત્યુ મારફતે જ ધર્મનો વિજય સિદ્ધ કરવો રહે છે.

૩. હિંદુ ધર્મમાં સૌથી ભારે સંસ્કૃતિ છે, અને તેમાં કહ્યું છે કે સાચો શુદ્ધ ક્ષત્રિય તો તે છે કે જે મારી નહી, પણ મરી જાણે છે. ગીતાજીમાં ભારેમાં ભારે શબ્દ મને 'અપલાયનમ્' મળી ગયો. આપણા સાથીને મૂકી આપણે ગમે તેવા મારનો ડર હોય તો યે ભાગી ન જ જઇએ, પણ આપણા શરીરના ભોગે તેનો બચાવ કરીએ. બચાવ કરવામાં મારવાની નહિ, પણ મરવાની શકિતની જરૂર છે. યુદ્ધમાં 'અપલાયનમ્' એ શૂરવીરનો–ક્ષત્રિયનો–ગુણ ગણ્યો છે. તલવારથી જે કામ કરે છે, તે કોઈ પણ વાર હઠી જવાનો સંભવ છે. તે ઇશ્વર ઉપરની શ્રદ્ધા તજીને બાહુ ઉપર શ્રદ્ધા કરે છે એટલે 'અપલાયન'નો ધર્મ પાળતો નથી. પ્રહ્‌લાદાદિ અપલાયનનો ધર્મ પાળી શુદ્ધ ક્ષત્રિય થઈ ગયા એમ જ હું તો કહીશ.

૪. ખરો ક્ષત્રિય એ કે જે પોતાની જગ્યાએ જ રહેતો મરે છે. સ્વધર્મે નિધન શ્રેયસ્કર છે. પરધર્મ–પારકાની ફરજ ડોળવી ભયાવહ છે, ક્ષત્રિય એક રીતે ન ફાવે તો બીજો સીધો માર્ગ શોધે છે. જે જગ્યાએ ભૂલો પડે, ત્યાંથી પાછો મૂળ જગ્યાએ આવી પોતાનું બળ અજમાવે છે. [પણ પ્રયત્ન છોડતો નથી. તે મરે છે પણ મારતો નથી. તલવારનો ઉપયોગ કર્યા વગર તે જીતે છે.]

૫. તલવાર એ પણ એક ઇલાજ છે ખરો, પણ તલવારને સારૂ તમે કોઇ દિવસ તપશ્ચર્યા કરી છે? તલવારને સારૂ તમે સંયમ કર્યો છે? [તમારામાં એને માટે જોઇતો વિવેક છે?] ઇસ્લામીઓને તલવાર વાપરતાં વધારે આવડે છે, તેમણે પણ જાણી લીધું છે કે સ્વરાજ્યનું કામ તલવારથી નહિ થાય.

૬. બે ચાર માણસ માર્યે આ સલ્તનત ડરી જઇને સ્વરાજ્ય દઈ દેશે? જે સલ્તનત હજારો અંગ્રેજોનાં મડદાં પર રચાયેલી છે, જેણે હજારો અંગ્રેજ, શીખ અને પઠાણોના રુધિરનો દરિયો

ચલાવ્યો, તે સલ્તનત પાંચ પચીસ ખૂનથી ડરી જવાની? હરગીઝ નહિ. હું અંગ્રેજી સલ્તનતની નિંદા કરૂં છું, છતાં એને બહાદુર પણ કહું છું. એને સ્વદેશ વાહાલો છે. તેમાં રાક્ષસી ભાવના છે, તે ત્યાજ્ય છે. હું તો રાવણની પણ બહાદુરી ગાનારો છું. તુલસીદાસજીએ કહ્યું છે કે દુશ્મન મળો તો રાવણ જેવો મળજો. લક્ષ્મણ સાથે લડનાર તો ઇન્દ્રજિત્ જેવો હોવો જોઇએ. આવી સલ્તનતની જોડે લડો, તો બહાદુરીથી મેદાનમાં પડીને તલવાર કાઢીને લડજો. પણ તે વસ્તુ તાકાતની બહારની છે.

૭. હું હિંદુધર્મ સમજું છું તે પ્રમાણે હિંદુએ તલવાર વિના જ લડવું જોઇએ, બીજાનું માથું કાપવા કરતાં પોતાનું જ માથું કપાવી દેવું જોઇએ; હું પોતે હિંદુસ્થાનનો એક મોટામાં મોટો ક્ષત્રિય હોવાનો દાવો કરૂં છું. મને રિવોલ્વરના પાંચ બહાર કરતાં ન આવડે? મને કોઇને ઝેર પાતાં ન આવડે? મને એરોપ્લેનમાં કોઇ લઈ જાય, તો ત્યાંથી બૉંબ ફેંકતાં ન આવડે? પણ મેં એ વસ્તુનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરેલો છે. મને ઇશ્વરે એક માંકડ સરખાને પણ સરજવાની તાકાત આપી નથી, તો પછી કોઇને મારવાનું કામ પણ મારૂં નથી. મરવાનું કામ મારૂં છે. હું મારૂં, મારી સ્રીનું, મારા દેશનું રક્ષણ કરવામાં માથું આપું, ત્યારે હું શુદ્ધ ક્ષત્રિય થાઉં.

૮. અશકતમાં અશકત માણસ—સ્રી પણ પોતાની અંદર ક્ષત્રિયનો સ્વભાવ પેદા કરી શકે એટલે કે દુશ્મનને કહી શકે છે કે હું તો અડગ ઉભો રહીશ, તારાથી થાય તે તું કરી લે. નહિ તો ખૂની તે જ ક્ષત્રિય ગણાય; જે પુરુષ સ્રી ઉપર હાથ ઉપાડે તે પણ ક્ષત્રિયમાં ખપે! તેથી હું હિંદુસ્થાનને પોકારી પોકારીને કહું છું કે જે કંઇ કરો તે શુદ્ધ ક્ષત્રિયવૃત્તિથી કરજો.

૯. મારી વિનંતિ છે કે તમે બધા તમારી હિમ્મત અને સહન કરવાની શક્તિનો ઉપયોગ દેશને અર્થે કરો. મારવાની હિમ્મત

કરતાં મરવાની હિમ્મત વધારે સારી છે અને તેને તો આખું જગત્ વખાણે છે. દેશને ખાતર માર્યા વિના મરવાની હિમ્મતની તમારે વિષે હું આશા રાખું છું. આગળનાં વેરોને મનમાંથી કહાડી તમે તમારી આસપાસ રહેનારાઓને તમારી શાંતિથી નિર્ભય કરો, એમ હું માગી લઉં છું.



# ૨૨. ઈશ્વર પ્રત્યેની જવાબદારી.

૧. સ્વરાજ્ય મેળવવાનો સાચો પ્રયત્ન એ સ્વરાજ્ય છે. સ્વરાજ્ય તો જેમ દોડીશું તેમ છેટું જ લાગશે.

૨. બધા આદર્શોનું એમ જ છે. માણસ જેમ સાચો બનતો જાય છે, તેમ સત્ય તેનાથી ભાગે છે, કેમકે તે સમજે છે કે જેને તે ઝટ સત્ય માની લેતો હતો તે તો અસત્ય હતું.

૩. તેથી સત્યાચરણી—સદાચરણી—હંમેશાં નમ્ર હોય છે, પોતાની ખામીઓ દિવસે દિવસે વધારે સમજતો જાય છે. બ્રહ્મચારીથી બ્રહ્મચર્ય દૂરજ નાસતું જાય છે, કેમકે પ્રયત્નવાન્ બ્રહ્મચારી જોતો જાય છે કે તેનામાં ઉંડે ઉંડે ઘણી વિષયલાલસા રહેલી હોય છે. પોતાના સ્થૂલ બ્રહ્મચર્યથી તેને સંતોષ જ નથી થતો. મોક્ષાર્થીથી પણ મોક્ષ દુર જતો જાય છે. તેથી મહાન્ 'નેતિ' શબ્દ શોધાયો. ઘણા પ્રાચીન મહર્ષિઓ મોક્ષને-આત્માને શોધવા નિકળ્યા. ઘણી ખીણોમાં ઉતર્યા, ઘણા પહાડો ચડયા, ઘણી કાંટાની વાડો ઠેકયા અને છેવટે તેમને માલમ પડયું—'આ ન હોય'. કોણ જાણે તેમાંના કેટલાએ મોક્ષની ઝાંખી કરી. છતાં તેઓ એવા પારેખ હતા, એવા ચતુર હતા કે છેતરાયા નહિ, એટલું આપણે જાણીએ છીએ.

૪. તેથી આપણું સ્વરાજ્ય આપણા પ્રયત્નમાંજ રહ્યું છે એમ હું તો હમેશાં વધારે ને વધારે શીખતો જાઉં છું. આપણો પ્રયત્ન લોકોને રાજી ન કરે, તો ચાલે પણ ઈશ્વર તો તેથી પ્રસન્ન જ થાય એવો તે હોવો જોઇએ.

૫. 'રાણા રૂઠે નગરી રખ્ખે,
હર રૂઠે કહાં જાઉં?'

એવું મીરાંએ ગાયું હોય કે નહિ તેની ખબર નથી, પણ તેણે એવું કરી બતાવ્યું. જગતની ગાળ સાંખીએ, પણ ઇશ્વરના દોષમાં ન આવીએ. તેની ચેતવણી માનીએ. [બારડોલીના આરંભ વખતે ઇશ્વરે આપણને ચેતવ્યા અને હિંદના વાતાવરણમાં ચૌરીચોરા જેવાં અશાંત તત્વો ભર્યા છે તેનો નિકાલ કર્યે જ છૂટકો એમ બતાવી આપ્યું. મનુષ્યની બધી શક્તિનું એકત્રિત બળ પણ ભવિષ્યના ગર્ભમાં શું છે તે ઘણી વાર જોઈ શકાતું નથી. પરિણામ હું જોઇ ન શક્યો, મેં ભૂલ કરી, અને મારે પ્રાયશ્ચિત કરવું પડ્યું.]

૬. પ્રાયશ્ચિતનાં ઢોલ ન પીટાય, છતાં મેં તે જાહેર કર્યું છે તેનું કારણ છે. મારો ઉપવાસ મારે સારૂ પ્રાયશ્ચિત છે, પણ ચૌરીચૌરાના દોષિત લોકોને સારૂ એ દંડ છે. પ્રેમના દંડ એવા જ હોય. પ્રેમી દૂભાય ત્યારે પ્રિયને દંડતો નથી, પણ પોતે પીડ ભોગવે છે, પોતે ભૂખે પીડાય છે, પોતે માથું કૂટે છે. પ્રિયજન સમજે કે ન સમજે તેને વિષે તે નિશ્ચિન્ત રહે છે.

૭. હું હિંદુસ્થાનને વિનવું છું કે તે મને ન છેતરે. જોઇએ તો શાંતિપદનો ત્યાગ કરી ભલે મારો ત્યાગ કરે, પણ જ્યાં સુધી મારી સેવાને તે સ્વીકારે, ત્યાં સુધી શાંતિ તથા સત્યનો સ્વીકાર કર્યેજ છૂટકો.

૮. આપણે બીજાનો વાદ ન કરીએ. ગાઝી મુસ્તફા કમાલ પાશાનો પણ ન કરીએ. 'લાંબાની પાછળ ટુંકો જાય તો મરે નહિ માંદો થાય' એ કહેવત ખરી છે. જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે. જગત્ પોતાના સ્વભાવ પ્રમાણે ચાલે છે, ત્યાં બળાત્કારે શો અર્થ સરે? હું સત્ય કહું છું કે શરીરબળથી હિંદુસ્થાન સામ્રાજ્ય નહિં ભોગવે. તેની પાસે શસ્ત્રિબળથી કંઈ લેવાની આશા રાખવી એ બળાત્કાર છે. હિંદુસ્થાનનો સ્વભાવ શાંતિનો

છે. તેથી જ જાણ્યેઅજાણ્યે હિંદુસ્થાન શાંતિ અને સત્યમય અસહકાર ઉપર ઘેલું થયું છે.

૯. હિંદુસ્થાનની પ્રજા હજારો વર્ષ થયાં શાંત રહી છે. કંઇ પ્રજાએ વધારે ઠીક કર્યું એનું પૃથક્કરણ અત્યારે ન કરીએ. હિંસા અને અહિંસા બન્નેને જગતમાં સ્થાન તો છે જ. આત્મા અને શરીર બન્ને ચાલે છે. પણ અંતે વિજય આત્માનો છે કે શરીરનો એ વિચારવાનો આ સમય નથી. એ વિચારવું હોય તો ભલે સ્વરાજ્ય લીધા પછી વિચારીએ. અત્યારે તો સહેલામાં સહેલા ઉપાયથી સ્વરાજ્ય લઇએ. એક ક્ષણમાં હિંદુસ્થાનનો સ્વભાવ નહિ બદલાય. તલવારથી હિંદુસ્થાનને સ્વતંત્ર કરનારને યુગો જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે.

૧૦. હિંદુસ્થાનના મુસલમાન પણ મુસ્તફા કમાલ પાશાની ચાલ ચાલવા જાય, તો ઇસ્લામને બટ્ટો લગાડે. ઇસ્લામમાં શાંતિને મોટું સ્થાન છે. સબરનું મહત્વ ગુસ્સા કરતાં–તલવાર કરતાં–ઘણું મોટું છે. હિંદુસ્થાનની પ્રજા શાંતિ અને સત્યને ઘણા કાળ થયાં સાચવતી આવી છે. તેનો પુનરુદ્ધાર કરી સ્વારાજ્ય ભલે આજે મેળવે, તેનો ત્યાગ કરી હિંદુસ્થાન ભલે ગુલામ રહે. માણસ એક જ ક્ષણે પૂર્વ–પશ્ચિમ ન જઇ શકે. પશ્ચિમનો માર્ગ અશાંતિનો, નાસ્તિકનો છે એમ અત્યારે તો જણાય છે. પૂર્વનો માર્ગ શાંતિનો અને ધર્મનો, ઇશ્વરવાદીનો છે એમ ઘણા કાળથી સિદ્ધ થયું છે. પશ્ચિમનું મધ્યબિંદુ અત્યારે ઇંગ્લાંડ છે. પૂર્વનું મધ્યબિંદુ અનાદિ કાળથી હિંદુસ્થાન રહેલું છે. જગતને લાગે છે કે ઇંગ્લાંડ સામ્રાજ્ય ભોગવે છે અને ભરતભૂમિ તેની મોટી દાસી છે. આજનો પ્રયાસ આ દાસત્વમાંથી છૂટવાનો છે. ભરતભૂમિ દાસત્વમાંથી છૂટવા માગે તો તે પોતાનાં પ્રાચીન શસ્ત્ર શાંતિ અને સત્યથી જ છૂટે.

૧૧. પૃથ્વીની સપાટી ઉપર અત્યારે એક પણ દેશ નથી કે જે શરીરબળમાં હિંદુસ્થાન કરતાં ઉતરે; નાનકડું અફ્ઘાનિસ્થાન પણ હિંદુસ્થાનને ધૂરકાવી શકે છે.

૧૨. હિંદુસ્થાન કોની મદદથી ઇંગ્લાંડ સામે ઝૂઝવા ઇચ્છે છે? જાપાનની? કાબુલની? જે કોઈની મદદથી એ ઝૂઝશે તેનું દાસત્વ તેને સ્વીકારવું પડશે. એટલે હિંદુસ્થાન જો આ જમાનામાં છૂટવા માગે, તો તેની પાસે ઇશ્વરની મદદ વિના બીજી મદદ જ નથી. અને ઇશ્વર તો કેવળ સત્યનો અને શાંતિનો બેલી છે.



# ૨૩. સત્યાગ્રહ અને આત્મબળ.



૧. સત્યાગ્રહ અથવા આત્મબળથી આજ સુધી એક પણ પ્રજા ચડી હોય તેવુ જોવામાં આવતું નથી, મારફાડ વિના દુષ્ટ સીધા રહે જ નહિ એવી પ્રતીતિ હજુ પણ રહ્યા કરે છે, આવો ખ્યાલ ઘણાંનો હોય છે, પણ કવિ તુળસીદાસજીએ ગાયું છે કે "દયા ધર્મ કા મૂલ હૈ પાપ મૂલ અભિમાન, તુળસી દયા ન છાંડીએ જબ લગ ઘટમે પ્રાણ." મને તો આ વાકય શાસ્ત્રવચન જેવું જણાય છે. જેમ બે ને બે ચાર હોય એટલો ભરોસો ઉપરના વાકય ઉપર પડે છે. દયાબળ તે આત્મબળ છે, તે સત્યાગ્રહ છે, અને આ બળના પૂરાવા ડગલે ડગલે નજરે આવી રહે છે. તે બળ ન હોત તો પૃથ્વી રસાતળ થઇ ગઇ હોત.

૨. સત્યાગ્રહ અથવા આત્મબળ એનું અંગ્રેજી પેસિવ રિઝીસ્ટન્સ એમ કહેવાય છે. એ શબ્દ જે માણસોએ પોતાના હક્ક મેળવવા પોતે દુઃખ સહન કરેલું તે રીતને લાગુ પાડવામાં આવેલો છે. એનો હેતુ લડાઇ બળનો વિરોધી છે. જ્યારે મને કાંઇ પસંદ ન પડે, ત્યારે તે કામ હું ન કરૂં તેમાં સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરૂં છું. દાખલા તરીકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કરે. તે મને પસંદ નથી. ત્યારે હું સરકારની ઉપર હૂમલો કરી કાયદો રદ કરાવું તો મેં શરીરબળ વાપર્યું. જો હું તે કાયદો કબૂલ જ ન કરૂં અને તેને લીધે પડતી સજા ભોગવી લઉં, તો મેં આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું ગણાય.

૩. આપણે સારા કે નઠારા કાયદા કબૂલ કરી લઇએ છીએ એ અર્થ તો આજકાલનો જોવામાં આવે છે. પૂર્વે એવું કાંઈ

ન હતું, મરજીમાં આવે તો કાયદા લોકો તોડતા અને તેની સજા ઉઠાવી લેતા.

૪. શરીરબળ કરવું, દારૂગોળો લગાવવો એનો અર્થ તો એ થયો કે આપણને પસંદ છે તે સામા માણસ પાસે આપણે કરાવવા માગીએ છીએ. જો એ બરાબર હોય તો પછી સામેનો માણસ પોતાનું કહેલું કરાવવા આપણી ઉપર દારૂગોળો ચલાવવા અધિકારી છે. આમ કરતાં કોઇ દહાડો આપણે બંદરે પહોંચીએ જ નહિ, ઘાણીના બેલની માફક આંખે પાટા હોવાથી માની લઇએ કે આગળ વધીએ છીએ તો ભલે. પણ ખરૂં જોતાં તો તે બળદની જેમ આપણે તે જ કુંડાળાની પ્રદક્ષિણા ફરીએ છીએ. જેઓ એમ માને છે કે પોતાને નાપસંદ કાયદાને માનવા માણસ બંધાયેલ નથી તેણે તો સત્યાગ્રહ એ જ સાધન ખરૂં માનવું જોઇએ, નહિ તો મહા વિકટ પરિણામ આવે.

૫. ઉપર કહ્યું તે ઉપરથી કોઇ એમ કહે કે સત્યાગ્રહ નબળા માણસને ઠીક કામનું છે. તેઓ જ્યારે સબળા થાય, ત્યારે તો તોપ ચલાવે. આ વાત બહુ અજ્ઞાનથી ભરેલી છે. સત્યાગ્રહ તે સર્વોપરી છે. તોપ બળ કરતાં વધારે કામ કરે છે. તો પછી નબળાનું હથિયાર કેમ ગણી શકાય? સત્યાગ્રહને સારૂ જે હિમ્મત અને મર્દાની ઘટે છે તે તોપબળિયા પાસે હોઇ શકે જ નહ. શું તમે એમ માનો છો કે નમાલો માણસ નાપસંદ કાયદાનો ભંગ કરી શકશે? સત્યાગ્રહી તો કહેશે કે જે કાયદા તેને પસંદ નહિ હોય તેને તે કબૂલ નહિ કરે. પછી ભલે તેને તોપને મોંએ બાંધે.

૬. તમે શું માનો છો? તોપ ફોડી સેંકડોને મારવામાં હિમ્મત જોઇએ છે કે તોપને મોંએ હસતે ચ્હેરે બંધાતાં હિમ્મત જોઇએ છે? પોતે મોતને માથે લઇને ફરે છે તે રણવીર કે બીજાનાં મોત પોતાના હાથમાં રાખે છે તે? નામર્દ માણસથી એક ઘડીભર સત્યાગ્રહી રહેવાય નહિ એ ખચિત માનજો. હા, એટલું ખરૂં કે શરીરે ક્ષીણ હોય તે પણ સત્યાગ્રહી થઈ શકે. એક માણસ પણ થઇ શકે અને લાખો માણસ પણ થઈ શકે. પુરૂષ થઇ શકે

તેમ સ્ત્રી પણ થઇ શકે. તેને લશ્કરો તૈયાર કરવાની જરૂર પડતી નથી. તેને મલકુસ્તી શીખવાની જરૂર નથી પડતી. તેણે પોતાના મનની ઉપર કાબુ લીધો એટલે તે વનરાજ સિંહની માફક ગર્જના કરી શકે છે, અને તેની ગર્જનાથી દુશ્મન થઇ બેઠા હોય તેનાં હૃદય ચીરાય છે.

૭. સત્યાગ્રહ તે સર્વધારી તલવાર છે. તે જેમ વાપરો તેમ વપરાય. વાપરનાર તથા જેની ઉપર તે વપરાય છે તે સુખી થાય છે. તે લોહી કહાડતી નથી, છતાં પરિણામ તેથી પણ ભારે લાવી શકે છે. તેને કાટ ચડી શકતો નથી, તે કોઇ લઈ જઇ શકતું નથી. સત્યાગ્રહી જો હરિફાઇ કરે તો તેમાં થાક ચડે જ નહિ. સત્યાગ્રહીની તલવારને મ્યાનની જરૂર ન મળે. તે કોઇથી છીનવી શકાતી નથી.

૮. આગળ જણાવ્યા પ્રમાણે સત્યાગ્રહ જો હિંદુસ્થાનનું ખાસ હથિયાર છે તો શું હિંદુસ્થાનમાં તોપબળ નથી ચાલ્યું? આવો પ્રશ્ન કોઈ કરી શકે. આના જવાબમાં હું કહીશ કે મારે મન હિંદુસ્થાન એટલે ખોબા જેટલા રાજાઓ નથી. મારે મન તો હિંદુસ્થાન તે કરોડો ખેડુતો છે કે જેને આધારે રાજા તથા આપણે બધા વસીએ છીએ.

૯. રાજાઓ તો હથિયાર વાપરશે જ. તેમની તો તે રીત પડી. તેમને તો હૂકમ ચલાવવો છે. પણ હૂકમ ઉઠાવનારને તોપબળની જરૂર નથી. દુનિયાનો મોટો ભાગ હૂકમ ઉઠાવનારો છે. તેઓને કાં તો તોપબળ કાં તો હથિયારબળ શીખવવું જોઇએ. તેઓ જ્યાં તોપબળ શીખે છે, ત્યાં રાજા પ્રજા બન્ને ગાંડા જેવા બની જાય છે. જ્યાં હૂકમ ઉઠાવનારા સત્યાગ્રહ શીખ્યા છે, ત્યાં રાજાનો જૂલમ તેની ત્રણ ગજની તલવારથી છેટો જઈ શકયો નથી. અને હૂકમ ઉઠાવનારે અન્યાયી હૂકમની દરકાર કરી નથી. ખેડુતો કોઈના તલવારબળને વશ થયા નથી અને થવાના નથી. તેઓને તલવાર વાપરતાં આવડતી નથી. બીજાની તલવારથી તેઓ ડરતા નથી.

મોતને હંમેશાં પોતાનો તકીઓ કરી સૂનારી તે મહાન્ પ્રજા છે. તેણે મોતનો ડર છોડયો છે, એટલે બધાનો ડર છોડયો છે. આ હું કંઈક વધારે પડતું ચિત્ર આપું છું. એ બરોબર છે. પણ આપણે જે તલવારના બળથી છક્ક થઇ ગયા છીએ તેને સારૂ એ ચિત્ર વધારે પડતું નથી.

૧૦. વાત એ છે કે ખેડુતોએ તથા પ્રજા મંડળે પોતાના તેમ જ રાજ્યકારભારમાં સત્યાગ્રહ વાપરેલ છે. જ્યારે રાજા જૂલમ કરે છે, ત્યારે રૈયત રીસાય છે એ સત્યાગ્રહ છે. મને ખ્યાલ છે કે એક રાજસ્થાનમાં રૈયતને અમુક હૂકમ પસંદ નહિ પડયો, તેથી રૈયતે ગામ ખાલી કરવાનું શરૂ કર્યું. રાજા ગભરાયો, રૈયતની પાસે માફી માગી અને હૂકમ પાછો ખેંચ્યો. આવા દાખલા તો ઘણા મળી શકે છે, પણ તે મુખ્યત્વે કરીને ભરતભૂમિનો જ પાક હોય. આવી જ્યાં રૈયત છે, ત્યાં સ્વરાજ્ય છે. તે વિનાનું સ્વરાજ્ય તે કુરાજ્ય છે.

૧૧. સત્યાગ્રહના આચરણ માટે આપણે શરીર કસવાની જરૂર છે જ. શરીર કસ્યા વિના સત્યાગ્રહી થવું એ મુશ્કેલ છે. ઘણે ભાગે જે શરીર પંપાળીને નબળાં કરી નાખ્યાં છે, તે શરીરમાં જે મન રહે છે તે પણ નબળું હોય છે. અને જ્યાં મનોબળ નથી, ત્યાં આત્મબળ કયાંથી હોય ? આપણે બાળલગ્ન વિગેરેનો તથા આળપંપાળવાળી રહેણીનો કુચાલ કહાડી શરીર તો સજવાં જ જોઇશે. રેંજીપેંજી માણસને એકાએક તોપને મોંએ ચડવાનું હું કહીશ તો તે તો મારી હાંસી કરાવવાનું થશે.

૧૨. સત્યાગ્રહી થવું એ સહેલું છે. પણ જેટલું સહેલું છે તેટલું જ કઠણ છે. ચૌદ વર્ષનો છોકરો સત્યાગ્રહી બન્યો એ મેં અનુભવ્યું છે. રોગી માણસ સત્યાગ્રહી થયા એ પણ જોયું છે. શરીરે જોરાવર અને બીજી રીતે સુખી તે માણસ નથી થઈ શકયા એ પણ મેં જોયું છે. અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણે સત્યાગ્રહી થવા માગે છે, તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

ગરીબાઈ ધારણ કરવી જોઇએ. સત્યનું તો સેવન કરવું જ પડે અને તેનામાં નિર્ભયતા આવવી જોઇએ.

૧૩. બ્રહ્મચર્ય એ મહાવ્રત છે અને તે વિના મનની ગાંઠ સજ્જડ થનાર નથી. અબ્રહ્મચર્યથી માણસ અવીર્યવાન્, બાયલો અને હીણો થાય છે. જેનું મન વિષયમાં ભમે છે, તેનાથી કશી દોડ થવાની નથી. આ વાત અગણિત દાખલાથી બતાવી શકાય છે. ત્યારે ઘર સંસારીએ શું કરવું એ સવાલ ઉભો થાય છે, પણ તે ઉભો થવાની કશી જરૂર નથી. ઘર સંસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ કોઇ કહી શકતું નથી. પ્રજાની ઉત્પત્તિને ખાતર જ સ્વસ્ત્રીસંગ કહેલો છે. ત્યારે સત્યાગ્રહીને પ્રજોત્પત્તિની વાસના ન ઘટે. તેથી સંસારી છતાં બ્રહ્મચર્ય પાળી શકે છે. આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી નથી. સ્ત્રીનો શો વિચાર છે? કેમ એ બધું થાય? આ વિચારો ઉત્પન્ન થાય છે. છતાં જેને મહાકાર્યમાં ભાગ લેવો છે, તેને એ સવાલનું નિરાકરણ કર્યા વિના છૂટકો જ નથી

૧૪. જેમ બ્રહ્મચર્યની જરૂર છે તેમજ ગરીબાઈ લેવાની જરૂર છે. પૈસાનો લોભ અને સત્યાગ્રહનું સેવન એ બની શકે તેમ નથી, પણ જેની પાસે પૈસો છે તેણે તે ફેંકી દેવો એવું સમજાવવાનો અહિં હેતુ નથી. પણ પૈસાને વિષે બેદરકાર રહેવાની, જરૂર છે. સત્યાગ્રહનું સેવન કરતાં પૈસો ચાલ્યો જાય તો બેફીકર રહેવું ઘટે છે.

૧૫. સત્યનું સેવન ન કરે તે સત્યનું બળ કેમ દેખાડી શકે? એટલે સત્યની તો બરોબર જરૂર પડશે જ. ગમે તેટલું નુકસાન થતું હોય તો પણ સત્યને નહિ છોડી શકાય, સત્યને કાંઈ સંતાડવાનું ન જ હોય એટલે સત્યાગ્રહીને છૂપી સેના ન જ હોઈ શકે. આ સંબંધમાં જીવ બચાવવા જૂઠું બોલવું કે નહિ એવો વિચાર મનમાં ન લાવતાં, જેને જૂઠાનો બચાવ કરવો છે એ જ એવા સવાલ ફોકટ ઉઠાવે છે. જેને સત્યનો જ રસ્તો લેવો છે તેને એવાં ધર્મ સંકટ આવતાં નથી. તેવી કફોડી સ્થિતિમાં આવી પડે તોપણ સત્યવાદી માણસ ઉગરી જાય છે.

૧૬. અભયતા વિના તો સત્યાગ્રહીની ગાડી એક ડગલું પણ નહિ ચાલી શકે, અભય સર્વથા અને સર્વ વસ્તુ બાબત ઘટશે, માલનો, ખોટા મોહનો, સગાંસાઇનો, રાજદરબારનો, જખમનો, મરણનો અભય હોય, ત્યારે જ સત્યાગ્રહ પાળી શકાય.

૧૭. આ બધું કરવું મુશ્કેલ છે; એમ માનીને છોડી દેવાનું નથી. માથે આવી પડેલું સહી લેવાની શક્તિ કુદરતે માણસ માત્રમા મૂકલી છે. આવા ગુણ દેશસેવા ન કરવી હોય તેને પણ સેવવા યોગ્ય છે.

૧૮. ઉપરાંત એટલું પણ સમજાય તેમ છે કે જેને હથિયારબળ મેળવવુ હશે તેને પણ આટલી વસ્તુની જરૂર પડશે. રણવીર થવુ એ કંઇ બધાને ઇચ્છા થઇ કે તુરત સાંપડી જાય એવું નથી. લડવૈયાને બ્રહ્મચર્ય પાળવું પડશે. ભીખારી થવુ પડશે. રણમાં અભયતા ન હોય તે લડી રહ્યા. તેને સત્યવ્રત પાળવાની તેટલી જરૂર ન જણાય એમ વખતે કોઇને લાગશે. પણ જ્યાં અભયતા છે, ત્યાં સત્યતા સહેજે વસે છે. સત્ય જ્યારે માણસ છોડે છે, ત્યારે તે કોઇ પણ પ્રકારના ભયને લીધે જ છોડે છે.

૧૯. એટલે આ ચાર ગુણથી ડરી જવાનું પ્રયોજન નથી. વળી કેટલોક ફોકટ પ્રયાસ તલવારબાજને કરવો રહ્યો, તે સત્યાગ્રહીને રહેતો નથી. જેટલો બીજો પ્રયાસ તલવારબાજને કરવો પડે છે તેનું કારણ ભય છે. જો તેને તદ્દન અભયતા આવે, તો તે જ ઘડી તેની તલવાર તેના હાથમાંથી પડી જાય. તે ટેકાની તેને જરૂર રહેતી નથી. જેને વેર નહિ તેને તલવાર નહિ. સિંહની સામે આવનાર માણસથી એની મેળે જ લાકડી ઉચકાઇ ગઇ તે માણસે જોયુ કે તેણે અભયતાનો પાઠ માત્ર મોંએ કર્યો હતો. તે દહાડે તેણે લાકડી છોડી અને અભય થયો.

# ૨૪. સ્વરાજ્યનું કાર્ય.



૧. નાતાલના તહેવારના દિવસોમાં એક સ્થળે એકઠા મળી માત્ર ઠરાવો પસાર કરી, બીજા તહેવારના દિવસો આવે, ત્યાં સુધી કુંભકર્ણની નિદ્રા લેવી અને ફરી ઉઠીને પાછા ઠરાવો જ કરવા એકત્ર થવું એ દિવસો હવે સુભાગ્યે ગયા છે. પોતાની માન્યાતા મુજબ કંઈ અને કંઈ કાર્ય જેમણે કર્યું ન હશે તેવાઓને માટે મહાસભામાં હાજરી આપવી એ હવે વધુ અને વધુ મુશ્કેલ બનતું જશે.

૨. સ્વરાજ્ય મેળવવાનાં સાધનો મહાસભાએ સૂચવ્યાં છે. શાંતિથી અને શુદ્ધતાથી આપણે સ્વરાજ્ય મેળવવું છે એવો નિશ્ચય સભાએ કર્યો છે. જૂઠ, યુક્તિ, દંભ, ડોળ ઈત્યાદિને અહિં જગ્યા જ નથી. સાચો રસ્તો લેવો અને તે રસ્તે ચાલતાં મારવું નહિ પણ મરવું. 'મરીને જીવવાનો મંત્ર' શીખવો છે. એ મંત્રને અનુસરીને જ જગત્ જીવે છે. બીજ મરે છે, ત્યારે જ ધાન્ય પાકે છે. મા મરતાં લગી કષ્ટ ભોગવે છે, ત્યારે જ બચ્ચું જીવે છે. યજ્ઞ વિના ખાવું તે ચોરીનું ધન છે. બલિદાનથી જ સ્વરાજ્ય મળે અને એ બલિદાન, એ કુરબાની પવિત્ર-પાક-હોય તો જ ઇશ્વરને ભાવે.

૩. મુસલમાનો ખિલાફતનું ભારે કામ અને હિંદુ-મુસલમાન સ્વરાજ્યનું કામ, જ્યાં સુધી બન્ને નિર્ભય, હિમ્મતવાન્, સ્વાર્થત્યાગી અને સાચા નહિ બને, ત્યાં સુધી નથી કરી શકવાના. તેથી તેઓએ હંમેશાં સાવધાનીથી ચાલવાની જરૂર છે. મહાન્ લડતોને અંગે સદાયે પાખંડો ચાલ્યા કરે છે. તે બધાં પાખંડોમાંથી બચવું એ આપણી ફરજ છે.

૪. અસહકારની આ ચળવળ એ પોતાના હૃદયને ઉકેલી જોવાની એક ધાર્મિક ચળવળ છે. કાર્ય કરનારાઓએ પ્રજાને તેમની દેશ પ્રત્યેની ફરજને વિષે નિરંતર જાગ્રત રાખવી જોઇએ. અસહકારના ઠરાવમાં દાખલ કરેલો કાર્યક્રમ અમલમાં મૂકવા રાષ્ટ્રીય મહાસભાનાં પ્રત્યેક મંડળોનો પૂર્ણ ઉપયોગ કરી લેવો જોઇએ. રાષ્ટ્રીય મહાસભાએ સ્વીકારેલા નવા બંધારણથી દરેક કાર્ય કરનાર અસહકારના ઠરાવના કાર્યક્રમના પ્રત્યેક અંગને એક વર્ષની અંદર પૂર્ણપણે અમલમાં મૂકી દેવા પ્રજાને વ્યવસ્થિત રીતે તૈયાર કરી શકે છે, અને ભારતવાસીઓનો મોટો સમુદાય સચેત બની પોતાના પ્રયાસો કાર્યક્ષેત્રમાં ચાલુ રાખે તો આપણી આત્મનિર્ણયની યોગ્ય અભિલાષા પૂર્ણ કરવાની આડે કંઇ પણ આવી શકે એમ નથી. આપણે હાલની બધી સરકારી શાળાઓને રાષ્ટ્રીય બનાવી દઇએ, અદાલતોનો બહિષ્કાર કરીએ અને આપણને જોઇતું સર્વ કાપડ આપણે જાતે જ બનાવી લઇએ તો આપણો રાજ્યકારોબાર આપણે જ ચલાવવાનો આપણો અનિવાર્ય હક્ક આપણે મેળવી લીધો સમજવો, અને જગતની કોઈ પણ શકિત પછી આપણને આપણા અંતિમ ધ્યેય તરફ જતાં અટકાવી ન શકે. થોડાક હજાર સ્વાર્થત્યાગી, પ્રામાણિક અને ઉદ્યોગી કાર્ય કરનારાઓની મદદથી મેં ઉપર દર્શાવેલી ત્રણ વસ્તુઓ આપણે કોઈ પણ જાતની મુશ્કેલી વિના કરી શકીએ.

૫. જો આપણે સ્વરાજ્ય લેવું જ હોય તો આપણે માત્ર કામમાં જ રોકાઈ જવું જોઇએ. તમાશા, સરઘસો વિગેરે જેટલે દરજ્જે લોકોમાં ચૈતન્ય રેડવાને સારૂ જોઇએ તેટલે દરજ્જે ઠીક છે. પણ જ્યાં ચૈતન્ય આવી ગયું છે, ત્યાં તો મૂંગે મોંએ કામ જ કરવાનું છે. પ્રજા આખી મૂંગાવ્રત લઇ કાર્ય જ કરે તો પોતાની ધારણા પૂરી પાડે જ. બોલવાથી નહિ, પણ કરવાથી જ સ્વરાજ્ય મળે. હંમેશાં પૈસા એકઠા કરવા, હંમેશાં સુતર કંતાવવું, રેંટિયા નવા તૈયાર કરાવવા, જે ઘરમાં ન હોય ત્યાં દાખલ કરવા, ખાદી સંઘરવી, જેઓએ ઉપયોગ શરૂ ન કર્યો હોય તેમને વિનવવા, દારૂનિષેધના કામમાં ઉત્સાહીને પરોવવા, શરાબ

પીનારને વિનય કર્યા જ કરવો. સ્વયંસેવકોની ભરતી કર્યે જ જવી. સ્વદેશીની પ્રવૃત્તિ એક ક્ષણ પણ અટકવી ન જોઇએ. અસ્પૃશ્યતાનો મેલ ધોઈ કહાડવાનું કામ ચાલ્યા જ કરે. [આમ કોઇને કોઈ સ્વરાજ્યના કાર્યમાં જ પોતે રોકાઇ પ્રજાને પરોવવી જોઇએ.] આ બધાં કામોમાં આપણે જેટલો ઓછો ઉત્સાહ રાખીશું તેટલું સ્વરાજ્ય મોડું મળવાનું છે.

૬. [આત્મશુદ્ધિનું કાર્ય એજ સ્વરાજ્યનું કાર્ય છે એ વાત નજર આગળ હરઘડી રાખવાની છે. હિંદમાં દારૂની બદી મોટામાં મોટું ઘર કરી રહી છે, તેથી] સ્વરાજ્યનું અગત્યનું કામ એ છે કે દેશમાં શરાબખાનાં ન હોય, દારૂ ગાળવાનાં મોટાં કારખાનાં ન હોય. કોઈ કોઈ જગ્યાએ દવાને માટે દારૂનાં નાનાં કારખાનાં ભલે હોય, પણ તે અફીણ કે સોમલની જેમ રહે. સોમલની દુકાનો ઠેકઠેકાણે નથી હોતી. તે મેળવવું અઘરૂં છે, છતાં કેમિસ્ટની દુકાને તે મળી શકે છે. તેમ દારૂ પણ મળવો અઘરો હોવો જોઇએ.

૭. આખી પ્રજા આ બદીથી કંટાળી છે. જે દુર્ભાગી લોકો આ વ્યસનના ગુલામ બનેલા છે તેઓને તેમની પોતાની સામે થવામાં મદદ કરી ઉગારવાના છે. કેટલાક તો એવી મદદ પોતાને મોંએ માગી રહ્યા છે. સરકારની આબકારી આવક બંધ પાડવાનો હેતુ એમાં છેલ્લામાં છેલ્લો અને આ હિલચાલ ચલાવી રહેલાઓના મનમાં સૌથી ઓછા મહત્ત્વનો હોવો જોઇએ.

૮. જેમને દારૂ પીવો છે તેમને સારૂ સગવડ હોવી જ જોઇએ, એ દલીલથી તમે રખે ભરમાતા. પોતાની પ્રજામાંના દુર્ગુણોને પોષવાનું રાજ્યનું કામ નથી. વ્યભિચારખાનાંઓને આપણે વ્યભિચારના ઇજારા દઇને કે નિયમો બાંધી આપીને સગવડો કરી આપતા નથી. ચોરને આપણે તેની ચોરી કરવાની વૃત્તિને સંતોષવાની સોઇ નથી કરી આપતા. દારૂ તો મારે હિસાબે ચોરી કે કદાચ વ્યભિચારના કરતાં પણ બૂરી ચીજ છે. કારણ ઘણી વાર આ બન્ને કુકર્મનું પિતૃપદ દારૂને જ હોય છે.

૯. દારૂ પીવાની લતને કુછંદના કરતાં રોગ કહેવો એ જ વધારે સાચું છે. મેં કેટલાયે એવાં માણસો જોયાં છે, જેઓ તેમનાથી દારૂ છોડી શકાતો હોય તો અબઘડી રાજી થઇને છોડે. 'ભલા થઇને એ લાલચને અમારી આંખ સામે ન લાવો' એમ પણ કેટલાયને વિનવતા જોયા છે; અને એમના કહેવા મુજબ એ લાલચને દૂર ખસેડ્યા છતાં ચોરીથી ચાલ્યા જઇને પણ પીધા વિના જેમનાથી નથી રહેવાતું એવાઓને પણ મેં જોયા છે.

૧૦. હું પ્રજાને સોંપાયેલાં ખાતાંના આપણા સરકારી પ્રધાનોને માનપૂર્વક ચેતવવાની મારી ફરજ સમજું છું કે આખા દેશભર આજે જે કટોકટીનો સમય આવતો જાય છે તેને હિમ્મતથી ઉઠાવીને જો તેઓ દારૂના પીઠાં તત્કાળ બંધ કરવાનો અને ગરીબ પીઠાંના ઇજારદારોને તેમના તરફથી અગાઉ સરકારમાં ભરાયેલી ઇજારાની રકમો પાછી આપવાનો નિર્ણય નહિ કરે, તો જે મહાન્ રાજદ્વારી પક્ષના પોતે હોવાનું તેઓ અભિમાન ધરાવે છે તેની પરંપરાને તેઓ ખોટી પાડશે, તેને ઝાંખપ આણશે. આવા અનીતિના ધંધાની બેવડા પાપથી પેદા થતી આવક ડૂબ્યાનું દુઃખ તેઓ ન માને. તેમણે સમજી જવું ઘટે કે આવી બદીના રોજગારને જાગેલી અને તેને દફનાવવાને કમ્મર કસી તૈયાર થયેલી પ્રજાના સંકલ્પની સામે થઇને નભાવવાના પ્રયત્ન મિથ્યા છે. વળી એવી અનીતિની આવકમાંથી પોષાતી કેળવણી અત્યારે જ પૂરતી દૂષિત અને અપવિત્ર છે; તેમાં વળી જ્યારે એ આવકમાં આપણા જ નિર્દોષ દેશબંધુઓનાં લોહી ભળવા લાગશે, ત્યારે તો એમાંથી મળનારા લાભોની ગંધ સરખી આપણને અસહ્ય થઇ પડશે.

૧૧. આપણા પ્રધાનોને વખત વીતી જાય, ત્યાર પહેલાં જ આ સમજી લેવું ઘટિત છે. તેમને માટે રખે એમ કહેવાય કે થોડા લાખ રૂપિયાની આવકને ખાતર તેઓ સમયને વર્તી શક્યા નહિ. જો તેઓ આટલું કરવા તૈયાર હોય તો મહિના કે અઠવાડિયાં તો શું પણ કલાકનો વિલંબ પણ તેમણે ન કરવો ઘટે. દારૂની આવકની

ખોટ ભરી કહાડે એવા બીજા કોઇ આવકના રસ્તા પ્રથમ શોધવા અને પછી જ દારૂનું દ્વાર બંધ કરવાની ભમણામાં પડવું પાપ છે. એમ કરવા તાકવું એ બીજું ઘર તૈયાર ન થાય ત્યાં સુધી પ્લેગવાળા ઘરમાંથી નિકળવાની ના પાડવા બરોબર છે. હરકોઇ માણસ એવી સ્થિતિમાં સૌ પહેલું તો પ્લેગવાળું જ ઘર એક ઘડીની ઢીલ કર્યાં વગર ખાલી કરશે અને પછી બીજું કોઇ ચોકખું ચેપ વગરનું ઘર ખોળી લેશે.



# ૨૫. દેશી રાજ્યો.



૧. દેશીરાજ્યો કંઈ હિન્દુસ્થાનની બહાર નથી. હિન્દુસ્થાનના બધા લોકોની સામે એક જ પ્રશ્ન છે. બધાને ધર્મયુદ્ધ આવી પડ્યું છે. બધા એ સત્ય, નિર્ભયતા, શાંતિના પાઠ ભણવા રહ્યા છે.

૨. તમે કબૂલ કરશો કે કેટલાક દેશી રજવાડા નીચે પ્રજા કચરાય છે. તેઓ અધમતાથી લોકોને પીડે છે. તેઓનો જુલમ અંગ્રેજોના કરતાં વધારે છે. આવો જૂલમ તમારે હિંદુસ્થાનમાં જોઇતો હોય, તો આપણો પાટો ગોઠે એમ છે જ નહિ.

૩. જ્યારે હું કિંમતી રીતે શણગારેલા નરેશોને લાખો ગરીબો સાથે સરખાવું છું, ત્યારે હું તેમને કહેતો હોઉં એમ મને લાગે છે કે 'જ્યાં સુધી તમે તમારા ઝવેરાતો નહિ ઉતારો, અને હિન્દમાં તમારા દેશબંધુઓના હિત માટે તમે તેને નહિ સાચવો, ત્યાં સુધી હિન્દનો ઉદ્ધાર થવાનો નથી. મને ખાત્રી છે કે નામદાર શહેનશાહની એવી ઇચ્છા નથી કે તે નામદારને આપણી પૂર્ણ વફાદારી બતાવવા માટે આપણે આપણી ઝવેરાતની તીજોરીઓ ખાલી કરી પગથી તે માથા સુધી શણગારી બહાર નિકળવું જોઇએ. હું મારા જીવના જોખમે પણ શહેનશાહ પાસેથી સંદેશો લાવી આપવા તૈયાર છું કે તેઓ આવા પ્રકારનું કંઇ ઇચ્છતા નથી. હિન્દના કોઇ પણ મોટા શહેરમાં, પછી તે બ્રિટિશ હિન્દમાં હો કે હિન્દના બીજા ભાગોમાં કે જ્યાં આપણા દેશી રાજાઓ અમલ કરે છે, ત્યાં, મોટો મહેલ ચણાતો હું સાંભળું છું, ત્યારે મને તરત જ તેની અદેખાઈ થાય છે, અને મને લાગી આવે છે કે

તે માટે પૈસો તો ખેડુતો પાસેથી લેવામાં આવ્યો છે. વસ્તીનો પોણોસો ટકા કરતાં પણ વધારે ભાગ ખેડુતોનો છે.

૪. મારૂં સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતું કે મારે દેશી રાજા નીચે રૈયત જેમ છૂંદાય તેમ છૂંદાવા દેવી. મારામાં બળ હશે, તો હું તો દેશી રાજાના જૂલમ સામે તેમ જ અંગ્રેજી જૂલમ સામે ઝૂઝીશ.

૫. સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજું છું. જો દેશી રાજ્યનું કે અંગ્રેજી રાજ્યનું હિત કોઇને હાથે થતું હોય, તો હું આજે તેને નમીશ. જો કોઈ કહેશે કે હિંદને છૂટું કરવું, જૂલમની સામે થવું અને લોકોની સેવા કરવી તો તેને હું હિંદી તરીકે વધાવી લઇશ.

૬. દેશી રાજ્યોમાં પ્રજાસત્તા જેવું તો ઓછું છે. અથવા કંઇજ નથી. ત્યાં રાજાના દરેક કાર્યમાં પ્રજાને ભળવાપણું નથી રહેતું. પ્રજાને પસંદ પડે તેમાં અથવા તો જબરદસ્તીની ધારતીથી ભળવું પડે તેમાં જ પ્રજા ભળે. આ બધી બાબતોમાં જો વિનયપૂર્વક વ્યક્તિસ્વાતંત્ર્યનો ઉપયોગ કરવામાં આવે, તો તે શોભે છે. દેશી રાજ્યોમાં રાજાપ્રજા વચ્ચેનો સંબંધ કેવળ સ્વાર્થને વશ છે. રાજા ભલો તો ભલું કરે, ભૂંડો હોય તો પ્રજાની પાસે હથિયાર અથવા સત્યાગ્રહ સિવાય ત્રીજું સાધન નથી. એવો સંબંધ બ્રિટિશ હિંદુસ્થાનમાં જોવામાં આવે છે અને સરકાર પ્રજાના કલ્યાણથી વિરોધી વર્તન કરે છે, ત્યારે સત્યાગ્રહ શરૂ થાય છે. જો કે અંગ્રેજી રાજ્યની હદમાં અંગ્રેજી રાજ્યની સામે બોલવું ઇષ્ટ હોઇ શકે, પણ દેશી રાજ્યમાં આપણને એમ કરવાની લગીરે આવશ્યકતા ન હોય. દેશી રાજ્યોની સ્થિતિ અત્યારે એટલી વિકટ છે કે ત્યાંની રૈયતે તે રાજ્યો પ્રત્યે અત્યારે સત્યાગ્રહ કરવો એ ઘણું જ ગંભીર પગલું ગણાય અને તે તો જે રાજ્યમાં અસહ્ય અત્યાચાર ચાલતા હોય અને જ્યાં પ્રજામાં સામાજિક આત્મબળ આવ્યું હોય ત્યાં જ થઈ શકે.

૭. હું ઘણી વાર બતાવી ચૂકેલો છું કે દરેક માણસ અને દરેક પ્રજા હંમેશાં સ્વરાજ્ય માટે લાયક હોય છે જ; એટલે બીજાના હાથ નીચે સગીર બનીને રહેવાની કોઇને કશી જરૂર નથી હોતી. સ્વરાજ્ય સ્થાપનાની યોજનાઓ જ્યારે આપણે ઘડી રહ્યા છીએ, ત્યારે અલબત આપણા પરરાજ્યો સાથેના સંબંધો પણ ચોક્કસ કર્યે જ આપણો છૂટકો. બેશક આપણે દુનિયાને રીતસર કહી દેવું જોઇએ કે આપણે તેની જોડે કેવી જાતનો નાતો રાખવા માગીએ છીએ, આપણને આપણા પાડોશીઓનો ભય ન લાગતો હોય, અથવા પોતે વધારે બળિયા હોવા છતાં તેમના ઉપર આપણી વક્રદષ્ટિ ન હોય તો તેમને તેવું ચોકખું કહી દેવું ઘટે. જગતને પણ આપણે કહી દેવું જોઇએ કે ફ્રાંસ કે મેસોપોટેમિયાનાં રણક્ષેત્રોમાં આપણે આપણા સિપાઇઓ મોકલવા માગીએ છીએ કે નહિ. રાષ્ટ્રને લગતી દરેક બાબત વિષે પોતાનું દિલ ખુલ્લું કરતાં આપણે ન જ અચકાઇએ.



# ૨૬. સ્વરાજ્યના દિવસો.



૧. લાકડાની તલવારથી આપણું કામ નથી. સરવાનું. સત્યાગ્રહની તલવાર એ ગજવેલના કરતાં પણ વધારે પાણીવાળી અને ધારવાળી છે. એ છોકરવાદ નથી, પણ ખરો ખેલ છે. એમાં કયાં યે ખોટાને અવકાશ નથી. જો આપણે સાચા થઇએ, તો સ્વરાજ્ય અત્યારે મળે. મારા આદર્શ તરીકે મેં જે સ્વરાજ્યને કલ્પ્યું છે, તે સ્વરાજ્ય પ્રજા પ્રથમ જ્યારે સારા કે નઠારા વચ્ચે ચાહે તેની પસંદગી કરવા જેટલી સ્વતંત્ર થશે, ત્યારે જ સંભવનીય છે.

૨. હિંદુસ્થાન આજે કાંઈ 'ગાંધીરાજ્ય'ની સ્થાપના કરવા નથી નિકળ્યું. તેણે તો સ્વરાજ્યની સ્થાપનાને સારૂ જીવસટોસટનું યુદ્ધ આદર્યું છે. એ સ્વરાજ્યની પ્રાપ્તિને માટે તે રાજીખુશીથી ગાંધીનો પણ ભોગ દેશે અને એમ કરવું જ વ્યાજબી ગણાય. 'ગાંધીરાજ્ય' એ એક આદર્શ કલ્પેલો છે. નવું રાજ્યતંત્ર હું ચલાવવાનો નથી એ ચોક્કસ છે. તે તંત્ર તો પ્રજા જ ચલાવશે. [પ્રજામાં જ્યાં સુધી એટલો વિશ્વાસ નહિ આવે, ત્યાં સુધી સ્વરાજ્ય મળે પણ શાનું?]

૩. પણ સ્વરાજ્ય મળ્યે કંઇ આપણું વર્તન બદલાવાનું નથી, આપણી મુશ્કેલીઓ ઓછી થવાની નથી. અત્યારે તો આપણો મુખ્ય ભાગ લડવામાં એટલે ઘા ઝીલવામાં જાય છે, પણ પછી તો આપણે રચવું પડશે, બીજા સવાલોના ફેંસલા કરવા પડશે, રાજ્યકારભાર ચલાવવો પડશે. શું પછી આપણે અસ્પૃશ્યતા પાછી દાખલ કરીશું? પછી શું આપણે ખાદી ઓઢી પહેરીશું કે ક્યારે

પહેરતા હોઇશું? શું પછી આપણે રેંટિયા બાળી દઇશું કે પછી તો વધારે ચલાવવા પડશે? શું પછી હિંદુ મુસલમાનને અને મુસલમાન હિંદુને અને બન્ને ખ્રિસ્તી, પારસીને ભૂલી જઇ એક બીજાને ઓળખતા જ નહોતા એવા થઇ જશે? શું પછી આપણને શાળાઓ ચલાવવાની જ નહિ રહે કે પછી હાલ સરકારી કહેવાય છે તેનો પણ વહીવટ આપણે ચલાવવો પડશે? શું પછી આપણે કોરટો ભરી દેતા હોઇશું કે પછી વકીલાતની પદ્ધતિ પણ બદલી આજની કોરટોના બંધારણમાં મહત્ત્વના ફેરફાર થશે? કોઇ એવો ભરોસો પણ પોતાના મનમાં ન રાખે કે પછી તો એકાએક આપણી પાસે કાર્યદક્ષ માણસનો વરસાદ વરસશે. જો આજે અછત રહેતી હોય, તો ત્યારે વધારે અછત રહેશે. કારભાર આપણે ચલાવવાનો રહ્યો છે.

૪. હિંદુસ્થાનમાં સ્વરાજ્ય હશે, ત્યારે આપણને ભૂલો કરવાની તેમ જ સુધારા કરવાની સત્તા મળશે. આપણે પ્રથમ તો જરૂર ભૂલો કરીશું. પણ આપણું ખમીર આ દેશનું હોવાથી ભૂલોને સુધારતાં વાર નહિ લાગે અને આપણને ભૂખમરાનો ઇલાજ તરત હાથ લાગશે. એ વેળા આપણે લેંકેશાયરની ચીજ વડે આપણું જીવન નહિ ગાળતા હોઇએ. એ વેળા આપણે અખૂટ દોલત ખર્ચી બાદશાહી દિલ્હી નહિ બાંધતા હોઇએ. વળી બાદશાહી દિલ્હીનો આકાર હિંદુસ્થાનની ઝુંપડીઓને અનુસરતો હશે. અને ઝુંપડી અને પાર્લામેંટ હાઉસ વચ્ચે કંઇક પ્રમાણ તો હશે જ. પ્રજા અત્યારે રંક થઇ બેઠી છે. તેને ભૂલ કરવા જેટલો યે હક્ક રહ્યો નથી. જેને ભૂલ કરવાનો હક્ક નહિ તે કદિ સુધારો કરી શકે નહિ. આમની સભાનો ઇતિહાસ એ ભૂલોનો ઇતિહાસ છે. ઇન્સાન ભૂલનું પૂતળું છે, એમ અરબી કહેવત છે. ભૂલ કરવાની છૂટ અને તે સુધારવાની સત્તા એ સ્વરાજ્યની એક વ્યાખ્યા છે.

૫. મારી કલ્પના મુજબ તો સ્વરાજ્યમાં એક લોકનિયુક્ત પાર્લામેન્ટ થશે જેનો પ્રજાકીય નાણાં, પોલિસ, લશ્કર, આરમાર,

અદાલતો અને શિક્ષણસંસ્થાઓ ઉપર સંપૂર્ણ અખત્યાર રહેશે.

૬. જે સ્વરાજ્ય પ્રજા સાથ આપે તો ટૂંક મુદતમાં હું ઘેર કરવા ઉમેદ રાખું છું, તેના અમલ હેઠળ ખિલાફત કે પંજાબ જેવા અન્યાય ફરી બનવા અવશ્ય અશક્ય થઇ પડશે. એ સ્વરાજ્યના અમલ હેઠળ પ્રજા આજની જેમ એક બેજવાબદાર ઉદ્ધત અને નાસ્તિક અધિકારીવર્ગની જોહુકમીને 'જી' કહી સરકારની નજરે 'સારા' બનવા મથવાનું છોડી પોતાની ઇચ્છા મુજબ સારું કે નઠારું ચાહે તે કરી શકશે. એ સ્વરાજ્યના અમલ હેઠળ હિંદુસ્થાનમાં તૈયાર થઇ શકે એવા પરદેશી માલ ઉપર પ્રજા જબ્બર જકાત નાખી શકશે; અગર તો પાડોશની કે દૂરની પ્રજાઓને ગુલામ બનાવવા માટે એક પણ સિપાઇ દેશની બહાર મોકલવા ના પાડી શકશે.

૭. હિંદી મહાસભાએ સ્થાપવા ધારેલા સ્વરાજ્યમાં રેલ્વે, ઇસ્પિતાલો, સાંચાકામ, લશ્કર અને નૌકાબળ, કાયદા અને ન્યાયની અદાલતોનો ત્યાગ કરવાનું તો કોઇને સ્વપ્ને પણ નથી આવ્યું. ખરેખર, મને પોતાને તો એવો ખ્યાલ સરખો નથી. ઉલટું, સ્વરાજ્યમાં રેલ્વે તો હશે જ; માત્ર તે હિંદુસ્થાનની લશ્કરી અને આર્થિક લૂંટને માટે નહિ હોય પણ દેશના અંતર્ગત વ્યાપારની વૃદ્ધિ અને ખીલવણી કરવાને સારુ હશે અને એ રેલ્વેઓમાં પણ ત્રીજા વર્ગના મુસાફરોને સામાન્ય સુખ અને આરામની સગવડો તો હશે જ. એ રેલ્વેઓમાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરનાર પ્રજા જે ભાડાં આપતી હશે તેનો કંઈક બદલો તો વાળવામાં આવશે જ. સ્વરાજ્યમાં રોગનું નામનિશાન સરખું નહિ હોય એમ તો કોઇએ કહ્યું નથી; તેથી સ્વરાજ્યમાં ઇસ્પિતાલો પણ અવશ્ય હશે, પણ એટલી આશા તો રાખી જ શકાય કે તે વેળાએ ઇસ્પિતાલોનો લાભ જેઓ પોતાના જ અસંયમથી દુ:ખી છે એવા લોકોના કરતાં જેઓ અકસ્માતને લીધે પીડાતા હશે તેઓને જ વધારે મળતો હશે. યંત્રો તો તે વખતે પણ રેંટિયાના રૂપમાં મોજૂદ હશે, કારણ

આખરે રેંટિયો પણ છે તો એક નાજુક યંત્ર જ. છતાં મને સંપૂર્ણ ખાત્રી છે કે સ્વરાજ્યમાં આજની પેઠે જનસમૂહને ચૂસી ખાવાને નહિ પણ પ્રજાના જ લાભને માટે નિકળેલાં એવાં અનેક કારખાનાં ઉભાં થયાં હશે.

૮. સ્વરાજ્યમાં કાયદો અને ન્યાયની અદાલતો પણ હશે જ, પણ આજ જેમ તેઓ એક આખી પ્રજાનું પુરુષત્વ હણનાર અને હજુ વધારે પુરુષત્વ હણવા તત્પર એવી નોકરશાહીના હાથનાં હથિયાર થઇ પડયાં છે તેમ તે વેળાએ નહિ રહ્યાં હોય, પણ પ્રજાની સ્વતંત્રતાના હવાલદાર બની રહ્યાં હશે. સ્વરાજ્યના દિવસોમાં જેની ઉપર ગુન્હો સિદ્ધ ન થાય તેને સજા ન જ થાય. એ ધોરણ અખંડિત રહેશે. એ ધોરણના પાલનમાં રાજાપ્રજાનો સ્વાર્થ અને બંનેનું હિત રહ્યાં છે. અંગ્રેજી કાયદાનાં પુસ્તકોમાં ઠેકાણે ઠેકાણે ન્યાયાધીશોનાં કથનો જોવામાં આવે છે કે એક પણ નિરપરાધી માર્યો જાય તેના કરતાં સો અપરાધી છૂટી જાય એ પસંદ કરવા લાયક છે.

૯. સ્વરાજ્યમાં જો કે જેમને લંગોટી પહેરી ફરવાની અને મેદાનમાં સૂવાની ઇચ્છા હશે તેમને સૌને તેમ કરવાની સ્વતંત્રતા રહેશે જ, છતાં મને આશા છે કે આજ જેમ લાખો સ્ત્રીપુરુષોને પૂરતાં કપડાં પણ ખરીદવાના સાધનને અભાવે એક મેલા ચીંથરાની લંગોટીથી ચલાવી લેવું પડે છે અને ઘરને અભાવે પોતાનાં થાક અને ભૂખમરાથી ક્ષીણ થઈ ગયેલાં શરીરને આરામને સારૂ ખુલ્લા મેદાનમાં નાખવાં પડે છે, તેવું સ્વરાજ્યના તે દિવસોમાં નહિ રહ્યું હોય.

૧૦. પણ આ લડતને અંતે તો રામરાજ્ય, ધર્મરાજ્યની આશા રહેલી છે. આ લડતને અંતે ગરીબોને આશ્રય મળવાની આશા છે. આ લડતને અંતે સ્ત્રીઓને સુરક્ષિત થવાની આશા છે. આ લડતને અંતે હિંદુસ્થાનમાં ભૂખે પીડાતાની ભૂખ ટળવાની આશા રહેલી છે. આ લડતને અંતે રેંટિયાનો પુનરુદ્ધાર

થવાની આશા છે. આ લડતને અંતે એકબીજી કોમો વચ્ચેનાં ઝેર ઓછાં થવાની આશા રહેલી છે. આ લડતને અંતે અસ્પૃશ્ય ગણાતી જાતિની અસ્પૃશ્યતા દૂર થઇ તેઓ પણ ભાઇ સમાન ગણાવાની આશા છે. આ લડતને અંતે ખિલાફતની અને ગાયની રક્ષા થવાની આશા છે. આ લડતને અંતે પંજાબનો જખમ રૂઝાવાની આશા છે. આ લડતને અંતે પ્રાચીન સભ્યતાને પોતાનું સ્થાન મળવાની અને દરેક ઘરમાં જેમ ચૂલો છે, તેમ કામધેનુ રેંટિયો દાખલ થવાની આશા રહેલી છે.

૧૧. નૌકાબળની મને ખબર નથી, પણ એટલું તો હું જાણું જ છું કે ભાવિ ભારતનું સૈન્ય ભાડુતી લોકોનું બનેલું નહિ હોય અને એનો ઉપયોગ હિંદુસ્થાનને ગુલામીમાં રાખવામાં અને બીજી પ્રજાઓની સ્વતન્ત્રતા છીનવી લેવામાં પણ નહિ થતો હોય. ઉલટું એવા સૈન્યમાં મોટો ઘટાડો કરવામાં આવશે, તે મોટે ભાગે સ્વયંસેવકોનું બનેલું હશે અને એનો ઉપયોગ હિંદુસ્થાનની અંદર જ બંદોબસ્ત રાખવાના કામમાં થશે.

૧૨. સ્વરાજ્યમાં સિપાઇઓ ભાડુતી તરીકે નહિ રહે, પણ કેવળ રાષ્ટ્રના સંરક્ષણ અને બચાવને માટે જ એ સિપાઇઓની રાષ્ટ્રીય સેના બનશે. દેશના રાજ્યકારોબારમાં તેમને પણ પોતાનો અવાજ સંભળાવવાનો હક્ક રહેશે. પશ્ચિમના નિરપરાધી તુર્ક અથવા અરબ લોકોની અને પૂર્વના એટલા જ નિરપરાધી ચીની અને બર્મી લોકોની કતલ કરવા માટે તો તેમને હરગીઝ નહિ મોકલવામાં આવે. [ આ સલ્તનત જલદી પડી ભાગશે એવી મારી માન્યતા દિવસે દિવસે ઘડાતી જાય છે, અને દૃઢ બની રહી છે. આ વિષેનો મારો એક પ્રસંગ હું જણાવીશ. ] જેટલા પૈસા મુસલમાન બાદશાહોએ કબરો પર ખર્ચ્યા છે તેટલા કોઇએ દુનિયામાં નહિ ખર્ચ્યા હોય. તાજમહાલ એક રત્નજડિત કબર જ છે.

૧૩. બીજાપુરના રાજાનો 'ગોળ ઘુમટ' જગતપ્રસિદ્ધ ગણાય છે

એમ મને કહેવામાં આવ્યું. ઘુમટ બસેં ફુટ જેટલો ઉંચો છે. ઘુમટની અંદર ફરતી ગૅલેરી છે તે દોઢસો પગથિયેથી ચડાય છે. ગૅલેરીનો વ્યાસ સવાસો ફુટ હશે. બન્ને છેડે ઉભેલા માણુસો દિવાલ ભણી મોં રાખી કાનમાં વાત કરે તે સંભળાય છે. બીજાપુરની જુમ્મામસ્જીદ પણ ભવ્ય છે. ત્યાં હાથે લખેલું, વેલોથી શણગારેલું અને ખીસ્સામાં મૂકી શકાય એવું કુરાનેશરીફ પણ જોયું.

૧૪. છતાં મારે જે લખવું છે તે તો કટાયેલી તોપોનું અને પડી ગયેલા કિલ્લાઓનું. જે તોપો એક વેળા બાદશાહીની નિશાની હતી, લોકોને ડરાવતી હતી, તે તોપો આજે જીર્ણ થયેલી જોઈ અને તેની ઉપર હિંદુ-મુસલમાન બાળકોને 'ઘોડો' રમતાં મેં જોયાં. આસપાસનો કોટ ખંડેર થઈ ગયેલો જોયો અને મને કોલાબાની તોપો વિષે મેં લખેલું વાક્ય યાદ આવ્યું.

૧૫. હું માનું છું કે હિન્દુસ્થાન શાંતિમય અસહકાર પૂરો ભજવશે તો બ્રિટિશ તોપોને કાટ ચડશે, તે પર ઘાસ ઉગશે અને તેની ઉપર તેમ જ હિન્દુસ્થાનમાં સરકારે બાંધેલા કિલ્લાઓમાં આપણાં બાળકો ગેડીદંડ રમશે. આ વચન ઉપર ઘણા થોડાએ શ્રદ્ધા રાખી છે; કેટલાક હસ્યા છે, કેટલાકે મારી ભોળાઇની દયા ખાધી છે; એમ છતાં મારી એ માન્યતા દિવસે દિવસે વધારે અને વધારે જ દૃઢ થતી જાય છે. દિલ્હીનો કોટ જોઇને કોણ કહે કે મોગલ બાદશાહી કદિ પણ તૂટી પડે? શું એવા વિચાર કરનારને તે બાદશાહીને સમયે લોકોએ નહિ હસી કહાડયા હોય? છતાં હું માનું છું કે જેટલું શકય મોગલ બાદશાહીનું પડવું હતું, તેથી વધારે શકય આ બાદશાહીનું પડવું છે. લોકોના શુદ્ધ અણુગમાની સામે કોઈ બાદશાહી ટકી જ ન શકે. જે બીએ તેને જ બીજો બીવડાવે. હિંદુસ્થાનમાં ઘણા અપંગોને હું સરિયામ રસ્તાઓમાં પડેલા જોઉં છું. તેઓને કોઈ બીવડાવતું નથી, કેમકે

તેઓ પોતે નિર્ભય થઈ પડયા હોય છે. તેમને વિશ્વાસ છે કે તેમને કોઈ કંઈ કરનારૂં નથી. હજારો ચાલતા માણસોને તેઓની હાજરીની અગવડ જણાય છે, તોપણ તેઓ તેની બરદાસ કરી લે છે. તેમ જ જો આપણે પેલા અપંગની જેમ નિર્ભય થઈ જઇએ તો કોલાબાની તોપો કે કિલ્લો આપણને ધૂરકાવવાને બદલે તે આપણને ડંખરહિત લાગશે.



# ૨૭. સાથીઓને સૂચના.

૧. [સ્વરાજ્યના કાર્યમાં સરળતા થાય તેટલા માટે હું સાથીઓને જરૂર કહેવા ઇચ્છું છું કે] કાર્ય કરનાર દરેક સ્ત્રીપુરુષ સ્વરાજ્યપ્રાપ્તિ થતાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરે. આપણે કામ કરનારા એટલા બધા થોડા છીએ, કે ઉંડા ઉતરીએ તો આપણને માલુમ પડશે કે આપણે ગરીબ પણ એટલા છીએ કે નથી આપણને પ્રજોત્પત્તિને સારુ અવકાશ કે નથી તેના પાલનને સારૂ શકિત. રોગીને પ્રજા ઉપજ્યે કોને લાભ? ક્ષયથી પીડાતો પ્રજોત્પત્તિ કરે તો કેટલો અત્યાચાર? તો પછી ગુલામની પ્રજા વિષે કહેવું શું? મહાદુઃખની વાત તો એ છે કે આપણે રતિભોગ ભોગવવાનો વિચાર કરતાં પ્રજાનો વિચાર જ કરતા નથી. આપણે આપણા વિષયોના એટલા બધા ગુલામ બનેલા છીએ કે આપણે વિવેકને છોડયો છે. પ્રજાની ઉત્પત્તિ એ તો આપણા સ્વચ્છંદનું ફળ છે; એ કંઇ સંયમીએ અલ્પ સંસારવ્યવહાર ચલાવ્યો હોય તેનું ઇચ્છેલું કે યોગ્ય પવિત્ર ફળ નથી. ઘણી વેળા તો તે નહિ ઇચ્છેલું દુઃખદ ફળ હોય છે.

૨. મારી એટલી તો ખાત્રી છે જ કે જેઓ પ્રજાની સેવામાં ગુલતાન બની ગયા છે તેવા મસ્તને વિષયભોગની ઇચ્છા જ ન સંભવે. તે એટલો વખત પણ કયાંથી કહાડે? એવી આશાએ તો હું આ સ્વરાજ્યયજ્ઞમાં યથાશકિત બલિદાન કરી રહ્યો છું. પ્રજાના હાથમાં સત્તા આવે એ જ જો અંતિમ ઉદ્દેશ હોય, તો તે રમકડું મેળવવાના મિથ્યા પ્રયાસમાં પડું એવો બાળક હું નથી,

એવો મને દઢ વિશ્વાસ છે. હું તો માનું છું કે એટલી પણ સ્થૂલ સ્વતંત્રતા મેળવવા જેટલું આજનું ધ્યેય રાખી કામ કરનારા જોશે કે તેઓ જ્યાંસુધી સત્યવાદી, દયાવાન્, શૂરા, નિડર, સાદા, અને સ્વદેશી નહિ બને, ત્યાંસુધી સ્વરાજ્યપ્રાપ્તિ નથી. અને તે પ્રયાસ કરતાં કેટલાકને તો રત્નચિંતામણિ પણ હાથ લાગ્યા વિના રહે જ નહિ. આ પ્રયાસ પ્રજાની ઉર્ધ્વગતિ છે એમ જાણી હું તેમાં પડેલો છું અને શાંત છું. તેથી હું જરૂર ઇચ્છું છું કે સ્વયંસેવકો તેમ જ સેવિકાઓ સ્વરાજ્ય મળતાં સુધી બ્રહ્મચર્ય વ્રત લે, પણ પોતાના મનને કે હૃદયને છેતરીને ન લે; મારા કહેવાથી ન લે; સમજપૂર્વક અને દઢ થઇને લેશે તો જ નભશે અને ફળશે.

૩. [ બ્રહ્મચર્ય વ્રત લઇને તૈયાર થયેલા સેવકને ] વાતો કરવાનો પણ અવકાશ નથી. હું તો મારા દાખલામાંથી સમજું છું. એક ક્ષણ પણ વાતમાં જાય છે, દર્શન દેવામાં જાય છે અથવા આળસમાં જાય છે તો તે પાછી નથી મળતી. આપણને અત્યારે નથી હર્ષનો વખત રહ્યો, કે નથી શોકનો રહ્યો. જેઓએ કાર્ય કરવાનો રસ ચાખ્યો છે, તેઓને તો હું જરૂર કહેવા ઇચ્છું છું કે તેમણે એક ક્ષણ પણ નકામી ન જવા દેવી. ક્ષણ આપણી નથી; તે આપણે દેશને આપી ચૂકયા છીએ.

૪. [નકામો વખત ન જાય એટલું જ જોવું બસ નથી; પરંતુ વખતનો સારામાં સારો ઉપયોગ કયી દિશાએ કરી શકાય એજ જોવાનું છે. ભાષણોમાં સમયનો ભોગ આપવાની એક સમયે જરૂર હતી, પણ હવે] વાદયુગ વીતી ગયો છે એમ હું દરેક જગ્યાએ જોયા કરૂં છું. હજુ વ્યાખ્યાનો સાંભળવાનો મોહ છે, બોલનારાને બોલવાનો મોહ છે. છતાં લોકો સમજી ગયા છે કે હવે કાર્ય કરવાની આવશ્યકતા છે; બોલીને સ્વરાજ્ય નહિ મેળવી શકાય. કામ કરવાના શોખીનો આ કર્મયુગનો લાભ નહિ ઉઠાવે તો આવેલી તક ગુમાવી બેસશે. સરકાર આપણાં મોં બંધ કરવાનું શરૂ કરે તે

પહેલાં આપણે પોતેજ આપણા મોં બંધ કાં ન કરીએ? આપણે બોલીને શું કરવું છે? સરકારને વગોવવામાં રસ લેવા કરતાં જે રાજ્યનીતિ પાપમય થઈ ગઈ છે તેનો નાશ કરવાનાં સાધનો યોજવાના પ્રત્યક્ષ કામમાં ચોવિશે કલાક આપતા થઇ જઇએ એ જ સારામાં સારો રસ નથી?

૫. આ આપણી આખી લડતજ સ્વાશ્રય અને સ્વાવલંબનની છે. આપણી અભિવૃદ્ધિને માટે જોઇતું વાતાવરણ તેમ જ ખાતરપાણી પણ આપણે જ પેદા કરી લેવાં રહ્યાં છે. એ સાધનોમાં આપણી નમૂનેદાર ખાનદાનીથી આપણા કાર્યમાં હરકોઇ સ્ત્રી કે પુરુષની શુભેચ્છા અને સહાનુભૂતિ આપણે મેળવી લેવી એ પણ આવી જાય છે.

૬. એકસામટાં અનેક કાર્યોનો વિચાર કરવામાં અને તે પાર પાડવામાં આપણાં સાધનો ખાલી ન કરવા તરફ આપણે સાવચેત રહેવું જોઇએ. એકસામટાં અનેક ઓસડ અજમાવનારો રોગી મરે છે, અને એકીવારે અનેક ઉપચારોથી દર્દીને સારો કરવા માગનાર દાકતર પણ નામ ગુમાવે છે, અને ઉંટવૈદ્યમાં ખપે છે. જીવનમાં જેટલી એકનિષ્ઠા જરૂરી છે તેટલી જ કાર્ય પ્રત્યેની આપણી ભક્તિ પણ અવ્યભિચારિણી હોવી જોઇએ. શક્તિનો અપવ્યય માત્ર બૂરો છે. આટલો બધો જ કાળ આપણે સૌએ જેને જેમ ફાવ્યું તેમ તાણવામાં પ્રજાની શક્તિઓને બેસુમાર વેડફી છે. અમુક મુદતમાં પરદેશી કાપડને દેશમાંથી રજા દેવી એ સાવ સંભવિત વાત છે. મહાસભાને માટે એક સતત કાર્ય કરનારૂં તંત્ર ઉભું કરવું એ પણ શુદ્ધ દાનતના લોકોને માટે સહજ છે.

૭. હિંદુસ્થાનના જેટલી સંસ્કારી અને બુદ્ધિશાળી પ્રજાને ભારે કેળવણી આપવાની પણ જરૂર નથી. આજની પ્રજાને સમજાય—તેના અંતરમાં વસી જાય—એવો સર્વસામાન્ય હેતુ કે ક્ષેત્ર આપવું એ પણ આજે કઠણ નથી, પણ એ કયારે? આપણે વાતો કરવી છોડી દઇ કામ કરવામાં અને પ્રજાને કેળવવામાં ગૂંથાઇ જઇએ ત્યારે જ.

૮. અસહકારી કાર્યકર્તાઓએ સહકારીઓની જોડે પણ એખલાસ રાખવો ઘટે. તેઓ અંગ્રેજ કે હિંદી ગમે તે હોય તોપણ તેમણે તેમનું બૂરૂં ન જ બોલવું ઘટે. આપણી લડતની સચ્ચાઈમાં અને આપણી સહન કરવાની શક્તિમાં જ આપણે શ્રદ્ધા રાખવી ઘટે. ઓછામાં ઓછું હાલ તરતને માટે તો આપણે ઇશ્વરને સાક્ષી રાખીને દુનિયાને જાહેર કીધું છે કે અમે કોઈ પણ અંગ્રેજને કશી ઇજા પહોંચાડવાના નથી, પછી એણે ભલે અમારી સામે ચાહે તેટલું કર્યું હોય. એ પ્રતિજ્ઞા દુનિયા સમક્ષ મૂકીને એની આડે રહ્યાં રહ્યાં જો આજે આપણે કોઇ પણ અંગ્રેજ અગર હિંદી સહકારીનો વાળ વાંકો કરીશું, તો આપણે ઇશ્વરના ગુન્હેગાર બનીશું.

૯. આપણા વિરોધીઓની જોડે દલીલ કરવી એ જ આપણે માટે ધોરી રસ્તો છે, અને એ માર્ગે વધુમાં વધુ આપણે એટલી હદ સુધી જઇ શકીએ કે જેમ સરકારની જોડે આપણે આખરના ઇલાજ તરીકે અસહકાર અખત્યાર કર્યો છે, તેમ તેવાઓની જોડે પણ આપણે અસહકાર કરીએ. પણ એવા અસહકારમાં પણ આપણે તેમની જોડેના અંગત વહેવારમાં તેમને ન પજવીએ. કારણ આપણે સરકારના તંત્ર જોડે અસહકાર માંડયો છે, તે તંત્રમાં કામ કરનારા માણસો જોડે આપણે અંગત વેરભાવ છે જ નહિ. આપણે તો જે તંત્રને તેઓ ચલાવી રહ્યા છે તે તંત્રની સામે ઝૂઝી રહ્યા છીએ.

૧૦. મારફાડનાં તત્વો ઉપર વધુ જબરૂં જોરજબરાઇનું બળ દાખવીને નહિ, પણ નૈતિક અસર પાડીને કાબુ મેળવવામાં જ તાત્કાલિક સ્વરાજ્યનો માર્ગ રહેલો છે. કારણ એ તો આપણને દીવા જેવું સ્પષ્ટ દેખાવું જોઇએ કે પશુબળના માર્ગ અને સાધન સરંજામમાં સરસાઈ કરી બતાવીને આ સરકારને હંફાવવાની વાત તો આપણે માટે અસંભવિત વસ્તુ છે.

૧૧. આપણે તોફાનીઓનાં મન જીતી લઇએ. આપણે મીલકામદારોની ઓળખાણ કરીએ. તેમણે કાં તો સરકારની પાંખ

હેઠળ રહેવું રહ્યું અગર તો આપણું કહ્યું કરવું રહ્યું, એટલે કાં તો તોફાન રમખાણ કરવાં અગર તો યેનકેન પ્રકારેણ તેવી અશાન્તિની સામા થવું રહ્યું. એમાં વચલો માર્ગ છે જ નહિ. તેઓએ આપણા કાર્યમાં ડખલ ન જ દેવી જોઇએ. કાં તો તેમણે આપણા પ્રેમને વશ થવું રહ્યું અગર તો લાચાર બનીને સંગીનોના ભોગ થવું રહ્યું. તેમણે અહિંસાના વાવટા હેઠળ ખૂનામરકી કરવાના હેતુથી આશ્રય ન જ શોધવો જોઇએ. આપણો આ સંદેશ તેમના મનમાં ઠસાવવાને સારૂ આપણે દરેક મીલકામદારને એકએક કરીને મળવું જોઇએ અને તેમને આપણી લડતનું રહસ્ય સમજાવવું જોઇએ. તે જ પ્રમાણે બીજા મવાલી ગુંડવર્ગને પણ આપણે મળવું જોઇએ. તેમના ઉપર મમતા કરવી જોઇએ અને આ લડતની ધાર્મિકતા સમજવામાં તેમને મદદ કરવી જોઇએ. આપણે તેમને વિસારી ન મુકીએ, આપણે તેમને મોંએ પણ ન ચડાવીએ. આપણે માત્ર તેમના સેવક બનીએ.

૧૨. આપણે થીગડાં દીધેલી શાન્તિ નથી ઇચ્છતા. આપણે તો સરકારની મદદ વગર અને કોઇ વાર તેના પ્રત્યક્ષ વિરોધ છતાં નભી રહેનારી શાન્તિની ખોગાધરી જોઇએ છે. આપણે તો હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી સૌ વચ્ચે દિલની એકતા જોઇએ છે. છેલ્લી ત્રણ કોમો પહેલી બેનો અણવિશ્વાસ રાખે અને કદાચ રાખશે, પણ છેલ્લા બનાવોએ એવા અણવિશ્વાસને મજબૂત થવાનાં કારણો આપ્યાં છે. એ અણવિશ્વાસ હઠાવવાને સારૂ આપણા તરફથી ખસુસ પ્રયત્નો થવા જોઇએ. જો તેઓ પૂરા અસહકારી થવા ના પાડે અગર તો સ્વદેશી કે ધોળી ટોપી ન અખત્યાર કરે તો આપણે એમને કનડવા ન જોઇએ. તેઓ હર વખતે સરકારનો બચાવ લે, તોપણ આપણે ચીડાવું ન જોઇએ. આપણે નરી પ્રેમભરી સેવાને બળે જ તેમને અન્તે આપણા કરી લેવા જોઇએ. અત્યારની સ્થિતિમાં આપણી આ જરૂરિયાત છે.

૧૩. આ ન જોઇતું હોય તો બીજો રસ્તો એક જાદવાસ્થળીનો જ

છે. અને એ જાદવાસ્થળી પણ એવી સ્થિતિમાં કે જ્યાં એક ત્રીજી વિદેશી સત્તા ઘડીમાં એક બાજુનો અને ઘડીમાં બીજી બાજુનો પક્ષ કરીને પોતાની સત્તાનાં મૂળ વધુ વધુ મજબૂત કરવાને ટાંપી રહી છે. આવી જાદવાસ્થળીમાં દેશને હોમવાનું તો આ કાળમાં અસંભવિત જ હોવું જોઇએ.

૧૪. નાની કોમોની બાબતમાં જે સાચું છે તે જ સહકારીઓની બાબતમાં પણ તેટલું જ સાચું છે. આપણે તેમની જોડે પણ આકળા ન જ થઇએ. તેમને પણ બરદાસ કરીએ. જો આપણે સરકારની જોડે સહકાર કરવાને આપણને સ્વતંત્ર માનીએ છીએ, તો સરકારની જોડે સહકાર કરવાની તેમની સ્વતંત્રતાને પણ આપણે સ્વીકારવી જ જોઇએ. જો આપણે પોતે અલ્પ સંખ્યાવાળા હોત અને સહકારીઓ મોટી સંખ્યામાં હોવાથી આપણી સામે જોરજૂલમ શરૂ કરી દેત તો આપણને કેવું લાગત? અહિંસામય અસહકાર એ જ આપણા વિરોધીઓને જીતી લેવાનો એક માત્ર રામબાણ ઇલાજ દુનિયાને જાણીતો છે, અંગ્રેજો સમેત આપણા એકેએક વિરોધીને એ જ રસ્તે જીતી લઇને આપણા પક્ષના કરી મૂકવામાં આપણી લડતનું રહસ્ય રહેલું છે. અને એમાંના દુર્બળમાં દુર્બળથી માંડીને બળિયામાં બળિયા સુધીના પ્રત્યેક જણને વિષે દ્વેષભાવ ત્યાગીને જ આપણે તેમ કરી શકીએ. આ મહત્કાર્ય આપણાથી ત્યારે જ થઈ શકે જ્યારે આપણે આપણામાં રહેલા સત્યને ખાતર જેઓ તે સત્યને ભાળી શકતા નથી તેમને મારીએ નહિ, પણ તેને ખાતર જાતે મરવા તૈયાર થઇએ.

૧૫. હું સાથીઓને આટલું તો કહી શકું છું કે તેઓએ આળસ, વાતો, વિવાદ, તમાશા ભાષણ છોડી પોતાના કાર્યમાં મચ્યા રહેવું જોઇએ. આપણી પાસે પાંચ કામ છે.

૧૬. (૧) અસ્પૃશ્યતાનિષેધ, (૨) દારૂનિષેધ, (૩) મહાસભાના સભાસદ મેળવવા, (૪) તિલક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવો, (૫) રેંટિયા દાખલ કરવા.

૧૭. આમાંના એક પણ કામને સારૂ ભાષણની જરૂર નથી.

૧૮. અસ્પૃશ્યતા મટાડવા માટે આપણે ભંગી ઇત્યાદિની સેવા કરવી, તેમને ઘેર જવું, તેમની સ્થિતિ સુધારવી. કામદારોએ આ બાબતમાં જરાએ ગાફલ રહેવું ન ઘટે. જ્યાં જ્યાં ઉંચ નીચનો ભેદ જણાય, ત્યાં ત્યાં તેઓએ તેને ડાંભવો જોઇએ.

૧૯. દારૂનિષેધને સારૂ દારૂની દુકાનો પાસે ઉભા રહી જનારાને વિનયપૂર્વક ચેતવવા. છતાં જવા ઇચ્છે તો જવા દેવા. દરેક ન્યાતે મદ્યપાન વિરુધ ધારા પસાર કરવા અને તેનો ભંગ કરનારનો બહિષ્કાર કરવો.

૨૦. હું આશા રાખું છું કે અસહકારી કાર્યકર્તાઓ સામાજિક બહિષ્કારની જાળથી સાવધ રહેશે. પરસ્પર વ્યવહાર કરવો તે સામાજિક બહિષ્કારનો ઇલાજ નથી જ. જે માણસ અગત્યની બાબતોમાં સ્પષ્ટ અને દૃઢ લોકમતની અવગણના કરે છે, તેને સામાજિક અનુકૂળતાઓ તથા ખાસ હક્કો ભોગવવાનો અધિકાર નથી. લગ્નની મીજબાનીઓ જેવાં તેનાં સામાજિક કાર્યોમાં આપણે ભાગ ન લઇએ, પણ આપણે તેને સામાજિક મદદ આપવાની ના પાડી શકીએ નહિ; કારણ કે તે ફરજ રૂપ છે. મીજબાનીઓ વિગેરેમાં હાજરી આપવી એ એક ખાસ હક્ક છે, અને તેનો ઉપયોગ કરવો કે ન કરવો એ ખુશીની વાત છે. ખરૂં કરવામાં ભૂલ થતી હોય તો પણ તેમાં ડહાપણ છે.

૨૧. મેં બતાવેલા પરિચિત અર્થમાં પણ તે હથિયારનો ઉપયોગ ક્વચિત્ અને ચોક્કસ ઠેરવેલા પ્રસંગોએ જ કરવો જોઇએ, અને દરેક બાબતમાં તે હથિયાર વાપરનારે પોતાના જોખમે વાપરવાનું છે. તેનો ઉપયોગ કરવાનું કોઇ પણ પ્રકારે ફરજ રૂપ નથી. જો તેથી ચળવળને હરકત પહોંચવાનો કંઈ પણ ભય હોય તો તે વાપરવાનો કોઇનો પણ અધિકાર નથી.

૨૨. બહિષ્કાર એટલે ધોબી હજામ વિગેરે બંધ કરવા એ નહિ. બહિષ્કાર એટલે તેને ત્યાં પાણી ન પીવું, તેને ત્યાં વિવાહવહેવાર ન

રાખવો, તેને ત્યાં જમણવહેવાર ન રાખવો. બહિષ્કાર બે પ્રકારના છે, એક સભ્ય અને બીજો અસભ્ય. સભ્ય બહિષ્કારનું મૂળ પ્રેમ છે, અસભ્યનું મૂળ તિરસ્કાર છે. અસભ્ય બહિષ્કારનું બીજુ નામ તિરસ્કાર છે. અસભ્ય બહિષ્કાર શાંતિમય અસહકારમાં હરામ છે, ત્યાજ્ય છે. સભ્ય બહિષ્કારમાં સેવા ન લેવાનો, સંગ ન કરવાનો ભાવ છે. અસભ્ય બહિષ્કારમાં દંડ દેવાનો, દુઃખ દેવાનો ભાવ છે. દારૂ પીનારને આપણે દંડ નથી દેવો, પણ તેનો સંગ તજી આપણું દુઃખ પ્રદર્શિત કરવું છે. સંગ તજવો એટલે પાણી, ભોજન અને બેટીવ્યવહાર તજવો. પણ કોઇની સેવા બંધ કરવી એ નિર્દયતા છે. કૂવાતળાવ સહુને સારૂં છે. હજામ, ધોબી, વાહન વિગેરે સાર્વજનિક સેવા સારા નઠારા બધાને સારૂ છે. હજામ, ધોબી, પખાલી ઘર ન પૂછે ખૂનીને પણ પાણી પીવાનો હક્ક છે. આમ સારાસાર વચ્ચે વિવેક કરતાં શીખીશું તેમ સ્વરાજ્ય વહેલું આવશે. દારૂનિષેધમાં બહિષ્કારનો ઉપયોગ કરવાની આવશ્યક્તા જોઉં છું. તેથી બહિષ્કારનો આટલો વિચાર કર્યો. ઘણી જગ્યાએ અસભ્ય બહિષ્કારનાં ફળ કડવાં આવ્યાં છે. અસભ્યતા માત્રનો ત્યાગ કરવામાં આપણું જોર રહેલું છે. દારૂની ટેવ પડ્યા પછી તે એટલે સુધી માણસને ગુલામ બનાવે છે કે તે માણસ દયાને પાત્ર બને છે. તે દયાથી જ આપણે તેવાઓને સુધારી શકીશું.

૨૩. દારૂની દુકાનવાળાનો પણ તિરસ્કાર ન કરીએ. તેને લાંબા કાળનો ધંધો છોડવો એ સહેલી વાત નથી. તેને બીજો ધંધો સઝવો જોઇએ, આવડવો જોઇએ. હું સમજાવી શકું તો દારૂના પીઠાંવાળા બધાને પીંજનારા, કાંતનારા અને વણનારા બનાવું. તેમાંથી તેઓને પૂર્ણ આજીવિકા મળી રહે તેમાં લવલેશ શંકા નથી. દારૂનું પીઠું ચલાવવાના કામમાં બૈરાં છોકરાં કામ ન કરી શકે; કાંતવા વણવામાં બધા મદદ કરી શકે. એટલે કોઇને કોઇનું પેટ ભરવાપણું રહેતું જ નથી. સૌ પોતાનો ફાળો ઓછોવત્તો આપી શકે છે.

૨૪. મહાસભાના સભાસદો ભરાવવા, તિલક મહારાજના સ્મરણાર્થે દ્રવ્ય એકઠું કરવું અને ચરખા દાખલ કરવા એને સારૂ સભાની જરૂર નથી, પણ અનેક સ્વયંસેવકોએ ઘેર ઘેર ભટકવું જોઇએ. જ્યાં સુધી એ પ્રમાણે કામ નહિ થાય, ત્યાં સુધી યોજના પાર નહિ પડે.

૨૫. પણ જેમ આપણી પાસે પૈસા વધે, સભાસદ વધે, રેંટિયા વધે, તેમ આપણી જવાબદારી પણ વધે. પૈસા મળ્યે આપણે નસીબદાર ન ગણાઇએ, પૈસા વાપરતાં પણ આપણને આવડવું જોઇએ; પૈસાનો હિસાબ રાખતાં આવડવું જોઇએ. આપણને તે પૈસાનો ઉપયોગ પણ જોઇએ. પૈસા વ્યાજે મૂકવા નથી લીધા, પણ આજની જરૂરને સારૂ લીધા છે. આપણે તે પૈસામાંથી પ્રજાજીવનને આગળ વધારવાનું છે. આપણે પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનો છે. આપણે રાષ્ટ્રીય કેળવણી આપવાની છે. આપણે અંત્યજોની દયામણી સ્થિતિ સુધારવાની છે. આપણે દુષ્કાળની પીડા ભાંગવી છે. આપણે દારૂ પીનાર પાસેથી દારૂ છોડાવવો છે. એ બધાં કામોમાં આપણો બધો પૈસો જોઈ જાય. તેને સારૂ આપણી પાસે પ્રમાણિક કામદારો જોઇએ. આપણો હિસાબ ચોકખો હોવો જોઇએ. એક બાળકને પણ તે જોવાનો હકક હોવો જોઇએ.

૨૬. આપણને મળેલા પૈસાના શુદ્ધ વહીવટ ઉપર આપણે ભવિષ્યની મદદની આશા રાખી શકીએ. આમાં આપણી પાસે નિર્દોષ બહેનોના અમૂલ્ય દાગીના આવ્યા છે. કેટલીક બાળાઓએ પોતાને વહાલાં એવાં બધાં આભૂષણો આપી દીધાં છે. કેટલીકનાં નામ હું જાણું છું, પણ હું આપવા નથી ઇચ્છતો. તેમણે નામની દરકાર નથી રાખી. સ્ત્રીઓનું દ્રવ્ય તેમનાં નામ જાહેર કરીને આપવું મને ગમતું જ નથી. તેમાં હું એટલી બધી પવિત્રતાનું આરોપણ કરૂં છું કે તેમનાં નામ આપવાં એ મને પાપ જેવું લાગે છે. તેમણે તે દાગીના કેવળ ધર્માર્થે આપ્યા છે. એક વિધવા બહેને પોતાની પાસેના રહેલા મોતીમાણેકના બધા દાગીના

આપ્યા છે. તે લેતાં મારૂં હૃદય ભરાઈ આવ્યું. એ દાગીનાના આપણે અધિકારી છીએ? વિધવા પોતાના દાગીના આપવા ઇચ્છતી જ નથી; તેને તે સંઘરે છે. આ બહેનને મેં સાવધાન કર્યાં. મેં કહ્યું કે જો સંકોચ કે શરમથી તેમણે આપ્યાં હોય તો પાછાં લઇ લે. એ શાને લે? નિશ્ચય કરી જ રાખ્યો હતો. આમ મળેલાં નાણાંનો આપણે ગફલતથી, ઓછી આવડતથી કે અપ્રમાણિકતાથી દુરુપયોગ કરીએ તો? આપણને સ્વરાજ્ય તો ન જ મળે, પણ આપણે નરકના અધિકારી બનીએ. આ બહેનોનું પુણ્ય, તેમની શ્રદ્ધા આપણને નિભાવી લેશે, આપણી લાજ રાખશે, આપણા મનોરથો પૂરા પાડશે.

૨૭. આ તો તિલક સ્વરાજ્ય ફાળા વિષે. પણ સભાસદો અને રેંટિયાનું શું? આપણું કર્તવ્ય તો એ છે કે ૧૮ વર્ષના લગભગ દરેક સ્ત્રી પુરુષને સભાસદ નોંધવાં, તેમ જ દરેક ઘરમાં રેંટિયો દાખલ કરવો અને આબાલવૃદ્ધને તે ચલાવવા લલચાવવાં. ગુજરાત પ્રાંતની વસ્તી જો નેવું લાખ ગણીએ અને પાંચ જણ દીઠ એક ઘર ગણીએ તો ૧૮ લાખ ઘર થયાં. એટલે જ્યાં સુધી આપણે અઢાર લાખ રેંટિયા ચલાવતા ન થઇએ, ત્યાં સુધી આપણને સંતોષ જ ન થવો જોઇએ. રેંટિયા અને સભાસદ વધારવાની પ્રવૃત્તિને તો હદ હોય જ નહિ. જેમ એ બે વધ્યાં તેમ આપણું બળ વધ્યું, સ્વરાજ્ય વાવટાનું તેજ વધ્યું, તેના સઢમાં પવન વધારે ભરાયો અને સ્વરાજ્યના વહાણની ગતિ વધી. બન્ને પ્રવૃત્તિના સતત જારી રહેવા પર આપણો સ્વરાજ્ય મળવાનો આધાર રહે છે.

૨૮. સાથીઓને મારી નમ્ર વિનંતિ છે કે તેમણે મારી નકલ કરી ઉપવાસ કરવા નહિ. એવા ઉપવાસથી એમને લાભ થવા સંભવ નથી, કારણ મારા દાખલામાં ઉપવાસને સારૂ જે કારણ હોય છે તે તેમના દાખલામાં ન હોય. મારે સારૂં તો અંગત પ્રાયશ્ચિત્ત જરૂરી અને ફરજ્યાત હોય, જ્યારે સાથીઓને સારૂ જે કાર્યક્રમ મેં સૂચવ્યો છે તેટલો બસ છે. સમજે અને ખરા દિલથી અમલમાં

મૂકે તેને સારૂ એટલું પ્રાયશ્ચિત્ત કંઇ ઓછું નથી. એ તો ઉપવાસ કરતાં કેટલુંયે વધુ ફળદાયી નિવડે. સાચે જ કાયા, વાચા, મનથી અહિંસાનું પાલન અને અહિંસાવૃત્તિનો સાર્વત્રિક પ્રચાર થાય એના કરતાં વધુ કિંમતી અને વધુ ફળદાયી બીજું શું હોઇ શકે ? મારા બધા સાથીઓ મૂંગે મોંએ અને નકામા વાદવિવાદ છોડી ઉપરનો કાર્યક્રમ પાર પાડવામાં પરોવાઇ જાય એ વિચાર મને કેટલો શક્તિદાયક નિવડે એ સહેજે કલ્પી શકાય તેમ છે.

૨૯. દરેક અસહકારી પુરુષ અગર સ્ત્રી લોકોને મહાસભાનું ધ્યેય તેમ જ સ્વરાજ્યપ્રાપ્તિને સારૂ સત્ય અને અહિંસાનું મહત્ત્વ સમજાવી મહાસભાના સભ્યો નોંધે, દરેકને ચોક્કસ કલાક કાંતવાનું મહત્ત્વ સમજાવે, હિંદુસ્થાનની બરકત અને આર્થિક સ્વતંત્રતાની મૂર્તિ રૂપ રેંટિયો ઘેર ઘેર દાખલ કરે, અંત્યજોના વાસ તપાસી તેમની જરૂરિયાતો જાણે, રાષ્ટ્રીય શાળાઓમાં તેમનાં બાળકોને દાખલ કરાવે, ખાસ કરીને જૂદા જૂદા મતનાં સ્ત્રીપુરુષોને એકત્ર કરવાના હેતુથી ચોક્કસ સમાજસેવાનાં કામો ઉપાડે, દારૂની બદીને પરિણામે ગારદ થતાં કુટુંબોને ઉદ્ધારે, ગામેગામ ખરી અને ઉપયોગી ગ્રામ્યપચાયતો સ્થાપે તેમ જ રાષ્ટ્રીય શાળાઓને ઘટતા પાયા પર મૂકે. આ બધાં કામો અસહકારી કાર્યકર્તાઓને સારૂ ઉપવાસ કરતાં પણ વધુ ઉપયોગી અને ફળદાયી છે. તેથી મને ઉમેદ છે કે મારા પ્રત્યેની સહાનુભૂતિના ભ્રામક ખ્યાલથી અગર તો ઉપવાસની આધ્યાત્મિક કિંમતની અજ્ઞાનભરી કલ્પનાને પરિણામે કોઇ ઉપવાસ કરવામાં મારૂં અનુકરણ ન કરે.

૩૦. મિત્રોને મારી વિનંતિ છે કે જ્યાં હું તેમને ભૂલ કરતો દેખાઉં, ત્યાં તેઓ વગર ખંચાયે મને મારી ભુલ બતાવે. હું તેમને ખાત્રી આપું છું કે જો મારી ભૂલને વિષે સંદેહ નહિ રહે, તો હું તેનો પૂરેપૂરો એકરાર કરવામાં પાછો નહિ જ હઠું. માત્ર હું

તેમને એટલું જ કહી રાખીશ કે સામાન્ય રીતે ઉતાવળમાં કે ભરપૂર આધાર વગર હું કશું નહિ કરતો હોવાથી જો મારી ભૂલોને વિષે તે ઝટ કબૂલ કરી લેવા હું આનાકાની કરૂં તો તેમણે આશ્ચર્ય પામવું ન ઘટે.



# ૨૮. રાષ્ટ્રીયધ્વજ.



૧. એકેએક રાષ્ટ્રને પોતાનું રાષ્ટ્રીય નિશાન–રાષ્ટ્રીયધ્વજ–જોઇએ. દુનિયાના ઇતિહાસમાં પોતાના રાષ્ટ્રના ધ્વજને ફરકતો રાખવા, તેની ઇજ્જતને આંચ ન લાગવા દેવા, લાખો લોકોએ તોપતલવારો સામે પોતાના પ્રાણ ન્યોછાવર કર્યા છે. એ એક જાતની એવી મૂર્તિપૂજા છે કે જેને માનવસમાજમાંથી કહાડી નાખવી પાપ ગણાય.

૨. કારણ ધ્વજા એ ભાવનાની પ્રતીક છે. 'યુનિયન જૅક' ફરકતાંની સાથે જ અંગ્રેજના હૃદયમાં જે જે કંઇ ભાવનાઓ સ્ફુરી ઉઠે છે તેનું માપ કહાડવું કઠણ છે. 'ભગવા ઝુંડા' પર દૃષ્ટિ જતાંની વાર મરાઠાઓનો આખો મહારાષ્ટ્રધર્મ, માવળાઓના આત્મયજ્ઞ અને શિવાજીનું સ્વાર્પણ કોઇ પણ મરાઠાની નજર સન્મુખ ઉભું રહે છે. ચાંદ અને તારો ઇસ્લામના કોઇ પણ અનુયાયીમાં રહેલાં ભારેમાં ભારે શૌર્યપરાક્રમ બહાર આણવાને બસ છે.

૩. આ વસ્તુ સમજી લઇએ તો આપણે માટે પણ એક રાષ્ટ્રીય પતાકાની જરૂર સહેલાઇથી સમજી શકાય છે. હિંદીઓનો–હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી અને બીજા જેઓએ હિંદને પોતાનું વતન કરી માન્યું છે તે બધાને માટે–સામાન્ય એવો એક રાષ્ટ્રીયધ્વજ અવશ્ય જોઇએ, જેને ફરકાવવા અને ફરકતો રાખવા આપણે જીવીએ અને જેને પડવા ન દેવા આપણે આપણા પ્રાણ ન્યોછાવર કરીએ.

૪. વધુ વિચાર કરતાં મને લાગ્યું કે આપણા રાષ્ટ્રીયધ્વજની ભોંય ઉપર બીજા ધર્મોને પણ સ્થાન મળવું જોઇએ. અલબત્ત

હિંદુ–મુસલમાન એકતામાં કંઇ માત્ર એ બે જ જાતિઓના સમાવેશની ભાવના નથી. એ વ્યાપક શબ્દપ્રયોગ છે અને તેમાં હિંદમાં સ્થાયી થયેલા બધા જ ધર્મોની એકતાની ભાવના આવી જાય છે. જો હિંદુ–મુસલમાન એક બીજા જોડે પ્રેમભાવથી વર્તી શકે, તો તેઓ બન્ને મળીને હિંદમાંના બીજા ધર્મો જોડે પણ પ્રેમભાવથી વર્તવાને બંધાયેલા છે. એ એકતા હિંદમાંના અગર તો દુનિયાના અન્ય ધર્મોને દહેશત રૂપ નથી જ. તેથી મારી સૂચના એવી છે કે આપણા રાષ્ટ્રીયધ્વજની ભોંય ધોળી, લીલી તેમ જ લાલ રહે. ધોળો રંગ બીજા ધર્મોને સૂચવશે. સૌથી ઓછી સંખ્યાવાળાનો રંગ સૌથી પહેલો, મુસલમાની રંગ બીજો અને હિંદુઓનો રંગ છેલ્લો રહે. આનો અર્થ એ રહે કે જે સૌથી વધારે બળવાન્ છે, તેણે સૌથી ઓછા બળવાળાની ઢાલ બનીને રહેવું. આ ઉપરાંત ધોળો રંગ પવિત્રતા અને શાંતિ પણ સૂચવે છે. આપણા રાષ્ટ્રીયધ્વજમાં એ બે વસ્તુઓ ન હોય તો તેનો કંઇ અર્થ જ નથી. વળી આપણામાંના નાનામાં નાનાની મોટામાં મોટાની જોડે સમાનતા સૂચવવાને સારૂ એ ત્રણે રંગ આપણા રાષ્ટ્રીયધ્વજમાં સરખી જગ્યા રોકે.

૫. મને આશા છે કે જેને જેને મારી વાત ગળે ઉતરે, તેઓ મેં ઉપર સૂચવેલા નમૂનાનો એક એક રાષ્ટ્રીયધ્વજ ઘરમાં વસાવશે.

૬. આ ધ્વજ ખાદીનો જ હોય એ કહેવાની મને લાગે છે કે કશી જ જરૂર નથી રહેતી, કારણકે ખાદી જેવા જાડા અને સાદા કાપડને સર્વમાન્ય કરી મૂકીને જ આપણે હિન્દુસ્થાનને કાપડને વિષે પરદેશોની બજારોના પંજામાંથી ઉગારી લઈ શકીશું. હું તો હિન્દુસ્થાનના જૂદા જૂદા ધાર્મિક પંથો તેમ જ સંપ્રદાયોને પણ વિનવું છું કે જો તેઓ આ બાબતમાં મારી જોડે સહમત હોય તો તેમણે પોતપોતાના સાંપ્રદાયિક ધ્વજમાં–દાખલા તરીકે ખિલાફતના ઝુંડામાં–ડાબી બાજુના ઉપલા ખૂણા પર આ

રાષ્ટ્રીયધ્વજને નાના આકારમાં અવસ્ય સ્થાન આપવું. બીજા બધા એક સરખા કદના રાષ્ટ્રિયધ્વજમાં સામાન્ય કદના આખા રેંટિયાની આકૃતિ સમાવી જોઇએ.

૭. કેટલાક કહે છે કે રેંટિયા ઉપર બધાની શ્રદ્ધા નથી, ઘણાને તેની શક્તિ વિષે શંકા છે, તો પછી હિંદી વાવટા પર કંઇક બીજું ચિન્હ ન મૂકી શકાય? તેમણે ઓંકાર સૂચવ્યો છે. હકીકત એમ છે કે દરેક નિશાનીનો કોઇને કોઈ તો વિરોધ કરશે જ, પણ કરોડો હિંદુ-મુસલમાન કબૂલ કરે એવી શક્તિ રેંટિયો જ છે. ઓંકારમાં ભલે અર્ધચંદ્ર હોય, છતાં બધા મુસલમાન તે કબૂલ ન જ કરે. પ્રજાના વાવટામાં ધર્મની સંજ્ઞા ન મૂકવી જોઇએ એવી મારી ખાત્રી છે.



# ૨૯. મહાસભાનું સ્થાન.



૧. મહાસભાના બંધારણનો અર્થ આપણે પૂરો સમજી લેવાની આવશ્યકતા છે. તે બંધારણ સ્વરાજ્ય વેળાસર મેળવવાના હેતુથી રચાયેલું છે. તે બંધારણ પ્રમાણે જો આપણે દરેક ગામમાં મહાસભા સમિતિ બનાવી શકીએ અને આપણી વહીમાં દરેક ૨૧ વર્ષના સ્ત્રી-પુરુષનું નામ આપણે દાખલ કરી શકીએ તો તેનો અર્થ એ થયો કે જેમ સરકારની તેમ મહાસભાની આણ દરેક ગામમાં વર્તે છે. સરકારની આણ બળાત્કારે વર્તે છે, ત્યાં જ જ્યારે બીજી આણ લોકોની ઇચ્છાએ વર્તવી શરૂ થાય, ત્યાં સરકારની આણ લોકપ્રતિકૂળ હોય તો એક ક્ષણભર પણ ન ટકી શકે. એટલે જો આપણે મહાસભાના બંધારણને સંપૂર્ણતાએ વ્યાપક કરી શકીએ તો તે જ દિવસે સ્વરાજ્ય સ્થપાયું સમજવું. આમાં આપણી યોજનાશક્તિની પરીક્ષા આવી જાય છે. જો આપણે એટલી શક્તિ પણ ન ધરાવતા હોઇએ, તો આપણને સ્વરાજ્ય મેળવવાનો શો હક્ક છે?

૨. કોંગ્રેસ મહાસભા છે. તેનો હું પૂજારી છું. બચપણથી મેં તેને આદર આપ્યું છે, તેથી જ દરેક વેળા મેં ત્યાં હાજરી આપવા મહેનત કરી છે.

૩. મહાસભાનું સ્થાન આપણે તપાસીએ. મારી અલ્પ મતિ પ્રમાણે મહાસભા પ્રતિવર્ષ પ્રજાની વૃત્તિની, પ્રજાના વિચારોની નોંધ લે છે. મહાસભા પ્રજાને સામાન્ય રીતે નવો માર્ગ નથી બતાવતી. એ બતાંવવાનું કામ મહાસભાનું નથી. મહાસભાની પ્રતિષ્ઠા જ તેના પ્રજામતનું વાજીંત્ર હોવામાં રહેલી છે. એટલે મહાસભા મળે નહિ, ત્યાંસુધી આપણે કંઇ નવી પ્રવૃત્તિ ચલાવતા પહેલાં બેસી

રહેવું એ આપણું કાર્ય નથી. જો એમ કહીએ તો મહાસભા પ્રગતિ કરી જ ન શકે. બધા મહાસભાના મત ઉપર તેમની પ્રવૃત્તિ મુલતવી રાખે તો હંમેશાંને સારૂ મુલતવી રહે. બધા પોતાનો મત ન ધરાવે તો મહાસભા કંઈ પ્રજાથી એક ભિન્ન વસ્તુ નથી કે તેની પાસેથી કંઇ વરદાન મેળવી શકે. અમુક વસ્તુ વિષે જ્યાંસુધી બહુમત ન થાય, ત્યાંસુધી મહાસભા પોતાનો અભિપ્રાય ન આપે. આનો અર્થ માત્ર એટલો જ થયો કે અલ્પમતવાળાઓએ એટલી મુશ્કેલીમાં પોતાનું કાર્ય કરવું રહ્યું. તેની પ્રવૃત્તિને મહાસભા રોકતી નથી, રોકવા ઇચ્છતી નથી, રોકવાનો અધિકાર ધરાવતી નથી. એટલે જેને અમુક સુધારો ગમ્યો છે, જેને પોતાની શક્તિને વિષે શ્રદ્ધા છે અને જે મહાસભાપક્ષના છે, તેની મહાસભા પ્રત્યે એવી ફરજ છે કે તેણે પોતાનો સુધારો પ્રજા આગળ મૂકવો અને તેનો અમલ કરવો કે જેથી મહાસભાને મત બાંધવાની સામગ્રી મળે. બધા સુધારા એમ જ થયા છે. રૉલેટ ઍક્ટની સામે થતાં પહેલાં મહાસભાના અભિપ્રાયની કોઇએ રાહ ન જોઇ.

૪. મહાસભા એ પ્રજાઅવાજનું વાજીંત્ર છે. જ્યારે અમુક વસ્તુને પ્રજા ઝીલી લે ત્યારે તે સારી હોય કે ખરાબ પણ મહાસભા તો તે પાસ કરે જ. હવે અમુક સુધારક કંઇ સુધારો દાખલ કરવા ઇચ્છે છે કે જે લોકોને પ્રિય ન હોય તો તે મહાસભાની પાસે પાસ ન કરાવી શકાય એમાં નવાઈ નથી. મારા તો ઘણા યે વિચારો છે જે હું મહાસભા પાસે પાસ ન કરાવી શકું, કેમકે તે પ્રજાની પાસે પણ હું અંકાવી શકયો નથી. હું માનું છું કે પુરુષ ઘરભંગ થાય, ત્યારે તેણે ફરી પરણવું ન જોઇએ; હું માનું છું કે આપણે કેવળ નિરામિષ ભોજન કરવું જોઇએ; હું માનું છું કે ગોશીતળા કહડાવવામાં દોષ છે; હું માનું છું કે આપણા શૌચાદિના રિવાજોમાં કેટલાક એવા ખરાબ રિવાજો છે કે તેથી રોગો પેદા થાય છે, પણ આ બધી

બાબતોમાં હું પ્રજામતને હજુ મારા પક્ષમાં કેળવી નથી શક્યો; તેથી તેવો ઠરાવ મહાસભામાં પણ પસાર ન કરાવી શકું. તેમ છતાં પ્રસંગોપાત મારા તે વિચારો પણ લોકો આગળ મૂકતાં હું અચકાતો નથી.

૫. મહાસભા પ્રજામત બતાવનારૂં વાહન છે. મહાસભા પ્રજામત કેળવવાનું સાધન ઓછે જ અંશે છે. જેઓને પોતાનો માર્ગ સૂઝ્યો છે તેઓએ મહાસભા સારૂ જરા પણ રોકાઇ રહેવાની જરૂર નથી એટલું જ નહિ, પણ પોતાના નિશ્ચયને અમલમાં મૂકી મહાસભાને પ્રજામતની દિશા અને તેનો વેગ બતાવવાનો છે. તેથી મહાસભાના ઠરાવને મેં વેદવાક્ય માન્યા નથી. જ્યાં તેના ઠરાવ મારા અંગત ધર્મના વિરોધી લાગ્યા છે, ત્યાં તેની સામે વર્તન કરવાની છૂટ મેં રાખી છે; અને એવી છૂટ સર્વને હોવી જોઇએ એમ મેં માન્યું છે. એમ કરતાં છતાં માણસ મહાસભાનો પૂજારી હોઈ શકે. સંખ્યા મહત્ત્વની વસ્તુ નથી. ગુણ સંખ્યામાં નથી, પણ માણસાઇમાં છે, બહાદુરીમાં છે, હિમ્મતમાં છે. પચાસ હજાર ખોટા સિક્કા હશે, તો તેની કાંઇ કિંમત નથી. પણ એક ખરા સિક્કાની કિંમત ગમે તેટલા ખોટા સિક્કાથી વધારે છે.

૬. બહુમતીનો નિયમ અમુક હદ સુધી જ લાગુ પડે છે. નાની બાબતોમાં જ બહુમતીને અધીન થવાય. બહુમતીના ગમે તેવા ઠરાવને વશ થવું એ તો ગુલામી જ કહેવાય. જેમકે જેને ધારાસભા થોડે ઘણે અંશે પણ કલ્યાણકારક સંસ્થા લાગતી હોય તેણે મહાસભાના ઠરાવને માન આપવા ખાતર જ તેમાંથી નિકળી જવું અથવા તેને માટે ઉમેદવારી ન કરવી એ હું તો ખોટું ગણું. તે જ પ્રમાણે માત્ર મહાસભા કહે છે તેથી જ પોતાની વકીલાત બંધ કરવી એ વકીલને માટે ખોટું છે. લોકશાસન એટલે જેમાં લોકો ગાડરની માફક વર્તે એવું રાજ્ય નહિ. લોકશાસનમાં વ્યક્તિગત વિચારની અને કાર્યની સ્વતંત્રતાનું સાવધાનીપૂર્વક રક્ષણ થવું જોઇએ, તેથી હું માનું

છું કે મહાસભાને નામે કંઇ ન કરે, ત્યાંસુધી લઘુમતીને પોતાના મત પ્રમાણે વર્તવાનો પૂરો હક્ક છે. વકીલાત કરતો વકીલ મહાસભાનો સભ્ય બની શકે, તે અસહકારી ન ગણાય. તે મહાસભા સમિતિનો સભ્ય ન થઇ શકે અને તેણે થવું પણ ન જોઇએ. તે જ રીતે જેણે શુદ્ધ ખાદી ધારણ ન કરી હોય, જેની પાસે ખિતાબ હોય અથવા જે ધારાસભાનો સભ્ય હોય તે મહાસભાના દફતરમાં નામ નોંધાવી શકે, પણ તે અસહકારી ન ગણાય.

૭. મહાસભાનો સભાસદ, પોતાને માન્ય ન હોય તેવા તેના ઠરાવોથી બંધાઇ જતો નથી એટલું જ નહિ, પણ તેનાથી આગળ વધવાનો પણ તેને હક્ક છે એમ હું માનું છું. પણ આમાં માત્ર શરત એટલી કે તેનું કાર્ય મહાસભાના સિદ્ધાંતનું વિરોધી ન હોવું જોઈએ અને તે મહાસભાને નામે થતું ન હોવું જોઇએ. ધારો કે મહાસભાની શરતો અમુક પ્રાંતને અનુકૂળ ન હોય, તે પ્રાંતે પોતાનો મત પણ તેની વિરુદ્ધ આપ્યો હોય, વળી તે પ્રાંતને એમ લાગતું હોય કે પોતે પોતાનું કામ ચલાવી શકે તેમ છે; તો આવા પ્રાંતને આગળ જવાનો અને તેમાં સફળતા મેળવી પોતાનું વિરોધી પગલું વ્યાજબી હતું એમ બતાવી આપવાનો પૂરો હક્ક છે. મહાસભાના ઠરાવો આખા દેશને સારૂ દફભાજકના જેવા હોઇ શકે. અમુક પ્રાંતની જરૂરિયાતો માટે તેમાં બહુ ઉણપ રહેતી હોય એ સમજી શકાય એવું છે. આવા પ્રાંતને જો પૂરતી શ્રદ્ધા હોય અને તેનું કાર્ય મહાસભાના હિતને હાનિકર ન હોય તો પોતાની જવાબદારીએ, પોતાની ઢબ મુજબ તે બેશક આગળ ધપી શકે છે. આવા સાહસને મહાસભા વખોડે એવા પ્રસંગને સારૂ તે પ્રાંતે તૈયાર રહેવું જોઈએ. મારા મત પ્રમાણે લોકશાસનનું રહસ્ય આમાં જ છે. જે મેં ઉપર બતાવ્યું છે, તે કૌટુંબિક સવિનય ભંગનું ઉદાહરણ છે. એવા વર્તનથી જ આપણે અન્ધભક્તિથી બચી શકીએ.

૮. [ અમુક અમુક મુદત પછી પ્રજાના મોટા ભાગનો એકત્ર અવાજ શું છે તે જાણવાનું સાધન મહાસભા છે. એટલે ગમે તે ભોગે

અમુક મુદત પછી ભરવી તો જોઇએ જ.] આપણો એકેએક આગેવાન અને એકેએક મુખી પકડાય તો પણ જ્યાંસુધી સરકાર બળનો ઉપયોગ કરીને વિખેરી નાખે નહિ, ત્યાંસુધી ગમે તેમ થઇ જાય તોપણ આપણે મહાસભા ભર્યે જ છૂટકો. *



* મહા સભાની બેઠકો માટે જૂઓ પરિશિષ્ટ ચ

# ૩૦. મહાસભાનું ધ્યેય.

૧. મહાસભાનું ધ્યેય હિંદી પ્રજાએ શાંતિનાં અને સચ્ચાઇનાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું એ છે અને એ સ્વરાજ્ય લેવાને વાસ્તે ઉપાય એક જ છે, તે એ કે આપણાં સાધનો ન્યાય્ય, નિર્મળ અને શાન્તિમય હોય. અને સ્વરાજ્ય બને તેટલું વહેલું આજે મળતું હોય તો આજે જ લેવું જોઇએ એવું મહાસભા માને છે.

૨. સ્વરાજ્ય મેળવવાને માટે શું કરવું જોઇએ તે પણ આ ધ્યેય બતાવે છે. ધ્યેયમાં જણાવ્યું છે કે સ્વરાજ્ય આપણે તલવારથી નથી મેળવવું. સ્વતંત્રતાને આપણે જૂઠથી કે સાચને છોડીને નથી લેવી, પણ જેવો આપણો હેતુ નિર્મળ છે તેવાં આપણાં સાધન પણ નિર્મળ હોવાં જોઇએ. અર્થ એ છે કે આપણે સ્વરાજ્ય લેવાનો દૃઢ નિશ્ચય કરવો અને તે મેળવવામાં ન્યાય, સચ્ચાઈ અને શાંતિનો રસ્તો લેવો.

૩. હું જણાવીશ કે આજ સુધીનો મહાસભાનો હેતુ એવો હતો કે જેવું બ્રિટિશ સામ્રાજ્યમાં સંસ્થાનો જવાબદારી રાજ્યતંત્ર ભોગવી રહ્યાં છે જેને Responsible Colonial Government કહે છે તેવું રાજ્યતંત્ર એ સામ્રાજ્યમાં રહીને જ આપણે લેવા ચાહીએ છીએ, અને એ મેળવવું તે કાયદા પ્રમાણે. કાયદો એટલે બ્રિટિશ સલ્તનતનો કાયદો. બ્રિટિશ સરકાર ખિલાફતના પ્રશ્નનો સંતોષકારક નિવેડો ન આણે, કે પંજાબના અત્યાચારોમાં ન્યાય તો બાજુએ રહ્યો પણ પોતાની ભૂલ સુદ્ધાં કબૂલ કરે નહિ તોપણ તેવી સરકારના કાયદાને માન આપીને, જો આપણે મહાસભામાં

રહેવું હોય, તો આપણાથી એ સલ્તનતને મિટાવી ન શકાય. એવો આજસુધીના બંધારણનો અર્થ હતો. આટલો ઘોર અન્યાય સલ્તનત કરે અને તેને દુરસ્ત ન કરે તો યે તેની બરદાસ્ત કરી લેવાનું હિંદુથી કે મુસલમાનથી હવે બની શકે તેમ નથી, તેથી આપણે આ સભામાં એકરાર કરીએ છીએ કે આપણે સ્વરાજ્ય જોઇએ છે. સ્વરાજ્ય લઇને જ આપણે પંજાબ અને ખિલાફતના અત્યાચારોમાં ઇન્સાફ મેળવી શકીશું.

૪. પણ સ્વરાજ્ય લેવામાં હું પશ્ચિમનાં સાધનો લેવા નથી માગતો. હું જાણું છું કે હિંદુઓ કે મુસલમાનો આજે એમ નથી કહેતા કે અમે અમારી સ્વાધીનતાને માટે કોઇ દિવસ તલવાર નહિ ચલાવીએ. પણ આટલું તો સહુ સમજે છે કે તલવારથી આજે આપણે જોઇએ છે તે નથી મેળવી શકવાના; અને તેથી તો આપણે તર્કેમવાલત અથવા અસહકાર ચલાવી રહ્યા છીએ. તલવાર વડે આપણે આપણને પોતાને, આપણા ધર્મને કે સલ્તનતને કે કોઇને યે બચાવી શકનાર નથી.

૫. હું જાણું છું કે આપણા ડાહ્યા પુરુષોમાં બે પક્ષો છે. તેમાં એક પક્ષમાં મારા વડીલ બંધુ માનનીય પંડિત માલવીઆજી છે. તેમની મતલબ હું તમને ટૂંકામાં કહી જઇશ. તમે જાણો છો કે પંડિતજીના જેવી દેશની સેવા કરનાર ઘણા નથી હોતા. તેમના જેવી સેવા કરનારનું કહેવું માન્ય ન હોય તોપણ શાંતિથી અને અદબથી સાંભળી લેવું જોઇએ. તેઓ કહે છે કે બ્રિટિશ સલ્તનતને મિટાવવાની વાત કરવી એ આપણી તાકાતની બહાર છે. જે હિંદ બેહથિયાર છે, કમતાકાત છે તે આવી જબરી સલ્તનતને કેવી રીતે મિટાવી શકવાની? તેઓ કહે છે કે પોતાની તાકાત બહારનું સમજાવીને લોકોને ભમાવવા ન જોઇએ. જે એવા લોકોને ભમાવીને તેમની તાકાતની હદ બહાર લઈ જાય તે મૂર્ખ છે. તેમના કહેવા પ્રમાણે જ, જો આ પ્રજાની તાકાત બહાર હોય તો તેમની સલાહ હું કબૂલ કરી લઉં. પણ આ બાબતમાં હું તેમના મતથી

વિરુદ્ધ મત ધરાવું છું. હું માનું છું કે પ્રત્યેક સ્ત્રી અને પુરુષની અંદર સ્વરાજ્ય લેવાની શક્તિ રહેલી છે.

૬. જ્યાંસુધી શરીરમાં આત્મા છે એટલો વિશ્વાસ આપણા દિલમાં રહ્યો છે ત્યાંસુધી આપણે સ્વરાજ્યને લાયક છીએ એમ મારૂં માનવું છે—તેત્રિશ કોટિ હિંદુ—મુસલમાનો બન્ને ધર્મચુસ્ત છે, ખુદાનું નામ લેનારા છે, ઇશ્વરને નામે મરવું ચાહનારા છે. એક ગાયની કતલ ઉપર એક હજાર હિંદુઓ ખૂન લેવાને અને પોતાનું ખૂન રેડવાને તૈયાર છે, એક મુસલમાનના અપમાન ખાતર અનેક મુસલમાનો પોતાના ખૂન આપવાને અને ખૂન લેવાને તૈયાર છે. જ્યાંસુધી આવા હિંદુઓ અને આવા મુસલમાનો હિંદુસ્થાનમાં હયાત છે ત્યાંસુધી હું કદિ નહિ કહું કે હિંદુસ્થાનને માટે સ્વરાજ્ય લેવું અશકય છે, ત્યાંસુધી સ્વરાજ્યના આપણા આ આદર્શને હું દૂર ન રાખવા દઉં.

૭. આ સલ્તનતે એટલા બધા અત્યાચારો કર્યા છે કે તેના ઝુંડા નીચે રહેવું એ ઇશ્વરની બેવફાઈ કરવા બરોબર છે. માટે મારી તમને સહુને નમ્ર પ્રાર્થના છે કે તમે આ ધ્યેય પસંદ કરજો.

૮. આપણામાંથી જેમને એમ લાગતું હશે કે આપણે અશક્ત છીએ, શક્તિથી સ્વરાજ્ય લઇ શકાય એમ નથી તેમને પણ આ ધ્યેય કબૂલ હોવું જોઇએ, કારણકે આપણે શાંતિથી, સચ્ચાઇને ન છોડીને જ સ્વરાજ્ય મેળવવું છે. આથી આપણે આદર્શને મોટામાં મોટો રાખી શકીએ છીએ.

૯. જેમના દિલમાં એવો સંશય હશે કે આ સલ્તનત કેમ નહિ સમજી જાય? આવી સલ્તનત પણ છેવટે સમજી જશે અને ન્યાય આપશે. કાઉન્સીલોમાં જઇને તેમને સમજાવી શકીશું. એવા મતના લોકોને માટે પણ આ ધ્યેયમાં સ્થાન રાખેલું છે.

૧૦. આપણે સલ્તનતને દંડ દેવા નથી માગતા. અંગ્રેજી સલ્તનતને મિટાવીને જ સ્વરાજ્ય મેળવવું એમ આમાં નથી.

એ જ સલ્તનત જો આપણને ન્યાય દેવા તૈયાર હોય, અધિકાર દેવા તૈયાર હોય તો આપણે તેની અંદર રહેવાને તૈયાર છીએ. આને હું ન્યાય પંથ કહું છું. એ પંથે જતાં આપણને બાધા કે વિઘ્ન નથી.

૧૧. માટે હું તમને કહું છું કે જો તમને આ ધ્યેય કબૂલ હોય, આપણે સ્વરાજ્ય લેવું છે અને તે તેમાં કહ્યું છે તેવા ઢંગથી લેવું છે એ તમને કબૂલ હોય તો તમે દિલમાં દૃઢ પ્રતિજ્ઞા કરો. કેવળ વિચાર કરી દીધો એટલે કામ ખતમ નથી થતું. તમે પ્રતિજ્ઞા કરશો તો સ્વરાજ્ય જરૂર મેળવશો, પંજાબના જૂલમોને અને ખિલાફતના અન્યાયને દુરસ્ત કરી શકશો.

૧૨. તમને એમ કહેનારા પણ મળી આવશે કે આપણા ઉદ્દેશને હાંસલ કરવાને ફાવે તેવાં સાધનો વાપરી શકીએ. આનો જવાબ પ્રસંગ આવશે તે વખતે હું આપીશ. અત્યારે તો હું એટલું જ કહીશ કે મહાસભાનો આપણે આદર્શ ઠરાવીએ તો તે આજનો સમો જોઇને જ ઠરાવવો જોઇએ. મારે પોતાને માટે તો એ જ ધર્મ છે કે હિંસા કરીને મારે સ્વરાજ્ય મળતું હોય તો તે નથી જોઇતું, મોક્ષ મળતો હોય તો તે પણ નથી જોઇતો, ઇશ્વરની ભક્તિ પણ હિંસા કરીને થતી હોય તો મારે તેવી ભક્તિ નથી જોઇતી. તમારે માટે આજે આ ઠરાવમાં બતાવ્યાં છે તેવાં શાંતિનાં અને સચ્ચાઇનાં સાધનો જ યોગ્ય છે. તેવાં સાધનોથી જ તમારા પર થયેલા અન્યાયોને તમે દુરસ્ત કરી શકશો.

૧૩. મારૂં વિવેચન પૂરૂં કરતાં પહેલાં હું તમારી સમક્ષ એક આદર્શ પાઠ વર્ણવા ઇચ્છું છું. બૅંગાલ કૅંપમાં થોડો ઝઘડો થયો હતો. તે સાંભળીને મને દુઃખ થયું. સ્વતંત્રતા કઇ રીતે મેળવાય તે બતાવું એમ જાણીને હું ત્યાં ગયો. અદબની સાથે મારે કહેવું હતું તે એ ભાઇઓને કહ્યું. મેં તેમને કહ્યું કે તમારામાંથી કયો પક્ષ ન્યાયી છે અને કયા પક્ષની ભૂલ છે એ હું નહિ કહી શકું, પણ જો તમે તમારા અણબનાવને દુરસ્ત કરાવી લેવા ઇચ્છતા હો, હિંદુસ્થાનને

માટે સ્વરાજ્ય લેવા માગતા હો, દિલ સાફ અને નિર્મળ કરવા માગતા હો તો તમે બધી વાત ભૂલી જાઓ. તમારી બધી તકરાર તમે અહિં દફનાવીને ઉઠો અને એ બન્ને પક્ષો સમજી ગયા. સ્વરાજ્ય જોઈતું હોય તો પોતાના ભાઈએ ઈજા કરી હોય કે માથું ફોડયું હોય તો યે આપણે સરકાર પાસે નથી જવું, અધ્યક્ષ પાસે પણ શું કામ જવું પડે ?

૧૪. મને કોઈ લાકડી મારે તો હું તેને સામો નમન કરૂં. તેને જીતવાનો એ જ અવસર છે. તેમ ન વર્તીએ તો આપણાથી કંઈ નહિ બને. જો તમે દઢ હો, બહાદુર હો, જો સ્વરાજ્ય મેળવવાનો તમારો નિશ્ચય જ હોય, અને જો તમારે ખરેખર મહાસભાના ધ્યેયમાં ફેરફાર કરવો હોય, તો તમારે તમારો ગુસ્સો સમાવી દેવો પડશે. ગેરઇન્સાફની કંઈ પણ લાગણી તમારા હૃદયને કોતરી ખાતી હોય તો તેને તમારે દબાવી દેવી પડશે અને આ બધું ભૂલી જવું પડશે. બંગાળી ભાઈઓ અને અન્ય સર્વ પાસેથી હું એ જ માગી લઉં છું કે તમારા દેશને સુદઢ બનાવવા સિવાયની બીજી કોઈ બાબત પાછળ પ્રયત્ન ન કરતા; તમારા પોતપોતાના હક્ક આગળ વધારવા વિનાની કોઈ વાતની ચિંતા ન કરતા; તમારા દેશના સ્વમાનની રક્ષા સિવાયની કોઈ બાબત પર ધ્યાન ન આપતા.

૧૫. જેમનાં મન દુખાયાં અને જેમને પોતાનાં માથાં ફૂટી ગયેલાં લાગ્યાં તેવાઓના દષ્ટાન્તનું અનુકરણ કરવાની હું તમારામાંના દરેકને સલાહ આપું છું. મહાસભાની ખાસ બેઠકમાં આપણે જે મહાન યુદ્ધમાં ઉતર્યા છીએ તે વિગ્રહ પૂરો થઇ રહે તે પહેલાં આપણને કદાચ લોહીનો સમુદ્ર તરવો પડશે. આ વાતનું મને ભાન છે, પણ આપણા પર કે આપણામાંના કોઈના પર ખૂન રેડયાનો આરોપ ન આવવો જોઇએ. ભવિષ્યની પ્રજા પાસે આપણે કહેવડાવવું જોઇએ કે આપણે સહન કર્યું છે; આપણે પારકાના નહિ પણ પોતાના જાનની કુરબાની કરી છે અને તેથી હું જરા યે આંચકો ખાધા વગર કહું છું કે જેમનાં માથાં ફૂટયાં અને

જેમની જીંદગીઓ જોખમમાં આવી પડી કહેવાઈ છે તેવાને માટે હું બહુ સહાનુભૂતિ દર્શાવવા માગતો નથી. આમ થવાથી ગયું શું? પોતાના દેશી ભાઇઓને જ હાથે મરવું એ તો બહેતર છે. આપણે શાને માટે અને કોના પર વેર લેવાનું રહ્યું?

૧૬. ડિટેકટીવ કે સરકારનો કોઇ પણ અમલદાર મને મારી લે તો યે હું તેની સામે સરકારની પાસે ફરિયાદ નહિ કરૂં, પણ ઇશ્વર પાસે ફરિયાદ કરૂં. અંદર અંદર આપણે સહકાર પૂરો નહિ કરીએ, ત્યાંસુધી સ્વતંત્રતા નહિ મળે. બંગાળી ભાઇઓએ દંગો કર્યો, પણ તેઓ સમજી ગયા કે તરત સાવધાન થઈ ગયા. જેઓ હિંસાને ધર્મ સમજે છે તેમને હું કંઈ નથી કહેવા માગતો, પણ જેઓ પોતાને અસહકારવાદી ગણાવે છે તેમને હું જરૂર દબાવીને કહી શકું. તેમણે ગુસ્સો નહિ કરવાનો એકરાર કર્યો છે.

૧૭. હું બંગાલના પ્રતિનિધિ ભાઇઓને મુબારકબાદી આપું છું. તમે સહુ તેમની પેઠે જ વર્તશો, તો મને રજ માત્ર શંકા નથી કે તમે સ્વરાજ્ય મેળવી શકશો. તમને મારનારને તમે માફી આપો તે નામર્દીથી નહિ આપો. મને કોઈ મારે તો હું તેને નામર્દીથી બરદાસ્ત નહિ કરી લઉં. હું જાણું કે તે ખરેખરો નામર્દ છે. તેની દયા ખાઇને મારા પર અત્યાચાર કરનારને પણ હું માફી દઉં એમાં બહાદુરી છે. આ ધ્યેય તમારી પાસે મૂકતી વેળાએ આ પદાર્થપાઠ હું તમારી સામે મૂકું છું.

૧૮. સાથે સાથે જ હું તમારી પાસેથી દુનિયામાં કશાથી ન ચળી શકે એવી શ્રદ્ધા અને નિશ્ચયની પણ આશા રાખું છું, હું જાણું છું કે તમારો નિશ્ચય જેમ બને તેમ વહેલું સ્વરાજ્ય મેળવવાનો છે અને તમારી ઇચ્છા એ સ્વરાજ્ય કાયદેસર, ખાનદાનીભર્યાં, અહિંસાત્મક અને શાંત સાધનોથી જ મેળવવાનો છે. હથિયારથી આપણે સરકારનો મુકાબલો કરી શકીએ એમ નથી; પણ જેને હું આત્મબળ કહી રહ્યો છું તેનાથી આપણે સરકારની

સામે ઝૂઝી શકીએ એમ છીએ. આ આત્મબળ કોઈ એક જ માણસના—પછી તે સંન્યાસી હોય કહેવાતો મહાત્મા હોય તેના અધિકારની વાત નથી. આત્મબળ સ્ત્રી કે પુરુષ સર્વ મનુષ્યના અધિકારની વાત છે અને તેથી મારા દેશબંધુઓ જો આ ધ્યેયને સ્વીકારવા માગતા હોય તો તેમને હું કહું છું કે તેઓ દૃઢ નિશ્ચયથી સ્વીકારે અને સમજી લે કે મેં ઉપર વર્ણવી તેવી શુભ પળમાં તે સ્વીકારાયો છે.



# ૩૧. સભાસદ અને પ્રતિનિધિનો ધર્મ.



૧. મને નીચે પ્રમાણે સવાલ કરવામાં આવ્યો છે:–

"'પ્રતિનિધિઓ' કેવા ચૂંટવા જોઈએ? 'સભાસદો' કોણ થઇ શકે?"

૨. જેઓ અસહકારનો ઠરાવ પસંદ કરે છે તેઓ તેને અનુકૂળ થાય તેવા જ પ્રતિનિધિ ચૂંટે એ ચોકખું છે. એટલે પ્રતિનિધિ વકીલ ન હોય, ખિતાબદાર ન હોય, ખાદી પહેરનારો હોય, અંત્યજનો તિરસ્કાર ન કરતો હોય વિગેરે સભાસદને સારૂ તો નીચેની જ શરત છે:—

(૧) ૨૧ વર્ષનો કે તેની ઉપરનો હોય,

(૨) ચાર આના દર વર્ષે ભરે,

(૩) સ્વરાજ્ય હિન્દુસ્થાનનું ધ્યેય માને,

(૪) સ્વરાજ્ય મેળવવા સારૂ શાંતિ અને સત્ય એ બે જ સાધનો છે એમ માને.

૩. આટલી શરતોનું પાલન કરનાર ભલે સહકારી હોય, ભલે ખિતાબદાર હોય, વકીલ હોય, વિલાયતી કાપડ પહેરતો હોય છતાં મહાસભામાં સભાસદ થઇ શકે છે. મહાસભા એકે પક્ષનું વાજીંત્ર નથી, તેથી મહાસભામાં સભાસદ થવાને સારૂ

ઓછામાં ઓછી મર્યાદા જ હોય. જે મર્યાદા સર્વમાન્ય છે તે જ રાખવામાં આવી છે. આ તો મહાસભાના કાયદાનો અર્થ.

૪. મારી ઉમેદ એવી ખરી કે અત્યારે અસહકાર પણ એટલો વ્યાપક છે કે બધા અસહકારી જ હોય પણ દેશની ભાવના વાંચવામાં મારી ભૂલ પણ થતી હોય અથવા દેશ માને છે તે કરવા તૈયાર નથી એમ પણ હોય. અસહકારી હોવાનો દાવો કરનાર પાસેથી જરૂર અસહકારની શરતનું પાલન હું ઇચ્છું. ઘણું તો વિચાર, કાર્યદક્ષતા અને ઉદ્યમને અભાવે રહી જાય છે. આળસ તજવી, કાર્યશક્તિ વધારવી અને વિચારમય બનવું એ તો આપણી ફરજ છે. એ તો સ્વરાજ્યવાદીમાં હોવું જ જોઇએ. દિવસે દિવસે મામલો શુદ્ધ થતો જાય છે, ધ્યેય અને સાધન સ્પષ્ટ થતાં જાય છે 'મામલામાં ઉભે તે જ માટી' એ કહેવત પ્રમાણે આપણે દેશમાં 'માટી'ને શોધ્યા કરીએ છીએ, માટીને શોધવાનું મહાસભા એક સાધન છે.

૫. મહાસભાના એક પ્રતિનિધિ વિષેનો મારો આદર્શ તો એવો છે કે એનું ખાનગી તેમ જ જાહેર ચારિત્ર્ય સંપૂર્ણ નિષ્કલંક હોવું જોઇએ, તેને મહાસભાના કાર્યક્રમની દૃષ્ટિએ પોતાના જીલ્લામાં કેટકેટલું કામ થયું છે અને શી સ્થિતિ છે એની વિગતવાર ખરી માહિતી હોવી જોઇએ. તેને બીજાને શીખવવામાં મુશ્કેલી ન જણાય એટલું કાંતતાં અને રેંટિયો ચલાવતાં આવડતું હોવું જોઇએ. પોષાકમાં તે હંમેશાં હાથકંતામણની ખાદીનો જ ઉપયોગ કરનારો હોવો જોઇએ. રાષ્ટ્રીય ધ્યેયની પૂર્તિને સારૂ તેમ જ હિંદુ–મુસલમાન–પારસી–ખ્રિસ્તી–યહુદી એકતાને સારૂ અહિંસા એ જ એકમાત્ર ઉપાય છે એવી એની દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ. વળી અસહકારના કાર્યક્રમમાંનાં જેટલાં અંગ તેની પોતાની બાબતમાં લાગુ પડતાં હોય તેટલાં તેને હાથે પળાતાં હોવાં જોઇએ. જેલ જવાની તેની તૈયારી હોવી જોઇએ અને પોતાનો બધો નહિ તો મોટા ભાગનો વખત તે દેશકાર્યમાં ગાળતો હોવો જોઇએ. સિવાય જો પોતે હિંદુ હોય તો 'અસ્પૃશ્યતા'ના

મેલને તેણે પોતાના વર્તનમાંથી ધોઇ નાખ્યો હોવો જોઇએ એટલું જ નહિ, પણ વર્ષ દરમિયાન પોતાના જીલ્લાના અંત્યજોની તેણે કંઈ ને કંઇ સેવા કરેલી હોવી જોઇએ.

૬. આપણું કર્તવ્ય ચોકખું છે. આપણે દરેકે પોતાની શક્તિ પ્રમાણે બલિદાન આપી જ દેવું અને બીજા આપે તેમ કરવા સારૂ ધોરણ પ્રમાણે સભાઓ કરવી. મહાસભામાં એવો એક પણ પ્રતિનિધિ ન હોવો જોઇએ કે જેનાં છોકરાં સરકારી નિશાળમાં જતાં હોય, જે પોતે વકીલાત ચલાવતો હોય અથવા જેણે પોતે પોતાને લાગુ પડતી હોય એવી કોઇ કલમનું પાલન ન કર્યું હોય. આવા ૭ હજાર પ્રતિનિધિ અને બીજા કામદારો હોય ત્યારની આપણી સ્થિતિનો અર્થ સમજવો મુશ્કેલ નથી.

૭. ત્રિશ કરોડ પ્રજાની સેવાને ખાતર આવા ચુસ્ત, સચ્ચા, નિર્ભય અને પોતાનો બધો સમય દેશને આપનારા ૭ હજાર સેવકોની આશા રાખવી એ શું વધુ પડતું છે? હું આશા પણ રાખી રહ્યો છું કે મહાસભામાં એકેએક પ્રાંત પોતપોતાને ત્યાંથી સ્ત્રી પ્રતિનિધિઓ તેમ જ અત્યંજ પ્રતિનિધિઓને પણ સારી સંખ્યામાં મોકલ્યા વગર રહેશે નહિ.

૮. મહાસભાના પ્રતિનિધિ ત્રણ પ્રકારના હોય. એક અમુક પ્રશ્ન વિષે સાનુકૂળ ચોક્કસ મતવાળા, બીજા તેને વિષે પ્રતિકૂળ ચોક્કસ મતવાળા, ત્રીજા અચોક્કસ મતવાળા. પહેલા પક્ષે મહાસભામાં જતા અચોક્કસ મતવાળા ઉપર અસર પાડવાનો પ્રયત્ન કરવો એ તેમની ફરજ છે, અને આચરણના જેવી બીજી કઇ અસર હોઈ શકે? તેથી મારી અક્કલ તો એમ જ સૂચવે છે કે જેઓ અસહકારમાં હિન્દુસ્થાનનું શુભ જૂએ છે, તેઓ તે વડે જ ખિલાફત અને પંજાબને ન્યાય મળવાનો સંભવ જૂએ છે, તેમણે અસહકાર કરવો, બીજાઓને તેમ કરવાની સલાહ આપવી અને તેમ કરી પ્રજામત તૈયાર કરવો એ તેમનો

ધર્મ છે; તેમાં જ મહાસભાનું માન છે, તેની પ્રગતિ છે. કોઇ સુધારક પોતાના વિચારોનો અમલ કરતાં પહેલાં કોઇની રાહ જોતો નથી. પુણ્ય કર્મ કરતાં સલાહ લેવા જેટલો વિલંબ ન કરવો, પાપ કર્મ સલાહ મળ્યા છતાં યે ન કરવું, એવો શાશ્વત્ ધર્મ છે.



# ૩૨. મહાસભાનો કર.

૧. જેની આણ ચાલે તેનો કર હંમેશાં ચાલે છે. હિંદુસ્થાનમાં મોટાં મંદિરો છે તેને ભાવિક લોકો વગર મહેનતે નભાવે છે. કાશીવિશ્વનાથની ઉપર સોનાનો કળશ છે તેને સારૂ કંઈ સ્વયંસેવકો નહોતા નિકળી પડ્યા. શ્રદ્ધાળુઓએ પોતાની મેળે દાન આપ્યું. અમૃતસરમાં શીખમંદિરમાં આરસની છો છે, ચાંદીના દરવાજા છે, ઘુમટ પર સોનું છે તેથી સુવર્ણમંદિરને નામે ઓળખાય છે. એમાં જે ધન છે તે પણ ભાવિક શીખોએ પોતાની ઇચ્છાએ આપેલું. આલેશ અને મસ્જીદો જે આપણે ઠેકાણે ઠેકાણે જોઇએ છીએ તેના પૈસા પણ વગર ઉઘરાવ્યે મળ્યા હોય છે. તેમ જ મહાસભાનું હોવું જોઇએ. જો મહાસભાને લોકો ધર્મનું અને કર્મનું સાધન માનતા હોય, જો મુસલમાનો માનતા હોય કે મહાસભારાજ્ય એટલે ખિલાફતનો છૂટકારો અને મુસલમાનની સ્વતંત્રતા, જો હિંદુઓ માનતા હોય કે મહાસભારાજ્ય એટલે ગાયની રક્ષા અને હિંદુની સ્વતંત્રતા, જો પારસી માનતા હોય કે મહાસભારાજ્ય એટલે અગિયારીની રક્ષા અને પારસીની સ્વતંત્રતા જો હિંદુસ્થાનના ખ્રિસ્તી તથા યહુદી તેમ જ માનતા હોય તો તેઓ બધા પોતાનો સ્વાર્થ કે ધર્મ સમજી મહાસભાને નભાવે. મહાસભાને નભાવવી એટલે તેને કર તો આપવો જ. જો એ સંસ્થા લોકપ્રિય હોય તો તેને ધનની ખોટ ન જ હોવી જોઇએ. લોકની એ માનીતી સંસ્થા છે કે નહિ તે ખબર પડી રહેશે.

૨. તે કર ગયા વર્ષની દરેકની આવકનો સોએ એક રૂપિયો છે. એટલે જેને વર્ષના સો રૂપિયાનો પગાર હોય તેની પાસેથી

મહાસભા એક રૂપિયો માગે છે. આ કર હળવામાં હળવો ગણાય. સરકાર ચોપડા તપાસે છે, મહાસભા હૃદય તપાસશે. જેની જેટલી આવક હોય તે પ્રમાણે તે મહાસભાને દફતરે શ્રદ્ધાથી કર પહોંચાડી આપે.

૩. સહુ પ્રામાણિકપણે પોતાની આવકનો ભાગ આપશે. વધારે તો ગમે તેટલા આપે, ઓછા કોઇ ન આપે, ઓછા આપનાર ભેટ તરીકે ગમે તે મોકલે, કર તરીકે તિલક સ્વરાજ્ય ફાળામાં તો સેંકડે ટકો ઓછામાં ઓછો આપે; વધારે મરજીમાં આવે તેટલું આપે. વધારે આપી શકનાર વધારે તો મોકલે જ, જેથી નહિ આપનારનો બદલો મહાસભાને મળી રહે. વધારે આપનાર બીજાની વતી આપે છે એમ ગણી લેવાય.

૪. આ પૈસાના ઉપયોગ તો અત્યારે ત્રણ જ મુખ્યત્વે હોય. જેની ઇચ્છા હોય તે પ્રમાણે તેને આંકી શકે છે. ખાદી અથવા રેંટિયાપ્રચાર, કેળવણી અને અંત્યજસેવા. કેળવણીનું કામ સરસ પાયા પર મૂકયે જ છૂટકો છે. સરકારી નિશાળમાં એક પણ છોકરો હોય તેને હું આપણી શરમ ગણું. આપણી નિશાળોને સારી કરીને આપણે દરેક બાળકને ખેંચી શકીએ કીએ. એક પણ બાળક નિશાળમાં ન જનાર હોય તે પણ આપણને શરમાવનારૂં ગણાય.

૫. આ બન્ને વિભાગ એવા છે કે પ્રામાણિકપણે ચાલે તો કર આપનારને અને પ્રજા માત્રને કરનું દશગણું વળતર સહેજે મળે. ૧૯૨૧માં ગુજરાતે પંદર લાખ રૂપિયા આપ્યા તેનો ઉપયોગ આ બે ભાગમાં મુખ્યત્વે થયો છે. જો મહાસભાના કાર્યથી સંતોષ થયો હોય તો વધારે પૈસા આપશો, પણ ઓછા નહિ, ઉઘરાવવામાં ઓછી મહેનત કરાવશો. મહાસભાની આણની આ કસોટી છે. મારી ઉમેદ છે કે કોઈ કોઇની રાહ જોયા વિના પોતાની મેળે આ કર ભરવાનું શરૂ કરી દેશે.

૬. સહુએ યાદ રાખવું કે પ્રાન્તિક સમિતિનો હિસાબ તદ્દન ચોકખો રહે છે. તેની તપાસ પણ સ્થાનિક અને મહાસમિતિના એમ બે હિસાબચોકશીઓ કરે છે અને હિસાબ વખતોવખત બહાર પડે છે.



# ૩૩. તિલક સ્વરાજ્ય ફંડ.

૧. લોકમાન્ય તિલક સ્મારક સ્વરાજ્ય ફંડ એવડું મોટું હોવું જોઇએ કે જે આપણી દરેક જરૂરિયાતને પહોંચી વળી શકે, આપણે જે નવી રાષ્ટ્રીય સંસ્થાઓ ઉપજાવી કહાડવા માંગીએ છીએ, તેના ખર્ચનો સમાવેશ પણ એ જ ફંડમાં થઇ જવો જોઇએ. એ ફંડમાં શ્રીમંતોના હજારોનાં દાનને તો આવકાર છે જ છતાં કરોડો ગરીબોની એક એક પાઇથી પણ એ ફંડ વૃદ્ધિંગત અને પાવન થવું જોઇએ. મન્દિરો બાંધવા પાછળ અને દીકરા દીકરીના વિવાહમાં જેટલું ધન વાપરો છો તેટલું આ મહાન્ દેવાલય બાંધવામાં, આ વિવાહ કરતાં પણ વધારે મંગળ કાર્યમાં આપશો તો મહાસભાનો ખજાનો ભરવો એ કંઈ જ વાત નથી. ગરીબ માણસો પાસે પૈસો ન હોય તો તેમની વતી તમે પોતે ચાર આના આપીને એમનાં નામ મહાસભાના ચોપડામાં નોંધાવજો.

૨. આ ફંડમાં જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક દરેક પાઇ માતૃભૂમિમાં 'સ્વરાજ્ય' સ્થાપવાના દાન દેનારના નિશ્ચયની નિશાની રૂપ હશે. હું એટલું કહેવાની હિમ્મત કરૂં છું કે પ્રજા પોતાની ઘણી બિનજરૂરી આદતોને ત્યાગી, ઘણા દુર્ગુણોને છોડી અને જોઇએ તે કરતાં વિશેષ વસ્તુઓ સંગ્રહવાની વૃત્તિ ઉપર સંયમ રાખી તેમાંથી જે બચત થાય તે આ પવિત્ર ફંડમાં અર્પણ કરે તો પણ આ મહાન્ હિલચાલમાં નાણાંની ખોટ ન રહે.

૩. જો ભારતમાતાની મહિલાઓ પોતાના વધારાના દાગીનાઓ આ પવિત્ર ફંડને અર્પણ કરી દે, દારૂના વ્યસનમાં પડેલાઓ જો પોતાની એ આદતને ત્યાગી તેનાથી બચતા પૈસા અર્ધા પણ આ

ફંડમાં જમા કરાવે, જો બીડી પીનારાઓ નિર્ધન ભારતના ધનનો ધૂમાડાના ગોટેગોટમાં નાશ કરતાં અટકી સ્વરાજ્ય મળતા સુધી બીડી પીવાનું છોડી દઇ તેમાંથી બચતા પૈસા અર્ધા સ્વરાજ્ય ફંડમાં આપે, તોપણ આ પવિત્ર હિલચાલને ફત્તેહમંદ બનાવવા આપણને જેટલા પૈસા જોઇએ તેટલા જરૂર મળી રહે.

૪. ભારતવર્ષમાંથી આ દુષ્ટ આદતને જડમૂળથી ઉખેડી ફેંકી દેવા માટે જો વ્યવસ્થાપૂર્વક બંદોબસ્ત કરવામાં આવે તો અસહકારની ચળવળની એક ભારેમાં ભારે ફત્તેહ ગણી શકાય, અને મારી ખાત્રી છે કે જેઓ આ દુષ્ટ આદતમાંથી ઉગરી આવે તેઓ હર્ષપૂર્વક આભારની લાગણી સાથે તેમાંથી બચેલા પૈસાનો થોડો ભાગ આ ફંડને જરૂર અર્પણ કરે. આપણે અત્યંત ગરીબ પ્રજા છીએ, આપણે પ્રતિદિન ગરીબ થતા જઇએ છીએ અને જો આપણે ગરીબોમાંથી પૈસો એકઠો કરવા ઉમેદ રાખતા હોઇએ તો જાતે આપભોગનો દાખલો બેસાડીને જ આપણે તેમ કરી શકીએ. આપણી માતૃભૂમિને ખાતર એવું કંઇકને કંઇક તો આપણી પાસે હોય છે જ કે જેનો આપણે ખૂશીથી ત્યાગ કરી શકીએ. જેઓ શુદ્ધ ધાર્મિક વૃત્તિથી ધાર્મિક કાર્યને માટે દાન કરે છે તેમને પણ હું અવશ્ય સૂચવું કે તેમણે પોતાનું દાન ભારતવર્ષમાં 'સ્વરાજ્યનું મંદિર' ચણવાના કાર્યમાં આપવું જોઇએ.

૫. જે સ્વયંસેવકો કાર્ય કરવા ઇચ્છે તેમને હું સૂચના કરૂં છું કે તેમણે ગરીબ વર્ગ પાસે પહોંચી તેમને સંયમી થવાનો બોધ આપી ઉપલી યોજનામાં પૂરવણી કરવી. આ કાર્ય માટે જૂદા જૂદા ઇલાકામાં નિર્મળ હરિફાઈ એક બીજા વચ્ચે ચાલવી જોઇએ. આ કાર્ય આજથી શરૂ કરી દેવું જોઇએ. હિંદુ–મુસલમાન બન્નેના ભલાની ખાતર કામ કરવામાં, ધર્મનું રક્ષણ કરવામાં પાછી પાની ન કરશો.

# ૩૪. મહાસભા અને વકીલો.

૧. મહાસભાનો ઠરાવ વકીલોને વકીલાત છોડવા વિશેષ જોરભર્યો પ્રયત્ન કરવા કહે છે. અને એ સ્થિતિમાં મને લાગે છે કે જેમણે વકીલાત નથી છોડી તેઓ મહાસભાનો કોઈ પણ ઓદ્ધો સ્વીકારવાનો અગર તો મહાસભામાં લોકમતની આગેવાની કરવાનો અધિકાર માગી શકે નહિ.

૨. જેમણે ખિતાબો નથી છોડ્યા એવા ખિતાબદારોને આપણે પ્રજાની મહાસભાના ઓદ્ધેદાર નીમી શકીશું ? જો આપણે હરભોગે સિદ્ધાંતને વફાદાર રહેવાનો આગ્રહ નહિ રાખીએ, તો આપણી પ્રવૃત્તિમાં સડો પેસશે. વિચાર આચાર વચ્ચે મેળ એ આપણી પરીક્ષાનું અનિવાર્ય અંગ હોવું જોઇએ. હું માનું છું કે હરકોઇ પ્રાંતિક સમિતિનો પ્રમુખ પોતે વકીલ હશે અને તેણે વકીલાત નહિ છોડી હોય તો એ પોતાના પ્રાંતની આગેવાની કરીને કદાપિ પ્રજાને જીત નહિ અપાવી શકે. એનો કશો બોજ જ નહિ પડે. મારી મુસાફરીઓમાં જ્યાં અને ત્યાં મેં આ જોયું છે. જે વકીલો આટલા દિવસ લોકોના આગેવાન હતા તેમને કાં તો વકીલાત છોડવી પડી છે, નહિ તો આગેવાની છોડી દેવી પડી છે.

૩. વેપારીઓ આટલા દિવસ જાહેર આગેવાની કરવા આગળ જ નથી આવ્યા અને આજકાલ આવે છે, ત્યાં પરદેશી કાપડનો વેપાર અલબત્ત તેઓ નથી જ કરી શકતા. વિચાર અને વર્તન વચ્ચે એવું અંતર પ્રજા આજે સાંખી જ નથી શકતી એ શુભચિહ્ન છે. પણ જાહેરકામની આગેવાની મેળવવા નિકળવું અગર તે છોડી દેવી એ એક વાત છે અને પોતાની નબળાઈ

કબૂલ કરી લઇ હરકોઇ પ્રવૃત્તિમાં તેના નબળા છતાં એક અદના અનુયાયી તરીકે મદદ કરવા ઇચ્છવું એ જૂદી વસ્તુ છે. દેશમાં આજે એવા હજારો લોકો પડયા છે, જેઓ પંડે મહાસભાના સંપૂર્ણ આદેશનો અમલ નથી કરી શકતા અને છતાં દેશની મહાન્ લડતને મૂંગામૂંગા પોતાથી બનતી બધી જ મદદ ઉત્સાહપૂર્વક આપી રહ્યા છે, જેમણે વકીલાત નથી છોડી તેવા વકીલોએ પણ એ જ નમ્ર દરજ્જો સ્વીકારવો રહ્યો. એ દરજ્જામાં માનપ્રતિષ્ઠા નથી એવું કશું છે જ નહિ. ઉલટો એ એકજ સંપૂર્ણ માનભર્યો અને પ્રામાણિક માર્ગ છે. આપણી સ્વરાજ્યયાત્રાને પંથે કોઇપણ એક વર્ગ કે વ્યક્તિ વગર આપણું અટકી ન જ પડવું જોઇએ.

૪. વકીલાત ન છોડનાર વકીલને માટે તિરસ્કાર અને અપમાન જ હોય એવો વિચાર અયોગ્ય જ છે. વકીલાત ન છોડેલા વકીલને અગર તો મહાસભાના આદેશને નબળાઇથી કે એવાં જ કશાં કારણોથી ન પાળી શકનાર બીજા હરકોઇને તુચ્છકારનારો કે તેનું અપમાન કરનારો અસહકારી અસહકારીના નામને કલંક લગાડે છે. મહાસભાનો આદેશ ન પાળનારને આપણે આપણા મુખી ન ચૂંટીએ એનો અર્થ કંઈ એવો નથી કે આપણે તેમને તુચ્છકારીએ, તેમને કયાં યે ન સાંખીએ અને તક મળે ત્યાં તેમની હુરિયો કરીએ. ઉલટું જે કોઇ પ્રામાણિકપણે મહાસભાનાં ધ્યેયને અનુસરવાને અસમર્થ હોય તેમની તરફ આપણે સહાનુભૂતિની નજરથી જ જોઇએ.

૫. "વકીલાત કરતા વકીલોને પ્રજાની આગેવાની છોડી દેવાનું કહેવા અગાઉ પ્રજાએ સરકારી અદાલતોને સાવ ખાલી પાડવી જોઇએ, અને બળવો કરીને નવું રાજ્ય સ્થાપ્યા સિવાય તેમ થઇ શકવું તો સંભવિત નથી, તેથી આટલા દિવસ જેમ વકીલવર્ગ પ્રજાની આગેવાની કરતો આવ્યો, તેમ હજી પણ કર્યે જાય તેમાં કશું ખોટું નથી." આવો વિચાર વજુદ વગર નો છે, કેમકે

આ દલીલના પાયામાં જ દેખીતી ભ્રમણા રહેલી છે. કારણ એમાં દોરી આપેલા સિદ્ધાન્ત ઉપર જ જો કોઇ છેવટ સુધી જવા ધારે તો અનાયાસે એમ કહી શકે કે પ્રજાના કોઇ પણ આગેવાને પોતે કહેતો હોય તે પ્રમાણે વર્તન કરવું જ જોઇએ એવી ફરજ નથી. હકીકત તો એ છે કે પંડિત નેહરૂ અને દાસ જેવાના દાખલાથી તેમ જ વકીલાત ન છોડનારા વકીલો અને મહાસભાનો આદેશ ન પાળનારા બીજાઓને કોઇ પણ જાતની જાહેર પ્રતિષ્ઠા ન આપવાના આપણા ધ્યેયથી અદાલતો સાવ ખાલી ભલે ન થઈ હોય તોપણ એ સંસ્થાઓની અને તેટલે દરજ્જે ખુદ સરકારની પ્રતિષ્ઠાને તો આપણે જમીનદોસ્ત કરી છે જ. આજે ઉઠીને જો આપણે ખિતાબ ન છોડેલા ખિતાબદારો, વકીલાત ન છોડેલા વકીલો વિગેરેને પાછા તેમની મૂળની પ્રતિષ્ઠા અને દરજ્જો આપવા માંડીશું, તો આપણે ચોકખો પ્રજાકીય આપઘાત જ કર્યો ગણાશે.

૬. પ્રજાકીય કામ માટે વકીલોની આયતી સેવા મળે એ હેતુથી મહાસભાએ વકીલોને વકીલાત છોડવા ફરમાવ્યું એ દલીલ પણ એટલી જ અવળી છે. વકીલોને વકીલાત છોડવાનું કહેવામાં, જે સંસ્થાઓથી સરકારની પ્રતિષ્ઠા બંધાઇ છે અને નભી રહી છે તે સંસ્થાઓ ચાલુ રાખવામાં અત્યારે પ્રજાને હાથે થતો સહકાર ખેંચી લઇને સરકારની એ પ્રતિષ્ઠાને જમીનદોસ્ત કરવાના એકમાત્ર હેતુ સિવાય મહાસભાનો બીજો કશો જ ઉદ્દેશ નથી.



# ૩૫. પાર્લામેન્ટની સ્થિતિ.

૧. ઇંગ્લાંડ જે રાજ્ય ભોગવે છે તે બરોબર નથી અને તે આપણને ન ઘટે. આ અનુમાન બરોબર છે. ઇંગ્લાંડમાં જે સ્થિતિ હાલ છે તે ખરેખર દયામણી છે, અને હું તો ઈશ્વરની પાસે માગું છું કે તેવી સ્થિતિ હિન્દુસ્થાનની કદિ ન થજો. જેને તમે પાર્લામેન્ટની માતા કહો છો તે પાર્લામેન્ટ તો વાંઝણી છે. આ શબ્દ આકરો છે, છતાં બરોબર લાગુ પડે છે, કેમકે હજુ સુધી પાર્લામેન્ટે પોતાની મેળે એક પણ સારૂં કામ કર્યું નથી. જો તેની ઉપર જોર કરનાર કોઈ ન હોય તો તે કંઇ જ ન કરે એવી તેની સ્થિતિ સ્વાભાવિક રીતે છે.

૨. કોઇ શંકા કરે કે આ તો તમે કંઇક વ્યંગમાં બોલ્યા છો. વાંઝણી શબ્દ લાગુ પાડયો નથી. પાર્લામેન્ટ લોકોની બનેલી છે; એટલે બેશક લોકોના દાબ નીચે જ કામ કરે. તે જ તેનો ગુણ છે, તેની ઉપરનો અંકુશ છે.

૩. પણ આ વાત મહા ભૂલભરેલી છે. જો પાર્લામેન્ટ વાંઝણી ન હોય તો આમ થવું જોઇએ: લોકો તેમાં સરસમાં સરસ મેમ્બરો ચૂંટીને મોકલે છે. મેમ્બરો વગર પગારે જાય છે, એટલે લોકકલ્યાણને સારૂ જવા જોઇએ. લોકો પોતે કેળવાયેલા ગણાય છે એટલે ભૂલ ન કરે એમ આપણે માનવું જોઇએ. આવી પાર્લામેન્ટને અરજી ન ઘટે, તેની ઉપર દાબ ન ઘટે. પાર્લામેન્ટનું કામ એવું સરળ હોવું જોઇએ કે દહાડે દહાડે તેનું તેજ વધારે દેખાય અને લોકોની ઉપર તેની અસર થતી જાય. તેને બદલે આટલું તો સૌ કબૂલ કરે છે કે પાર્લામેન્ટના મેમ્બરો આડંબરિયા

અને સ્વાર્થી જોવામાં આવે છે. સૌ પોતાનું ખેંચે છે. માત્ર ધાસ્તીને લીધે જ પાર્લામેન્ટ કંઈ કામ કરે છે. આજ કર્યું હોય તે કાલે રદ કરવું પડે છે. એક પણ વસ્તુ આજ સુધીમાં પાર્લામેન્ટે ઠેકાણે પાડી હોય એવો દાખલો જોવામાં નથી આવતો. મોટા સવાલોની ચર્ચા જ્યારે પાર્લામેન્ટમાં ચાલતી હોય ત્યારે તેના મેમ્બરો લાંબા થઇને પડે છે અથવા બેઠાં ઝોલાં ખાય છે. તે પાર્લામેન્ટમાં મેમ્બરો એવા બરાડા પાડે છે કે સાંભળનારા કાયર થઇ જાય છે. તેના એક મહાન્ લેખકે તેને 'દુનિયાની વાતુડી' એવું નામ આપ્યું છે. મેમ્બરો જે પક્ષના હોય તે પક્ષ તરફ પોતાનો મત વગરવિચારે આપે છે, આપવા બંધાયેલા છે. તેમાં કોઇ અપવાદ રૂપે નિકળી આવે તો તે મેમ્બરના ભોગ સમજવા. જેટલો વખત અને પૈસા પાર્લામેન્ટ ગાળે છે, તેટલો વખત અને પૈસા જો થોડા સારા માણસોને મળે તો પ્રજાનો ઉદ્ધાર થઇ જાય. આ પાર્લામેન્ટ તો માત્ર પ્રજાનું રમકડું છે, અને તે રમકડું પ્રજાને બહુ ખર્ચમાં નાંખે છે. આ વિચારો મારા અંગત છે એમ તમે ન જાણશો. મોટા અને વિચારવાન્ અંગ્રેજો તેવો વિચાર કરે છે. એક મેમ્બરે તો એમ જ કહ્યું કે પાર્લામેન્ટ ધર્મિષ્ટ માણસને લાયકની નથી રહી. બીજા મેમ્બરે કહ્યું કે પાર્લામેન્ટ તો 'બેબી' (બચ્ચું) છે. બચ્ચાંને કોઇ દહાડો તમે સદા બચ્ચાં રહેલ જોયેલાં? આજ સાતસેં વર્ષ પછી જો પાર્લામેન્ટ બચ્ચું હોય તો કયારે મોટી થશે?

૪. તમારાથી મારા વિચાર એકદમ ન મનાય એ વાત બરોબર છે. તે વિષે તમારે જે વાંચવું ઘટે છે તે વાંચશો તો તમને કંઇક ખ્યાલ આવશે. પાર્લામેન્ટનો કોઇ ધણી નથી. તેનો ધણી એક હોઈ ન શકે. પણ મારો કહેવાનો ભાવાર્થ એટલો જ નથી. જ્યારે તેનો ધણી કોઇ બને છે—જેમકે મુખ્ય પ્રધાન—ત્યારે પણ તેની ચાલ એક સરખી નથી રહેતી. મુખ્ય પ્રધાનને પાર્લામેન્ટની દાઝ થોડી જ રહે છે. તે તેની સત્તાના તોરમાં ગુલતાન રહે છે. તેનો પક્ષ કેમ જીતે એ જ તેને લગની રહે છે. પાર્લામેન્ટ કેમ ખરૂં કરે તે વિચાર તેને થોડો જ રહે છે. પોતના પક્ષને જોર

આપવા પાર્લામેન્ટની પાસે કંઇ કંઇ કામો મુખ્ય પ્રધાન કરાવે છે એવા દાખલા જોઇએ તેટલા મળી આવે છે. આ બધું વિચારવા લાયક છે.

૫. મારે કંઈ મુખ્ય પ્રધાનોનો દ્વેષ નથી. પણ અનુભવે મેં જોયું કે તેઓ ખરા દેશાભિમાની ન ગણાય. તેઓ જાહેરમાં જેને લાંચ કહીએ છીએ તે લેતા દેતા નથી, તેથી પ્રામાણિક ભલે ગણાય. પણ તેઓની પાસે વગ પહોંચી શકે છે. તેઓ બીજાની પાસેથી કામ લેવાને સારૂ ઇલકાબો વિગેરેની લાંચ પુષ્કળ આપે છે. શુદ્ધ ભાવ અને શુદ્ધ પ્રામાણિકતા તેઓમાં નથી એમ હું હિમ્મતથી કહી શકું છું.

૬. અંગ્રેજો જેઓ 'વોટર' છે (ચુંટણી કરે છે), તેઓના વર્તમાનપત્ર ધર્મપુસ્તક (બાઇબલ) થઈ પડયાં છે. તેઓ તે પત્રમાંથી પોતાના વિચારો બાંધે છે. પત્રો અપ્રામાણિક છે; એક જ વાતને બે રૂપ આપે છે. એક પક્ષવાળા તે જ વાત મોટી કરી બતાવે છે, બીજા પક્ષવાળા તે જ વાત છોટી કરી નાંખે છે. એક છાપાવાળો એક આગેવાન અંગ્રેજને પ્રામાણિક ગણશે, બીજો છાપાવાળો તેને અપ્રમાણિક ગણશે. આવાં જે દેશમાં છાપાં છે તે દેશના માણસોના કેવા બેહાલ હોવા જોઇએ ?

૭. તે લોકો ઘડીઘડીમાં વિચારો બદલાવે છે. એમ તો એ લોકોમાં કહેણી છે કે સાત સાત વર્ષે રંગ બદલાય છે. ઘડિયાળના લોલકની માફક તે લોકો આમ તેમ ફર્યા કરે છે; ઠેકાણાસર બેસી શકતા નથી. કોઇ માણસ જરા છટાદાર હોય અને વાતો ભારે કરી દે અથવા તેઓને મીજલસ વિગેરે આપે તો નગારચીની માફક તેની ઢોલકી વગાડવા બેસી જાય છે. તેવા માણસોની પાર્લામેન્ટ તેવી જ હોય. તેઓનામાં એક વસ્તુ છે ખરી. તે એ કે પોતાના દેશને જવા નહિ દે; અને જો કોઈ તેની ઉપર નજર કરે તો તેને આંધળોભીંત કરી મૂકશે. પણ તેથી કંઇ તે પ્રજામાં

બધા ગુણ આવી ગયા, અથવા તે પ્રજાની નકલ કરવી, એમ કહી શકાય નહિ. જો હિંદુસ્થાન અંગ્રેજી પ્રજાની નકલ કરે તો હિંદુસ્થાન પાયમાલ થઇ જાય એવો મારો તો ખાસ વિચાર છે.

૮. અંગ્રેજી પ્રજા આવી થઇ ગઇ છે તેનું કારણ અંગ્રેજોનો ખાસ દોષ નથી, પણ તેઓના—બલ્કે યુરોપના—આજકાલના સુધારાનો દોષ છે. તે સુધારો કુધારો છે અને તેથી યુરોપની પ્રજા પાયમાલ થતી ચાલી છે.



# ૩૬. રાજવંશીઓનું સન્માન.



૧. હું માનું છું કે શાહજાદાને અથવા બાદશાહી કુટુમ્બને આપણે રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં નથી ઘસડી શકતા. આપણે સરકારની સાથે સાધારણ મતભેદ હોય તો બાદશાહી કુટુંબની કોઇ વ્યક્તિ આવે ત્યારે તેમને આદરપૂર્વક વધાવી લેવી જોઇએ. અસહકારીઓને ના. શેહેનશાહના કુટુંબો સામે અંગત—એક મનુષ્ય તરીકે જોતાં—કશું જ કહેવાપણું નથી; પણ એ રીતે એમના દરજ્જાથી એમને નોખા પાડવા અશક્ય છે. રાજા અને તેમના વારસ રાજ્યકારોબારનાં કામોમાં પ્રત્યક્ષ માથું મારતા નથી એ સાચું (અને આ પ્રતિબંધ રાજ્યને ખાસી અનુકૂળતા રૂપ જ છે), છતાં જ્યારે તેઓ રાજ્યતંત્રના પ્રતિનિધિ બનીને આવે છે ત્યારે તો એનો દરજ્જો કોઇપણ વધારેમાં વધારે માથાંમારૂ વડા પ્રધાન કે વાઇસરૉયના કરતાં કોઇ રીતે ઉતરતો નથી. મને તો લાગે છે કે રાજ્યતંત્ર રૂપી સંસ્થાના આધાર તરીકે તો પોતાના એ ત્રાહિતપણાને લીધે જ તેઓ એવા રાજ્યતંત્રને ઉલટા વધારે જોરાવર ટેકારૂપ નીવડે છે. વળી જ્યારે પ્રજાશોકગ્રસ્ત હોય, જ્યારે પ્રજા અતિશય દુભાયેલી હોય ત્યારે તેમનું આગમન શોભે નહિ અને અમલદારવર્ગ પ્રજાની સ્થિતિ જાણ્યા વિના જો તેમને મોકલે તો પ્રજા તેવા પગલાનો અણગમો બતાવવાનો હક્ક રાખે છે. તેમાં તેમનું કશું અપમાન થતું નથી. આનાથી વિરુદ્ધ વિચાર બતાવવો એ અંગ્રેજી રાજ્યબંધારણનું અજ્ઞાન બતાવવા જેવું થાય.

૨. તેથી જો શહેનશાહના કુટુંબનું કોઈ હિંદની મુલાકાતે આવે

તો તે અસહકારીઓને અગર તો તેમના કાર્યને આશીર્વાદ આપવાને સારૂ નહિ પણ જે સરકાર પંજાબની નામોશીને માટે જોખમદાર છે, જેણે મુસલમાનોની જોડે દગાબાજી કરી છે, જેણે દારૂની બદી હિંદુસ્થાનને માથે લાદેલી છે, અને જેને પ્રતાપે હિંદુસ્થાન આજે પોતાની ગુલામગિરીને સદાને માટે પોતાને કપાળે લખાયેલી માનતું થઇ જવા જેટલું નપુંસક બન્યું છે—તે રાજ્યતંત્રના ગીત ગાવા અને તેને ભલાઇનું સર્ટિફિકેટ આપવાને જ આવશે. મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ તો અત્યારે આ દેશમાં શાહજાદાનું અથવા બીજા ગમે તે રાજવંશીનું આગમન એ હિંદુસ્થાનને 'પડ્યા પર પાટુ' સમાન છે; અને આખી પ્રજાના મત વિરુદ્ધ આમ ના૦ શહેનશાહના કોઇ કુટુંબીને આ દેશમાં આણવાનો નોકરશાહીનો પ્રપંચ પૂરેપૂરો ભજવાય તો નાશની અણી ઉપર આવેલા આ રાજ્યતંત્રને ટકાવી રાખવાના એવા દરેક પ્રયત્નની સામે માનપૂર્વક અને છતાં પૂરેપૂરી દઢતાપૂર્વક સ્પષ્ટમાં સ્પષ્ટ રીતે છેવટ સૂધી સખત અસંમતિ અને નાપસંદગી દર્શાવવાની એકે એક અસહકારીની ફરજ થઈ પડશે.

૩. ધારો કે શાહજાદો ઉંચો હોદ્દો ભોગવનાર મારો સગો ભાઇ છે, અને ધારો કે મારા પાડોશીઓ પોતાના નીચ હેતુઓ સાધવા માટે તેનો ઉપયોગ કરે છે, અને ધારો કે તે મારો ભાઇ મારા પાડોશીઓનો હાથ છે, મારો અવાજ તેના કાન સૂધી બરોબર પહોંચતો પણ નથી અને આવી સ્થિતિમાં મારા તે પાડોશીઓ મારા ભાઇને મારા ગામમાં લઈ આવે છે. આવે સમયે પોતાનો સ્વાર્થ સાધવા માટે પાડોશીઓ તેને "માન" આપે તે માનના કાર્યક્રમમાં કશો ભાગ ન લેવો અને બનતા ઉપાયોએ તેને જણાવી દેવું કે લોકો તેની સ્થિતિનો ગેરલાભ લે છે એ શું મારા ભાઇનું ઉત્તમમાં ઉત્તમ સન્માન ન થયું ? મારા પાડોશીઓએ તેને ફસાવવા માટે જે જાળ તૈયાર કરી હોય તેમાં ન પેસવાની મારા ભાઇને જો હું ચેતવણી ન આપું તો તે બંધુદ્રોહ ન ગણાય ?

૪. યાદ રાખવું જોઇએ કે બાદશાહના કુટુંબીઓ પોતાની ઇચ્છાએ આવતા નથી. એમ કરે તો રાજ્યબંધારણની વિરુદ્ધ વર્તન કર્યું ગણાય. બ્રિટિશ પ્રધાનમંડળ અહીંની સરકારની સાથે મસલત કરીને તેમને મોકલે તો જ તેમનાથી આવી શકાય. શાહજાદાથી પોતાની સ્વેચ્છાએ એક પણ હિન્દીની મુલાકાત ન લેવાય, તેમનાથી પોતાની ઇચ્છા પ્રમાણે એક પણ ભાષણ ન થાય. એટલે તેમનું આગમન એ તેમનું કાર્ય નહિ પણ સરકારનું કાર્ય ગણાય.

૫. વળી સરકાર તેમને હિન્દુસ્થાનમાં લાવે તો તે પોતાની મતલબે. સરકારને રૈયત વચ્ચે મોટો મતભેદ ન હોય ત્યાં તો બેઉની એક મતલબ ગણાય. પણ જ્યાં મોટો મતભેદ હોય ત્યાં સરકારની મતલબ તે પ્રજાની હાનિ હોય. આ સમયે શાહજાદા આવે અને આપણે તેમને વધાવી લઇએ તેનો અર્થ સરકાર એવો જ કરે કે પ્રજાનું મન દૂભાયું નથી ને દૂભાવાની વાત માત્ર થોડા અસંતોષી માણસો કરી રહ્યા છે. આવો અર્થ કરે તેમાં નવાઇ પણ ન ગણાય.

૬. એટલે સરકાર જો નામદાર શહેનશાહના કોઇ વંશજને અત્યારે લાવે તો હું તેને જાળરૂપ જ સમજું. તે જાળમાં ન ફસાવું એ પ્રજાની ફરજ છે.

૭. પ્રજાની આજ શી સ્થિતિ છે? ખિલાફતના સંબંધમાં પ્રજાના એક અંગને પ્રધાનમંડળે આપેલું વચન તોડયું ને તેનો હિન્દી સરકારે સ્વીકાર કર્યો છે. મુસલમાનોની ધર્મલાગણી તરછોડી છે. પંજાબમાં પ્રજાની ઉપર અમલદારોએ ભારે અત્યાચાર કર્યો તેનો પશ્ચાત્તાપ નથી, એટલુંજ નહિ પણ તેનો ઉદ્ધત બચાવ કર્યો જોવામાં આવે છે. અત્યાચારીઓમાંના ઘણાનો અમલ કાયમ રાખ્યો છે ને તેઓનો અત્યાચાર આજ પણ કાયમ છે. આ સ્થિતિમાં આપણે શાહજાદાને આવકાર આપી સરકારની સત્તાને વધારે કાયમ કરીએ તો આપણી બેડીને આપણે હાથે સજજડ કર્યા બરોબર થાય. જો આપણે આ રાજસત્તાનો મદ ઉતારવા

માગતા હોઇએ તો આપણો ધર્મ છે કે તે વધે એવું એક પણ કાર્ય આપણે ન કરવું.

૮. રાજવંશીઓના સન્માન પ્રતિ આપણી દલીલ તો એ છે કે જેમાં લોકોનો અવાજ નથી એમ ખર્ચાયેલા આપણા પૈસાથી થયેલા મેળાવડામાં પણ આપણે ભાગ ન લઇએ. શું કોઇ લૂંટારો આપણે ખર્ચે જમણવાર કરે તો તેમાં આપણે જઇએ ?

૯. [પણ આવા સન્માનનો બહિષ્કાર કરવામાં અસહકારીઓનો હેતુ કેવળ નિર્મળ છે. તેઓએ] તો ઉઘાડી આંખે, ઇશ્વરને અને પ્રજાને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરી છે, કે જે સરકારનો નાશ કરવા માટે તેઓ ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે, તે સરકાર સાથે કોઈ પણ જાતનો સંબંધ ધરાવનાર કોઇપણ ઇસમને ઇજા કરવી નહિ. એટલે કે સન્માનનો બહિષ્કાર દ્વેપ કે રોષની લાગણીથી પ્રેરાયેલો નથી. વળી તેઓની નેમ સરકારને નુકસાન પહોંચાડવાની છે જ નહિ; અને તેઓમાં કંઇ બળ હોય તો તેના જ્ઞાનથી સંતુષ્ટ રહેવું છોડી તેની જાહેરાત કરવા પાછળ તેઓ તૂટી ન મરે. પરંતુ બ્રિટિશ સત્તાની તરફનો તેઓનો અણગમો જાહેર કરવાનો આ જ એક સરળ રસ્તો છે.

૧૦. બાદશાહને આવકાર ન આપી આપણે સરકારના અકાર્યો તરફ આપણો સખ્ત અણગમો જાહેર કરીએ છીએ. તેમ કરવાનો આપણને હક્ક છે. તેમ ન કરીએ તો આપણે હીચકારામાં ખપીએ. આપણી અરજીઓ અને ફરીયાદો ખોટી ગણાય.

૧૧. જો સરકાર રાજવંશીના આગમન સમયે પ્રજામાં ઉત્સાહ, ઉમંગ અને માનની લાગણી જોવા ઇચ્છતી હોય તો સરકારની ફરજ છે કે તેણે પ્રજાને સંતોષવી. પ્રજાને સંતોષવાનો એક જ રસ્તો છે. ખિલાફતનો ન્યાયી ફડચો કરવો અને પંજાબની બાબત સંપૂર્ણ ઇન્સાફ કરવો. આ બે વસ્તુઓ સરકાર અને પ્રજાની વચ્ચે

અંતરાય પાડનારી છે, પ્રજાને શોકમાં ડૂબાવનારી છે. તેથી પ્રજાનું સમાધાન ન થાય ત્યાંસુધી પ્રજાએ ખુલ્લા શબ્દોમાં સરકારને જણાવી દેવું જોઇએ કે તે બાદશાહી કુટુંબની કોઈ પણ વ્યક્તિના આવકારમાં ભાગ લેવાને અસમર્થ છે.



# ૩૭. પરદેશોમાં પ્રચાર.



૧. જે જે બનાવો બન્યા છે તે જોતાં વિલાયતમાં હિંદના હિતની ચળવળ ચલાવવા ઉપર પ્રજાકિય પૈસાનું પાણી કરવાની ઉપયોગિતા વિષેના હિંદી પ્રજાના વિચાર સાફ પલટાઇ ગયા છે. નાગપુરની મહાસભામાં એવી પ્રવૃત્તિ ચાલુ રાખવી કે નહિ એ પ્રજાના પ્રતિનિધિઓને સિદ્ધાંતની વાત લાગી. તેમને લાગ્યું કે પ્રજાકીય અસહકારનો નિશ્ચય કરનારી મહાસભા પોતાના કામમાં મદદ આપવાને સારૂ વિલાયતની સમિતિને નિભાવી શકે નહિ.

૨. મહાસભા પોતાને હાથે પાછા હઠવાનો પૂલ ભાંગી ચૂકી છે. એણે સ્વાશ્રયી બનવાનો નિર્ણય કરી નાંખ્યો છે. તેથી વિલાયતી કમિટી કેટલી કાર્યદક્ષ હતી એ સવાલનો વિચાર કરવાપણું નથી રહેતું. આ બદલાયેલી સ્થિતિમાં એક પરદેશીઓની બનેલી સમિતિને નભાવી તે મારફત પરદેશોમાં હિંદુસ્થાનને માટે સહાનુભૂતિ મેળવવાનું પ્રચારકાર્ય કરાવવામાં મહાસભાની પ્રતિષ્ઠા નથી. જો પ્રજામાં પાણી હશે અને તે પ્રત્યક્ષ કાર્ય કરી બતાવશે તો એની સામે પરદેશોમાં ગમે તેટલી ગેરસમજો ફેલાવવામાં આવશે તોપણ હિંદુસ્થાનનું કશું નુકસાન થનાર નથી.

૩. તમે પોકાર કરીને કહો કે ચૂપ રહો, પણ જે શરીરને જરૂરી ખોરાક નહિ મળે તે મરવાનું જ. તેમ આપણે આપણા કાર્યની જાહેરાતો કરીએ કે ન કરીએ તોપણ જે ક્ષણે આપણે સરકારને નભાવવાનું છોડી દઇશું તે ક્ષણે એ સરકાર મરવાની જ. હું પોતે તો પરદેશોમાં પ્રચાર કરવામાં પૈસા ખર્ચવા મહાસમિતિને આપવામાં આવેલી છૂટની પણ સામે થાઉ. એવા ૪૫ હજાર

રૂપિયા પરદેશોમાં હિન્દુસ્થાન સામેના અન્યાયોની જાહેરાતો કરવામાં ખર્ચવા કરતાં તેમાંથી રેંટિયા કે પ્રાથમિક શાળાઓ ચાલુ કરાવવા હું વધુ ઉપયોગી ગણું. દરેક સત્કાર્ય એના મૌનથી જ વધુ બોલે છે.

૪. જો બ્રિટિશ પ્રજા સ્વાર્થી અને લબાડ છાપાંઓની વાતોમાં જ પોતાનો વિશ્વાસ મૂકવાનું પસંદ કરશે તો ભલે આપણે ક્યાં આડો હાથ દેવા જઇશું? આપણે મહાસભા તરફથી પંજાબ રિપોર્ટ પ્રગટ ન કર્યો શું? કોણે એને માન્યો? મિ૦ મૉન્ટેગ્યુ એને માનવા તૈયાર ન થયા. બ્રિટિશ પ્રજાએ એની હામાં હા ભણી. જૂઠની જાહેરાત કરવામાં બ્રિટિશ છાપાવાળાઓ માત્ર અમેરિકનોથી જ હારી જાય તેમ છે. એમની બરોબરીમાં આપણે ક્યાં ઉતરવા જઇએ અને છક્કડ ખાઇએ? એવી અભિલાષા તરફ પણ આપણામાં અણગમો પેદા થવો જોઇએ.

૫. આપણા કેટલાક નેતાઓ હજુ માને છે કે આપણે ઇંગ્લાંડ, અમેરિકા વિગેરેમાં આપણી પ્રવૃત્તિ જાહેર કરવા સારૂ એજન્સી–આડત રાખીએ. મારી તો ખાત્રી છે કે તેમાં પૈસાનો નકામો વ્યય છે એટલું જ નહિ, પણ તેમાં આપણને બીજું નુકસાન છે. આપણે માણસોને રોકવા જોઇએ અને આજે જે સ્વાશ્રય આપણે ભોગવીએ છીએ તે ખોઈ બેસીએ. આજે તો આપણે માનીએ છીએ કે આપણા જ બળથી આપણે ઝૂઝવું છે, પરદેશમાંથી આપણને મદદ મળે તે પર નથી ઝૂઝવું.

૬. વળી હું તો એમ માનું છું કે આપણું અહિંનું કાર્ય જેટલું દૃઢ અને સાચું હશે તેટલું તો તેની મેળે પ્રગટ થશે. થોડાને જે ઝાઝું બતાવવા ઇચ્છે છે તેને જાહેર ખબરો નાખવી જોઇએ; પણ જે નમ્ર છે તે, એટલે ઇશ્વર પર વિશ્વાસ રાખનાર તો ઝાઝાને થોડું બતાવે છે. પોતાના કાર્યની કિંમત હંમેશાં મર્યાદિત રાખે છે. એટલી જાહેરખબર આપવાની શક્તિ કાર્યમાત્રમાં રહેલી છે, તેથી સત્ય પ્રગટ થયા વિના રહે જ નહિ એમ કહેવાય છે. પાપ

પુણ્ય બંનેને એ વાત લાગુ પડે છે. ગુન્હો ગમે તેટલો છૂપાવો છતાં તે પ્રગટ થશે જ. સૂરજ તો છાબડે ઢાંકયો ઢંકાય જ નહિ. અને હજારો સૂરજ એકઠા કરી તેના એવડા કરો અને તેનું તેજ પડે, તેના કરતાં પણ સત્યનું તેજ તો વધારે છે જ, તો પછી આપણે આપણી સ્વયંપ્રકાશ સત્ય લડતને સારૂ જાહેરખબર કયાં ખોળવા જઇએ ?



# ૩૮. પરદેશો સાથે સંબંધ.

(૧)

૧. એક ભાઇએ મારા ઉપર સંખ્યાબંધ સવાલોની એક જંત્રી મોકલી આપી છે. તેમાં સૌથી મહત્ત્વનો સવાલ મૌલાના મહમદઅલીએ કાબુલની ચડાઇની બીક વિષે મદ્રાસમાં કહાડેલા ઉદ્ગારોને લગતો છે. મૌ૦ મહમદઅલીનું ભાષણ વાંચવાનું મારાથી નથી બની શક્યું, પણ મૌ૦ મહમદઅલી કરે કે ન કરે તોપણ હું તો અફઘાનિસ્તાનના અમીર જો બ્રિટિશ સરકાર સામે લડાઈ માંડે તો એક રીતે અલબત્ત મદદ કરૂં, એટલે કે હું મારા દેશીભાઇઓને પોકારીને કહું કે જે સરકારે સત્તાની લગામ પોતાના હાથમાં રાખવાની બાબતમાં પ્રજાનો બધો વિશ્વાસ ખોયો છે તે સરકારને મદદ કરવી એ મહા પાપ છે.

૨. બીજી બાજુએ અમીરના સ્વાગતને માટે પણ માન અને મેળાવડાઓ કરવાની હું પ્રજાને ચોકખી ના કહું એવા સ્વાગતથી હિંદુ તેમ મુસલમાન બન્ને કોમોએ ખિલાફત, પંજાબ અને સ્વરાજ્યને માટે અખત્યાર કીધેલા અહિંસાધર્મનો ચોકખો ભંગ જ થાય. અને મને લાગે છે કે મૌ૦ મહમદઅલી પણ હું ઉપર કહી ગયો તેના કરતાં વધુ કહેવા ન જ માગે. હિંદુ–મુસલમાન વચ્ચે થયેલી સમજણ જ્યાંસુધી કાયમ છે, ત્યાંસુધી એમનાથી બીજું થાય જ નહિ. મુસલમાનો જોઇએ તો એ કરાર તોડી શકે છે, પણ જરા ઉંડા ઉતરીને જોઇશું તો જણાશે કે હિંદુ–મુસલમાન એકતા એ હવે એક અભંગ વસ્તુ છે. એ કરારનો ભંગ એટલે હિંદુસ્થાનના આખા ધ્યેયનો નાશ. વળી હિંદુ મુસલમાન બન્ને મળીને આજે સશસ્ત્ર બંડ કરે એ પણ મારી કલ્પના બહારની વસ્તુ છે, અને મુસલમાનો એકલા

સશસ્ત્ર બંડ કરીને ખાટવાની ઉમેદ તો ભાગ્યે જ રાખી શકે.

૩. પણ હું તો મૂળ કાબુલની ચડાઇની વાતનો જ નાહકનો હાઉ કરી મૂકી અને તેનાથી ફફડી ઉઠવાની સામે વાચકને ચેતવવાં ઇચ્છું છું. એમના પોતાના જ લશ્કરી લેખકોએ કેટલી યે વાર આપણી આગળ એમનું રહસ્ય કહી નાંખ્યું છે કે તેમની ચડાઇઓ અને દરોડાઓ ઘણી વાર માત્ર સિપાઇઓની તાલીમને ખાતર અગર તો તેમની નવરી પલટનોને વચમાં વચમાં કામ આપવા ઉભા કરેલા હોય છે! હિંદુસ્થાનની દુર્બળ, નિઃશસ્ત્ર, રાંક, અશરાફ પ્રજાને ભાન નથી કે આ સરકાર કેવી કેવી તદબીરોથી તેની બુદ્ધિને ભમાવીને તેને હંમેશાં પોતાની મૂઠીમાં મંત્રમુગ્ધ રાખે છે. આપણામાંના કેટલાક સારામાં સારા લોકો પણ હજુ પણ એજ ભ્રમણામાં વસે છે કે હિંદુસ્થાનનું લશ્કરી બજેટ જાણે સાચે જ હિંદુસ્થાનને બહારના શત્રુઓની ચડાઇના ભયથી બચાવવા ખાતર જ ઘોડાવેગે વધ્યું જાય છે! હકીકત તો એ છે કે એ ખર્ચો શીખ, ગુરખા, પઠાણ, રજપૂતો ઇત્યાદિ સિપાઇઓ ઉપરના સરકારના અણવિશ્વાસને લીધે એટલે કે આપણી ઉપરના અણવિશ્વાસને લીધે અને તેથી કરીને આપણને પરાણે પોતાના પંજામાં દબાયેલા રાખવા માટે વધ્યાં જાય છે.

૪. મારી માન્યતા—હું કદાચ ભૂલતો હોઉ—તો એવી છે કે આટલા દિવસ સરકાર અમીર જોડે દોસ્તીના કરાર કાયમ રાખવા ખબરદાર રહેતી તે રશિયાની ચડાઇની બીકે નહિ, પણ હિંદી લશ્કર કોઈ વાર ઉઠે તો શું કરવું એ બીકે. આજે તો હવે કંઇએ રશિયન ચડાઇની બીક નથી. બૉલ્શેવિકોના ભયનાં જે બિહામણાં ચિત્રો દોરી બતાવવામાં આવે છે, તેને મેં કદિ સાચાં માન્યાં નથી. અને બંગાળના એક સમયના વગર તાજના રાજા શ્રી સુરેન્દ્રનાથ બેનરજીના શબ્દોમાં કહીએ તો 'પ્રજાકીય વિશ્વાસના પહોળા પાયા ઉપર ખડી થયેલી' કોઇ પણ સરકારે રશિયન, બૉલ્શેવિક કે બીજી કોઇ પણ ચડાઇનો ભય શા સારૂ રાખવો જોઇએ ? હિન્દુથાન સંતોષી અને સબળ હોય તો

બ્રિટન જેવા દોસ્તની મદદમાં હરકોઇ ચડાઇને મારી હઠાવતાં તેને કેટલી વાર ? પણ આ સરકારે ઇરાદાપૂર્વક આપણું પુરુષાતન હરી લીધું, આપણને રાતદિવસ આપણા પાડોશીઓની અને આખી દુનિયાની ચડાઇની બીકે ફફડતા કરી મૂકયા અને આપણા બધાં અમૂલાં અઢળક દ્રવ્યો ચૂસી લઇને આપણને આપણા સંરક્ષણની બાબતમાં શું–કે દહાડેદહાડે વધતી જતી ગરીબાઇને પહોંચી વળવાની બાબતમાં શું–લેશ આત્મવિશ્વાસ વગરના કરી મૂકયા છે. આવી વસ્તુસ્થિતિ વચ્ચે મને તો અલબત્ત આશા છે કે અમીર આ સરકારની જોડે કોઇ પણ જાતના દોસ્તીના કોલકરારોમાં ઉતરશે નહિ. કારણ એવા કોઇપણ જાતના કોલકરાર હિંદુસ્થાનનાં તેમજ ઇસ્લામનાં હિતની સામે એક નાપાક સાટું કર્યા બરાબર ગણાશે. આ સરકાર પોતાના હાથમાંની 'આપત્કાલ'ના બહાના હેઠળ ઓડવાયરશાહી ચલાવવાની સત્તા છોડવા રાજી નથી, મુસલમાનોને આપેલાં વચનો ( મારી નજરમાં હિંદી સરકાર અને સામ્રાજ્ય સરકાર વચ્ચે ભેદ માનવાનું કંઇજ કારણ નથી. ) પાળવા ખૂશી નથી અને હિંદુસ્થાનને પોતાનો રાષ્ટ્રીય પુરુષાર્થ પૂરેપૂરો અજમાવવાની તક આપવા તૈયાર નથી તેથી જ તો હિંદુસ્થાનના હિત વિરુદ્ધના કોલકરારોમાં અફઘાનિસ્તાનને ઉતારવાની સરકારની આટલી ગડમથલ છે. મને ઉમેદ છે કે જેટલા અસહકારીઓ છે તેટલાઓમાં તો આ બાબતમાં એક જ મત છે, અને તે એ જ કે જે સરકારની જોડે સહકાર કરવા અમે અત્યારે રાજી નથી તેની જોડે બીજા પણ દોસ્તીના કરારમાં ન જ ઉતરે.

૫. ઉપલો લેખ યંગ ઇન્ડિયામાં વાંચ્યા પછી ભાઇ એન્ડ્રુઝે મારા ઉપર કાગળ લખ્યો છે. તેઓ પૂછે છે કે એ લેખથી અફઘાનોને હિંદી સરહદ ઉપર ચડી આવવાને હું આમંત્રણ નથી આપતો શું ? અને તેમ કરીને ખૂનામરકીની લડાઇનો હું સીધો ભાગીદાર નથી બનતો શું ? મારો લેખ હિંદી લોકોને અને સરકારને ઉદ્દેશીને લખાયો છે. મારા કેવળ લેખના જોર ઉપર અફઘાનો ચટ દઇને

હિંદુસ્થાન ઉપર દોડયા આવે એટલા તે મૂર્ખ છે એમ હું માનતો નથી. છતાં જ્યારે ભાઇ એન્ડ્રુઝ જેવાની નજરમાં એ લખાણમાંથી એવો અર્થ નિકળી શકયો છે, ત્યારે જેને જેને કોઇને આ બાબતમાં કશું લાગતું હોય તે સૌ આગળ હું એ સ્પષ્ટ કરવા ઇન્તેજાર છું કે અફ્ઘાનોને કે બીજી કોઇ પણ પરદેશી સત્તાને આપણી મદદે આવવાને હું નોતરતો નથી એટલું જ નહિ, પણ હું તો તેઓ કોઇ આપણી મદદે ન જ આવે એ જોવાનો આગ્રહી છું. બહારની કશી મદદ વગર પોતાનો ઝઘડો સરકાર જોડે પોતે જ પતાવી લેવાને હિંદુસ્થાન શકિતવાન્ છે એવી મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. એ ઉપરાંત સાવ નિર્મળ અને કેવળ અહિંસાત્મક સાધનોની જ મદદથી હિંદુસ્થાનને પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવુ સાવ સંભવિત છે એ બતાવી આપવામાં પણ મને રસ છે, તેથી અફ્ઘાનોને હિંદની સરહદથી છેટા રાખવા હું એક પ્રયત્ન બાકી રાખું એમ નથી, પણ એમને હિંદી સરકાર ઉપર ચઢી આવતા અટકાવવાની મારી કાળજી પાછળ હું આ સરકારની મદદ માગવા અગર તો તેને માણસો કે પૈસાની મદદ કરવાની હદ સુધી કદાપિ ન જાઉં.

૬. આ વાત એ લેખમાં મેં બની શકે તેટલી સ્પષ્ટતાપૂર્વક સમજાવી છે. મારી નજરમાં તો ચાલુ સરકાર સૌથી અસહ્ય વસ્તુ છે. હિંદુસ્થાનના પુરુષાતનને એ મોટામાં મોટા ભયરૂપ છે; અને હું ગમે તે ભોગે એનું નવેસર ચણતર જોવા રાજી છું. મારા મનને છાંટાભાર શંકા નથી રહી કે આ સરકાર સાવ ઇશ્વરવિમુખ અને અધર્મી છે. તેમાં કયાંક કયાંક પ્રામાણિક અને સચ્ચાઇને ચાહનારા ઉદારચિત્ત અંગ્રેજો અને હિંદીઓ અલબત્ત પડેલા છે પણ એથી તો અત્યારે હિંદુસ્થાનને માટે એની ભયંકરતા ઘટવાને બદલે ઉલટી વધે છે! એવા એકલડોકલ અધિકારીને જોઇને પ્રજા ઉલટી ભૂલાવામાં પડે છે, તેનો બુદ્ધિભેદ થાય છે અને આ તંત્રની હાડની દુષ્ટતા ઝટ દઇને એના ધ્યાનમાં નથી આવતી.

મારી ઝુંબેશ વ્યક્તિઓની સામે છે જ નહિ. આ આખી લડત રાજ્યના તંત્ર સામે છે; 'સરકાર' ને નામે જે સમુદાયને હાથે અત્યારે આ દેશનો બધો કારભાર ચાલે છે તેની સામે છે. એ તંત્રમાં વ્યાપી રહેલું ઝેર કાઢી નાંખવાના કાર્ય આગળ સારામાં સારા વાઇસરૉયોને પણ હાર ખાવી પડી છે. એ ઝેર જ એ તંત્રનો પાયો છે. તેથી આવા આ વિષવૃક્ષને ઉખાડવાના પ્રયત્નમાં અત્યારે હિંદુસ્થાનને માથે બૂરામાં બૂરી આફત તૂટી પડે તો તેને પણ મારૂં મન અત્યારે ઘડીભર કબૂલ રાખી લે એમ છે.

૭. પણ હું જે કંઇ કરવા ઇચ્છું તેમાં અને જે અત્યારે કરી શકું એમાં જમીન આસમાનનું અંતર છે. હું કબૂલ કરૂં છું—મને દુઃખ—છે કે અસહકારની પ્રવૃત્તિ હજુ સિપાઇ વર્ગ ઉપર એટલી અસર નથી પાડી શકી કે ભીડને પ્રસંગે તેઓ સરકારને મદદ કરવાની ના સૂણાવી દેવાની હિમ્મત બતાવે. જ્યારે આપણા સિપાઇઓમાં એ સમજણ ઉગશે કે તેમની હસ્તી સ્વદેશને સારૂ છે, જ્યારે એમને ભાન થશે કે વગરસમજ્યે વગરવિચાર્યે ઉપરીના હૂકમથી ગોળીઓ છોડનારા સંચા બનવું એ સિપાઇના ધંધાની કેવળ દિલ્લગી છે, ત્યારે તે ક્ષણે જ હિંદુસ્થાનના દુન્યવી સ્વાતંત્ર્યની લડત વિજયી થઇ સમજવી,

૮. અત્યારે તો હિંદી સિપાઇના દિલ પર સામાન્ય હિંદીના જેટલું જ બીકનું વાદળ ઘેરાયેલું રહે છે. એ લશ્કરભરતીનાં ડેપો ખદબદાવી મૂકે છે, કારણ એને લાગે છે કે ગુજરાનનો એ એક જ રસ્તો છે. સરકારે પણ જીવ લેવાની કળાનો આ ધંધો અનેક જાતનાં ખાસ ઇનામો અને બક્ષીસોની લાલચોથી આકર્ષક બનાવ્યો છે; તેમ બીજી બાજુએ તેટલી જ ચાલાકીપૂર્વક તકસીર-માટેની સજાઓ પણ એવી બનાવી મૂકી છે કે એક વાર એ જાળમાં સપડાનાર સિપાઇને એમાંથી છૂટવું લગભગ અશક્ય થઈ પડે છે. આ સ્થિતિમાં હું એવું કશું માનતો જ નથી કે

તુરતમાં જો કદિ અફઘાનોને હિંદપર ચડાઈ કરવાની બુદ્ધિ સૂઝે જ તો બ્રિટિશ સરકાર હિંદુસ્થાનીઓની મદદ વગરની રહે. પણ મારો તો ધર્મ જ હતો–અને તે પણ ખાસ જ્યારે મને સવાલ કરવામાં આવ્યો ત્યારે–કે અફઘાન ચડાઈ જેવો પ્રસંગ જો કદિ ઉભો થાય જ તો તે પ્રસંગે અસહકારના સિદ્ધાંતની દષ્ટિએ હિંદીઓને–મારો–ધર્મ શું હોઈ શકે તે ચોકખું કરી દેવું. વળી અફઘાન ચડાઇને વિષે ઉભા કરેલા આ નાહકના હાઉ સામે હબડી ન ઉઠવા પ્રજાને ચેતવવાની પણ તેટલી જ જરૂર હતી.

૯. ભાઇ એન્ડ્રુઝના સવાલના બીજા ભાગમાં પણ અહિંસા ધર્મને વિષે કંઇક ભ્રમ રહેલો જણાય છે. અહિંસાત્મક અસહકારીના ધર્મમાં કંઇ સરકાર સામે બીજા કોઇએ લડાઇ માંડી હોય તો તેમાં સરકારને મદદ કરવાનો સમાવેશ નથી થતો. અહિંસાત્મક અસહકારી એવી કશી લડાઈને છૂપી કે ઉઘાડી રીતે ઉત્તેજન આપવાની કે મદદ કરવાની દિશાએ પણ કશું યે ન કરે. એ તેમાં સીધી કે આડકતરી રીતે ભાગ ન લે. પણ એવી લડાઈમાં લડાઇનો અંત આણવા ખાતર પણ સરકારને મદદ કરવાની એની ફરજ ઉભી નથી થતી. ઉલટું એની પ્રાર્થના તો પોતે જે સત્તાને મિટાવવા ઇચ્છે છે તે સત્તાની હાર થાય એવી જ હોય અને તે દેખીતી રીતે જ એવી હોવી જોઇએ.

૧૦. આમ મારા અસહકાર ધર્મની દ્રષ્ટિએ તો હું અફઘાનની ચડાઈ આવે તોપણ સાવ સ્વસ્થ જ રહું. તેમ હિંદના રક્ષણની દ્રષ્ટિએ પણ તેટલો જ નચિંત રહું. અફઘાનોનું હિંદુસ્થાને કશું જ બગાડયુ નથી. તેઓ પણ ઇશ્વરનો ડર રાખનારી પ્રજા છે. મુંબઇ કે કલકત્તાની બજારોમાં જંગલી દંગા મચાવનારા બે ચાર કાબુલીઓના દાખલા ઉપરથી આખી અફઘાન પ્રજાને માટે મત બાંધવાની સામે અસહકારીઓને હું ચેતવું છું. સરહદ ઉપરનું બ્રિટિશ નાકું તૂટે તો તે જ વખતે એ અફઘાનોનાં ધાડાં હિંદુસ્થાન ઉપર ભૂખ્યા

વાઘોની પેઠે તૂટી પડે એમ માનવું એ વહેમ છે. આપણે યાદ રાખવું જોઇએ કે જો તેઓ હિંદુસ્થાન ઉપર તૂટી પડવા ઇચ્છે જ તો આજે પણ એમને કોઈ રોકે એમ નથી, પણ આપણે આપણા સ્વદેશ પ્રત્યે જે પ્રીતિનો દાવો કરીએ છીએ, તેટલો જ તેમને પણ સ્વદેશ વહાલો છે.



# ૩૯. પરદેશો સાથે સંબંધ.



(૨)

૧. જ્યાંસુધી આપણે આપણામાંથી નાદારી અને નિરાધારપણાની ભાવનાને કાયમને માટે દફનાવીશું નહિ, ત્યાંસુધી આપણે હાથે સ્વરાજ્ય સ્થપાવું અસંભવિત છે. સ્વરાજ્યનો અર્થ જ એ છે કે અફઘાન અગર તો આપણા દેશમાં ઉભા થનારા બીજા કોઇ પણ ભયને પહોંચી વળવાની આપણી તૈયારી. અસહકારની આખી યોજના જ બીજાઓની શુદ્ધબુદ્ધિમાં આપણા પોતાના જેવો જ વિશ્વાસ રાખવાના અને એવા વિશ્વાસને સારૂ તેઓ અપાત્ર છે એવું જો તેઓ સિદ્ધ કરી આપે તો તેમની કુટિલતાને શુદ્ધ આપભોગદ્વારા જ હંફાવવાની જાતે તૈયારી કરવાના સિદ્ધાંત ઉપર ખડી થયેલી છે.

૨. *બિપિન બાબુએ પોતે અલ્લાહબાદમાં હિંદુ–મુસ્લીમ પરિષદ વેળાએ ×ડા૦ સપ્રુને જવાબ આપતાં જે શબ્દો કહ્યા હતા તેની હું તેમને યાદ આપું? તેમણે જાતે કહેલું કે 'જે એકતા, દક્ષતા અને સહનશકિતને બળે કરીને અત્યારની ગુલામીમાંથી અમે બહાર પડીશું તેજ શકિત તેવી જાતના બીજા બધા જ ભયની સામે બાથ ભીડવાનું બળ અમારામાં મૂકયા વગર કેમ રહેશે?'

* બિપિનચંદ્રપાલઃ—લાલ, પાલ અને બાલમાંના જૂનામાં જૂના બંગાળાના મહાન્ દેશસેવક, અને પ્રખ્યાત વકતા કેટલાક મતભેદને લીધે અસહકારની ચળવળથી તેઓ જૂદા પડયા છે.

× ડૉ. સપ્રુ :—અલ્લાહબાદ પ્રાંતના વિનિતપક્ષના નેતા જે વાઈસરૉયની કારોબારી સભાના સભ્ય છે તેમને હાલમાં શાહી પરિષદ્‌માં હિંદના પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા છે.

૩. જે સાર્વભૌમ ઇસ્લામ પંથમાં જેટલે દરજ્જે દુનિયાનાં બધાં મુસલમાન રાજ્યોના સંગઠનની ભાવના રહેલી છે તેટલે દરજ્જે તો મારે હિસાબે એ એક પ્રશંસાપાત્ર સિદ્ધાંત જ છે. અલબત્ત, એવું સંગઠન દુનિયાને નીચોવવાના અગર તો જોરજૂલમથી દુનિયાને ઇસ્લામના અનુયાયી બનાવવાના હેતુથી થાય તો એ સિદ્ધાંત ભયપ્રદ ખરો, પણ મારી ઓળખાણમાંના એક પણ ઠરેલ મુસલમાનને આ સિદ્ધાંતને એવા અર્થમાં લેતો મેં મારી આટલી જીંદગીમાં જોયો નથી. દુનિયા પશુબળના સામ્રાજ્યથી થાકી છે.

૪. હું ખાત્રી આપું છું કે હું લોકોની કોઈ પણ ભાવનાઓ જોડે રમત નથી કરી શકતો. બૂરી ભાવનાઓથી ભાગવા તરફ અને સારીને હરપ્રયત્ને વળગી રહેવા તરફ જ હંમેશાં મારૂં વલણ રહે છે. હું માનતો જ નથી કે વિચારી મુસલમાનો અફઘાન સત્તાને વિચારી હિંદુઓના કરતાં કોઈ પણ રીતે વધુ આવકાર આપે.

૫. ઉલટી મારી તો એવી દૃઢ માન્યતા છે કે મુસલમાનોને તો આજે એવી કશી જ મૂર્ખાઇ કરતાં પહેલાં ઘણો જ વિચાર કરવો પડે એટલું—એમના મહજબની ઇજ્જતનું—એમાં જોખમ રહેલું છે. મૌ૦ શૌકતઅલી અનેક જગ્યાએ કહે છે તેમ મુસલમાનો એવી રીતે હિંસાઅહિંસાની કચુંબર કરી મૂકે એટલા ભોળા નથી.

૬. મુસલમાનો જો કદિ હથિયાર પકડે જ તો તે ઇસ્લામના રક્ષણની બાજુએ જ પકડે એ દેખીતી વાત છે. ગુંચવણ બધી ત્યાં ઉભી થાય છે, કે અફઘાનો હિંદને પચાવવાની દાનત કર્યા વગર અંગ્રેજોને શિકસ્ત આપવાની ચડાઇ લાવે એ આપણે અસંભવિત માનીએ છીએ. મુસલાનોને માટે તેઓ અફઘાનોને જઈ મળવા સમર્થ હોય તોપણ જો તેઓ હિંદને ખરા વફાદાર હોય તો તેવી રીતે જઇને ન મળવાનું આ વજૂદવાળું કારણ ગણાય ખરૂં; અને તે કદાચ ગણાશે પણ પરંતુ ગમે તે સ્થિતિમાં

પણ મુસલમાનોને ધાર્મિક દૃષ્ટિએ તેમનું ખરૂં વલણ રજુ કરવાનો હક્ક તો આપણે આપીએ જ, અને તેઓ તેમ કરે તો તે સારૂ તેમને માન પણ આપીએ.

૭. મુસલમાનો ખિલાફતના સવાલને વિષે જેટલા ચિંતાતુર છે તેટલા જ હિંદુઓ ગોવધના સવાલને વિષે છે; અને હિંદુઓ જાણે છે કે તેમના મહાન્ મનોરથની સિદ્ધિ મુસલમાનોની પ્રીતિ સંપાદન કર્યા વગર બીજે એકે માર્ગે નથી; અને મારી ખાત્રી છે કે હિંદુઓ જ્યારે મુસલમાનોને ગાયના બચાવને ખાતર અનેક નાની મોટી બાબતો જતી કરતા જોશે, ત્યારે દરેક હિન્દુ દરેક મુસલમાનના ભૂતકાળના એકેએક અન્યાય ખૂશીથી ગળી જશે. તેમ મુસલમાન પણ એકેએક જો જોશે કે હિન્દુઓની ખૂશીથી આપેલી મદદથી જ તે ઇસ્લામની ઇજ્જત રાખી શકેલ છે, તો તે પણ હિંદુઓના અહેસાનથી પોતાને હંમેશને માટે બંધાયેલો ગણશે.

૮. અફ્ઘાન ચડી આવે તો મુસલમાનો તેમ જ હિન્દુઓ તેને આવકાર આપે એ બિપિન બાબુના ખ્યાલનો હું સાફ ઇન્કાર કરૂં છું. મૌ૦ મહમદઅલીના કાલ્પનિક ઇરાદાઓની સામે આખા દેશમાં ચારેમેરથી જે વિરોધ ઉઠયો તે જ હરકોઇને બતાવી આપે એમ છે કે હિન્દુસ્થાનની પ્રજા એવી કશી અફ્ઘાન ચડાઇને હરગીઝ સાંખી શકે નહિ.

૯. જ્યારે બિપિન બાબુ કહેવા બેસે છે કે અમીર ચડાઇ કરે અને તે વેળા જો આપણે સરકારને મદદ ન કરીએ તો દેશમાં કેવળ ક્રાંતિ જ થાય, ત્યારે હું તેમને સૂચવવાની રજા લઉં છું કે એમાં બીજો રસ્તો છે જ નહિ એવું કંઈ નથી. જો હિંદુસ્થાન અસહકારી બનીને એવે વખતે સરકારને મદદ નહિ કરે તો સરકાર પ્રજાની જોડે પતાવટ કરશે. એવી પતાવટ કરી લેવી અને ખિલાફત તથા પંજાબના જખમો રૂઝવવા, તેના કરતાં તો હિન્દુસ્થાનને વીલું મૂકીને ચાલતા થવું બહેતર એમ માનવા

જેટલી બ્રિટિશ પ્રજા જડ અને બેઅક્કલ છે એમ હું માનતો નથી. એટલું કરાવવાની શક્તિ હજુ આજે હિન્દુસ્થાનમાં નથી એ હું પૂરેપૂરું સમજું છું; હું તો માત્ર બીજો એક સંભવ સૂચવું છું:—

૧૦. મેં અફઘાનચડાઇની વાતને કદિ જ આવકારદાયક કહી નથી. છતાં હું ખૂશીથી ફરી એકવાર આ બાબતમાં મારૂં વલણ સ્પષ્ટ શબ્દોમાં રજુ કરૂં છું:—

૧. અફઘાનો હિન્દુસ્થાન ઉપર ચડાઈ કરવા માગે છે એ વાતને હું માનતો નથી.

૨. હું માનું છું કે એવી ચડાઈ જો આવે જ તો તેને પહોંચી વળવાને સરકારની પાસે પૂરતી સામગ્રી છે.

૩. મારે એ પણ દુઃખની સાથે કબૂલ કરવું જોઇએ કે જો કદિ એવી અફઘાન ચડી આવે જ તો આપણા એકેએક રાજા મહારાજાઓ અત્યારે સરકારને વગર શરતની મદદ આપે.

૪. હું એમ પણ માનું છું કે એક પ્રજા તરીકે આપણે હજુ એટલા બધા ભ્રષ્ટ—અને અફઘાનોના હેતુઓ વિષે જ નહિ પણ હિંદુ મુસલમાન આપસમાં પણ એકબીજાને વિષે—એટલા શંકાશીલ છીએ કે એવી ચડાઈ જેવી કશી આફત આવવાનાં ચિહ્ન જણાય તેની સાથે કેટલાક તો કેવળ ગભરાટના માર્યા જ સરકારની મદદે દોડી જાય અને એ રીતે હિંદુસ્થાનની બેડીઓ વધુ સખ્ત કરાવવામાં હથિયારરૂપ બને.

૫. તાત્ત્વિક દૃષ્ટિએ તો કોઇ પરસત્તા હિંદુસ્થાન ઉપર ચડાઈ કરે તેમાં અને ખિલાફતની ખાતર હિંદુસ્થાનમાંની બ્રિટિશ સરકાર સામે ચડાઇ લાવે એ બે વચ્ચેનો ભેદ સમજી શકાય એમ છે. અફઘાનો હિંદુસ્થાન

સરકારને કેવળ ઘોંચપરોણો કરવા ખાતર ચડાઇ લાવે એવું હું માનતો નથી. છતાં સાથે મને એમ પણ લાગે ખરૂં કે જો તેઓ હિન્દુસ્થાન ઉપર ચડાઇ લાવે અને તેમાં સફળ થાય તો હિંદુસ્થાનમાં પોતાનું રાજ્ય સ્થાપન કરીને અહિંઆ રહી પડવાની લાલચમાંથી તેઓ ભાગ્યે જ બચી શકે.

૧૧. આવી મારી માન્યતા છતાં જે સરકારને હું કાં તો સુધારવા નહિ તો મિટાવવા મથી રહ્યો છું, તે સરકારને વગર શરતે મદદ કરવી એને હું એક અસહકારી તરીકેના મારા ધર્મથી વિરુદ્ધનું કાર્ય સમજું છું.

૧૨. એવા પ્રસંગની ધાંધલ વેળાએ મૂઠ્ઠીભર અસહકારીઓના વિરોધની છાપ ભલે ન પડેલી જણાય પણ એવો એમનો વિરોધ પ્રજામાં જે આત્મબળનાં બીજ વેરશે તેમાંથી પ્રાણવાન્ અને તેજસ્વી હિંદ ઉભું થશે.

૧૩. પોતાની ઇજ્જત આપીને અફઘાનની આફતમાંથી હિંદુસ્થાન પોતાનું રક્ષણ ખરીદે તેના કરતાં તો અફઘાનોને હાથે તેનો દાળોવાટો થઇ જાય એ મારે મન બહેતર છે. જે સરકાર ખિલાફત અને પંજાબના જખમોને હજુ વહેવા દઇ રહી છે એ જ નઠોર અને પશ્ચાત્તાપહીન સરકારને હાથે હિંદનું રક્ષણ ઇચ્છવું એ હિંદુસ્થાનની ઇજ્જત વેચવા નિકળવા સમાન છે.

૧૪. છતાં બ્રિટિશ પ્રજાને વિષે મારો એવો વિશ્વાસ છે કે જે ઘડીએ આપણે આપણા ધ્યેયને વિષે પુરતું નિશ્ચયબળ બતાવી આપીશું અને તેને માટે પૂરતો ભોગ આપી છૂટીશું તે જ ઘડીએ બ્રિટિશ પ્રજા આપણા અવાજને સંપૂર્ણ અનુકૂળ સૂરથી ઝીલી લેશે. મારો ઇતિહાસનો અનુભવ એવો છે કે એ પ્રજા સીધા સરળ ન્યાયની વાત સાંભળનારી નથી. એવો શુધ્ધ ન્યાય તેમની વહેવારૂ બુદ્ધિને અતિ અગોચર લાગે છે, છતાં જ્યારે એ ન્યાયની પાછળ તેનો અમલ

કરાવનારૂં બળ સર્જ્યું છે એમ તેઓ દેખે છે ત્યારે તે જ ઘડીએ અનુકૂળ થઇ જવાને પૂરતી દૂરદેશી તેમનામાં છે—પછી એ બળ પશુબળ હો કે આત્મબળ હો, એની તેમને તમા નથી.

૧૫. બાકી પ્રત્યેક અસહકારીનો તો ધર્મ જ છે કે તે અફઘાનને ચોકખું કહી દે કે ખિલાફતને તેનો લડાઈ અગાઉનો દરજ્જો પાછો મેળવી આપવાની અસહકારમાં પૂરતી શક્તિ છે એવો પોતાનો વિશ્વાસ છે અને તેથી હિન્દુસ્થાન તેઓની લશ્કરી મદદ કે મધ્યસ્થી બિલકુલ માગતું નથી. દરેક અસહકારી અફઘાનને સમજાવી દે કે હિંદુસ્થાનને ગુલામીમાં ટકાવવા ખાતર બ્રિટિશ સરકાર જોડે કોઇ પણ જાતના વહેવારમાં ઉતરવા ઇન્કાર કરીને જ તેઓ હિંદુસ્થાન તરફથી માન અને કદર પામી શકશે. દરેક અસહકારી અફઘાનોને કહી દેશે કે હિંદુસ્થાનના દિલમાં તેના પાડોશીઓ પ્રત્યે શુધ્ધ અને નિર્મળ ભાઇચારા સિવાય બીજા કશા જ પ્રકારની લાગણી નથી.



# ૪૦. સરહદપરના ભાઇઓ.

૧. સરહદના પ્રાંતમાં વસતા પંજાબી ભાઇઓ આખા હિંદુસ્થાનની સહાનુભૂતિને પાત્ર છે. તેમની ઉપર પાડોશમાં વસતી સરહદપરની જાતિઓની ધાડો પડવાની હંમેશાં ધાસ્તી રહે છે. તેઓ રક્ષણના સાધન વગરનાં છે અને મને હકીકતો મળી છે ત્યાંસુધી તો સરકાર પણ એમનું કશું રક્ષણ કરતી જણાતી નથી. આજકાલ તો એ બાજુના સરકારી અમલદારોનો લગભગ એવો જ શિરસ્તો પડી ગયેલો જણાય છે કે ફરિયાદ કરવા આવનારને 'અલીભાઇઓ પાસે જાઓ', અગર તો 'ગાંધી પાસે જાઓ' એમ સુણાવી દેવું! જો સરહદનો પ્રાંત અમારે સુપ્રત હોત તો અમે શું કરત એ તો મારી આગળ દીવા જેવું સ્પષ્ટ છે. અમારા હાથ નીચેના જીલ્લાઓની નિઃશસ્ત્ર વસ્તીનું રક્ષણ કરવાના પ્રયત્નમાં અમે અલબત્ત અમારા પ્રાણ સોંધા કરત.

૨. વળી સ્વરક્ષણને સારૂ અમે વસ્તીને જરૂરી જણાત તો હથિયારબંધ પણ બનાવત. પણ એથીયે વધુ તો અમે સરહદપરની એ ધાડપાડુ જાતિઓનાં મન જીતી લઇને તેમને લૂંટારા મટાડી ભરોસાપાત્ર પાડોશીઓ બનાવી મૂકવા મથત.

૩. પણ અત્યારે તો છે તે સ્થિતિનો વિચાર કરવો રહ્યો. મારી તો એવી જ માન્યતા છે કે ત્યાં પણ હિંદુઓ અને મુસલમાનો એકબીજા તરફ ભાઇચારાની લાગણીથી જ જોનારા છે. અને ત્યાંનો કોઇ મુસલમાન પોતાના હિંદુ ભાઈ સામે ધાડપાડુઓને મદદ કરવાનો દ્રોહ કરનારો નથી. આમ સરહદની આ તરફની બાજુની મુસલમાન

વસ્તી પેલીમેરની ધાડપાડુ જાતિઓ સામે એકંદર વસ્તીનું રક્ષણ કરવામાં જેવી તેવી મદદરૂપ થઇ પડે તેમ નથી.

૪. સરહદપરની જાતોને વિષે પણ નિરાશ થવાનું કારણ નથી. મારી નજરમાં તો તેઓ પણ સમજુ બનાવી શકાય એવા છે. તેઓ ખુદાથી ડરનારા છે અને લૂંટ પણ કેવળ મોજને ખાતર નથી કરતા. હું તો એટલે સુધી માનું છું કે આખા દેશભરમાં આજે જે આત્મશુદ્ધિનું મોજું પ્રસરી રહ્યું છે તેની પવિત્ર અસર નીચે તેઓ પણ તેમની મેળે જ આવી રહ્યા છે.

૫. આવી જાતોને સુધારવાનું કામ સહેલું નથી. તેમાં વખતનો ભોગ તેમજ માણસની ધીરજની કસોટી રહેલી છે એ હું જાણું છું. વળી આવી વાત જેમની માલમિલ્કત પ્રત્યક્ષ લૂંટાઇ છે અગર તો સગાંવહાલાં ખૂંચવી જવામાં આવ્યાં છે તેમને ઝાઝી દિલાસારૂપ ન જ નિવડી શકે એ પણ દેખીતું છે.

૬. છતાં આ મુશ્કેલીનું મૂળ તપાસવા જતાં પણ તે એનાં એ જ કારણોમાંથી જડી આવતું માલુમ પડશે. આપણે અંગ્રેજોથી ડરતા થયા અને ત્યારથી જ ગુલામ બન્યા. આજે સરહદના લોકોથી ડરીએ છીએ અને આપણી ગુલામીભરી નબળાઇમાં સંતોષ માનીને અંગ્રેજ આપણું એમના હાથથી રક્ષણ કરે છે તેને સારૂ આભારનાં આંસુ આણીએ છીએ. મારે હિસાબે તો કોઈ પણ સ્વમાન સમજનારા માણસને માટે એથી વધુ મોટી નામોશીની સ્થિતિ બીજી કોઈ જ નથી કે જેમને તે પોતાને ભરખનાર માને છે, તેમના જ ઉપર તેમની પોતાની અગર પોતાના કુટુંબની સલામતી કે સંરક્ષણનો આધાર રાખવો પડે. એ રીતે મારા પુરુષાતનને ખસ્સી કરીને મારી સલામતી મેળવવા કરતાં તો હું મારી અને મારાં સર્વ સગાંવહાલાંઓની હોળી થયેલી બહેતર સમજું. આ બધી નાદારીની અને ડરકણુંપણાની લાગણી જ આપણામાં આપણે આપણા રોજના વહેવારમાંથી ઇશ્વરને રૂખસત આપી દીધાથી પેઠી છે.

૭. આપણે આપણા કામકાજ માત્રમાં ઇશ્વરને આપણે વિસારી મૂકયો છે. આપણે કેવળ નાસ્તિક બની ગયા છીએ. આપણે માનતા થઇ ગયા છીએ કે આખર સરવાળે પશુબળ એ જ એક આપણને ઉગારશે. પશુબળની સામે ઉભા રહેવાનો પ્રસંગ આવતાં જ આપણે આપણું બધું તત્ત્વજ્ઞાન વીંટાળી મૂકીએ છીએ. ઉગ્યાથી આથમતા સુધીનું આપણું જીવન કયાં યે ઇશ્વરનું ભાન કરાવતું નથી. જો આપણને ઇશ્વરમાં લગીરે શ્રદ્ધા ઉપજે તો આજે જ આપણે સરહદના લોકો જોડે ભાઇચારો થતો જોઇ શકીએ. તેમ કરવા જતાં અલબત્ત આપણે પ્રસંગોપાત આપણી ઇજ્જતના કરતાં આપણી માલમિલ્કત અને કોઈ પ્રસંગે આપણી જાન સિકકે રાજીખૂશીથી આપી દેવા તૈયાર થવું પડે. સરહદ ઉપર વસતા આપણા એ પાડોશીઓ સાવ હિંસક પશુજ છે અને માણસ જાતની વધુ મુલાયમ લાગણીઓને ઝીલવાને કેવળ નાલાયક જ છે એમ માની લેવાની આપણે ચોકખી ના પાડવી જોઇએ.

૮. આમ આપણું સ્વમાન સાચવીને આ ગૂંચનો ઉકેલ કરવાના બે રસ્તા આપણી સામે રહે છે. એક તો લૂંટફાટ કે હુમલા સામે આપણાં જાનમાલનું ગમે તેટલું નબળાઇભિર્યું પણ રક્ષણ કરવાને આપણે કમ્મર બાંધવી, અથવા તો ઉદાત્ત ભાવનાને ઝીલવાની માણસજાતની કુદરતી પ્રેરણાશક્તિમાં વિશ્વાસ ધરી એ સરહદપરના ભાઇઓને સુધારવાનો પ્રયત્ન કરવો. મને તો લાગે છે કદાચ આ બન્ને માર્ગ આપણે એકીવારે લેવા વારો આવે. ગમે તેમ થાય તો પણ ત્રીજા અને છેલ્લા માર્ગથી તો આપણે બચવું જોઇએ. તે માર્ગ એ કે બ્રિટિશ બંદુકો અને બ્રિટિશ હથિયાર આપણી વહારે રહીને આપણને આફતથી બચાવે. એ રસ્તો ચોકખો રાષ્ટ્રીય આપઘાતનો જ છે.

૯. વળી મારાં લખાણ સરહદપરના એ ભાઇઓને પહોંચતાં હોય તો એમને પણ હું તેમની જરીપુરાણી આદતો છોડી દેવા વિનવું. હું એમને સમજાવું કે જે પયગમ્બરના નામને તેઓ બીજા બધાં નામોથી શ્રેષ્ઠ માને છે અને જેને તેઓ રહમ અને ઇન્સાફના ખુદાનો 'પયગમ્બર'

ગણે છે તેની નસીહતને તેઓ એક પણ મરદ કે સ્ત્રીને લૂંટીને ઍબ લગાડે છે. જે જે કોઈ મુસલમાન અગર તો ઉલમાનું આ સીધા સાદા લોકોપર કશા પણ પ્રકારનું વજન છે તેમનો ધર્મ છે કે તેઓ આ સરળ લોકોને સમજાવે કે જો તેઓ ઇસ્લામને તેના ઉપર ઝઝૂમી રહેલા સંકટમાંથી બચાવવાને ઇચ્છતા હોય તો તેમણે તો કાર્યને સારૂ પોતાના હિસ્સાના નાનામાં નાના અંશ તરીકે એટલું તો કરવું જ જોઇએ કે તેમનો કોઈ પાડોશી તેમને હાથે રંજાડાય નહિ. એણે દરેક સરહદના વતનીને સમજાવી આપવું જોઇએ કે જેમને તે એવી રીતે નાહક પજવવા નીકળી પડે છે, તેઓએ તેનું કશું યે બગાડ્યું તો નથી જ, પણ ઉલટા તેઓ તો હિંદુ-મુસલમાન બધા જ એક સાથે મળીને એકતાની ગાંઠે ગંઠાઇને ઇસ્લામની ઇજ્જત બચાવવાને આજે પોતાનું બધું બળ વાપરી રહ્યા છે.



# ૪૧. લશ્કરી સિપાઈની ફરજ.



૧. યુરોપ જો કોઈ સર્વોત્તમ પાઠ શીખવતું હોય તો પશુબળ છે. જો પશુબળ જ હિંદનું રાજ્ય કરનાર હોય તો પછી કાં તો હિંદના લાખો કરોડો આમ પ્રજાવર્ગે યુદ્ધકળા શીખી લીધે છૂટકો રહ્યો, નહિ તો જે કોઇ સમશેર ચલાવી શકે તેવાના પગ તળે સદાને માટે કચડાવું રહ્યું; પછી એવી સમશેર ચલાવી શકનાર પરદેશી હોય કે સ્વદેશી. લાખો કરોડોએ મૂંગાં ઘેટાં જ બન્યાં રહેવુ રહ્યું. અસહકાર તો આ વિશાળ આમ પ્રજાવર્ગને આત્મભાન કરાવવાના–તેમની મહત્તા અને તેમના સામર્થ્યનું તેમને ભાન કરાવવાના–પ્રયત્ન રૂપેજ કલ્પાયો છે. આમ થવાનો એક જ રસ્તો છે અને તે એ જ કે પ્રજામાં એ ભાવના પૂરેપૂરી આવી જાય કે અંતરમાંના આત્માને પિછાની લઇએ તો પછી પશુબળથી બીહવાપણું આખા ત્રિભુવનમાં પણ કશું છે જ નહિ.

૨. ડોગરા શું, શીખ શું, ગુરખા શું કે હિંદની બીજી લડાયક જાતો શું, કોઇ આપણુને અકારા થોડા જ છે? સૌકોઈ આપણુને જોઇએ જ છે. બ્રિટિશ સોલજરનો મુકાબલો કરવા માટે નહિ પણ એ બ્રિટિશ સોલ્જરોને હાથે અમારા પગમાં જકડાતી ગુલામગિરીની બેડીઓમાં મદદગાર થતા અટકવા માટે. આપણી લડાયક જાતિઓને ઉગી આવવું જોઇએ કે બ્રિટિશ અમલદારના હુકમસર પોતાની સમશેર ચલાવીને તેઓ પોતાની અને અમારી ગુલામગિરીને કેવળ મજબૂતીનો પદો જ બક્ષે છે.

૩. લશ્કરી સિપાઇઓને પણ પોતાના ભાગ ભજવવા મહાસભાએ

કહ્યું છે. સરકારી નોકરીની વફાદારી કોમ પ્રત્યેની વફાદારીને તાબે છે. તેથી જ્યારે એક વફાદારી બીજી વફાદારીની આડે આવે ત્યારે નોકરીની વફાદારીનો ત્યાગ કરી કોમની વફાદારી સ્વીકારવાનો ધર્મ પ્રાપ્ત થાય છે. જો ડાયર જેવો કોઇ જૂલમી અમલદાર બેહૂદો હૂકમ કરે તો તમે બહાદુર થઇને તેના હૂકમને માન આપવા કરતાં તેની ગોળી ખાઇ મરી જવું કબૂલ રાખજો. જલિયાંવાળાના નિર્દોષી લોકો જેવાને ગોળીએ ઉડાડવા કરતાં જાતે ગોળીએ ઉડવા તૈયાર થવું બહેતર છે. તમે તમારા દેશબંધુઓને માટે રહમદિલ બનો. તમારા હોદ્દાનો ગેરલાભ લઇ તેમના ઉપર જુલમ કરવાને બદલે તેમને તમારા જ સમજી તેમના ખરા રક્ષક બનો. તમને મળતો પૈસો દેશના ભલામાં આપતાં તમને કોઈ નથી અટકાવી શકતું. જે કાંઇ બચાવતા હો તે જાહેરમાં આપો. તમે જાહેર સભામાં નિર્ભય થઈ આવી શકો છો. તમારાથી ભાષણ ન અપાય એ ખરૂં, પણ તમારા દેશની હિલચાલોથી વાકેફ રહેવા સભાઓમાં આવવા માટે તમને સરકાર બરતરફ ન જ કરી શકે.

૪. "હું સોલ્જરોને હથિયાર છોડવાનું કહીશ, પણ હથિયાર છોડી તે બીજા ઉપર વાપરવાનું નથી કહેવાનો. તેમને મારા જેવા બેતલવાર સિપાઇ બનવાનું કહેવાનો છું. મારામાં શરીરની તાકાત તો કશી યે નથી, પણ હું માનું છું કે મારી મરજી વિરુદ્ધ મારી પાસે કોઈ કાંઈ ન જ કરાવી શકે. ખેડુતોને પણ હું આગળ ઉપર મહેસૂલ ન ભરવાનું કહેવાનો છું, પણ કોઇ પણ સોલ્જર કે ખેડુત હૂકમ વિના કાંઈ પણ પગલું ન લે એમ હું તેમને કહું છું. આપણી લડતની ખૂબી જ તાલીમમાં છે, તેથી હું આપણી બેહથિયાર, બેતલવાર સેનાને કહીશ કે આપણાં હથિયાર હૂકમ વિના કદિ ન ઉપાડશો. તક આવશે એટલે તમને હૂકમ મળશે. પણ જ્યાંસુધી અમને લાગ્યું નથી કે સારા હિન્દુસ્થાનની ઉપર અમે અસર નથી પાડી શકયા, ત્યાંસુધી સિપાઇઓ અને ખેડુતોને અમે કાંઇ જ નહિ કહીએ."

૫. "તમે લોકો શા માટે ભરતીમાં જાઓ છો? પૈસા માટે-જે પૈસો ઇન્સાનિયત લઇ લે છે તે પૈસો ધૂળ બરોબર છે. તમે ઑાસવર્થ, સ્મિથ, જોનસન, શ્રીરામ વિગેરેનાં કાળાં કૃત્યો ભૂલી ગયા છો? પેટ ઘસવાં પડયાં હતાં તે ભૂલી ગયા છો? હું આજીજી કરીને કહું છું કે આ ભરતીની લાલચમાં ન ફસો. મજૂરી કરીને રોટી મેળવો અને સાફ દિલથી તમે કહી દો કે અમે રંગરૂટ નહિ આપી શકીએ. અને પંજાબ આમ કહેશે તો શી ભારે અસર થશે તેનો વિચાર કરો. પંજાબ જેટલા સોલ્જર કોણે આપ્યા છે? અને પંજાબ સોલ્જર આપવાની ના પાડી દે તો પછી કોની તાકાત છે કે બીજે ઠેકાણેથી સોલ્જરો લઇ શકે?"

૬. "મેં પણ સરકારની સોલ્જરી કરી છે, પણ હવે તો સરકારને એમ કહેવાનો વખત આવ્યો છે કે તમારી સલ્તનતના કરતાં ખુદાની સલ્તનત અમને હજારગણી પ્યારી છે. એ સલ્તનતમાં અમે અમારા ધર્મને કાયમ રાખી શકીએ એમ છે! તમારી સલ્તનત અન્યાયથી ટકી રહી છે, ખુદાની વિરુદ્ધ થઇને ટકી રહી છે; તેની સાથે અમે વફાદારી નથી રાખી શકતા."

૭. "માર્શલ લૉમાં પંજાબનું નાક કપાયું છે, પંજાબની લાજ ગઈ છે. એનો બરોબર બદલો મળે તે માટે સરકારને કહી દો કે તમારી વફાદાર રૈયત અમે રહેવા માગીએ છીએ, પણ તે કયારે કે જયારે તમે સીધા થશો ત્યારે, પંજાબને ન્યાય આપશો ત્યારે. ત્યાંસુધી અમારે તમારી સાથે મહબ્બત નથી. કાંઈ લેવા દેવા નથી."

૮. "એ સલ્તનતે એટલા ઘોર અત્યાચારો કીધા છે કે ખુદા સામે અને હિંદુસ્થાનની સામે તોબા નહિ કરે તો જરૂર એ સલ્તનત માટીમાં મળી જશે. હું તો એ પણ જણાવીશ કે જ્યાં સુધી એ તોબા ન કરે, ત્યાંસુધી એને મિટાવવાની દરેક હિંદીની ફરજ છે."

૯. જ્યાં જાલિમ રાજ્ય કરી રહ્યો છે, ત્યાં જેલ મહેલ સમાન છે અને મહેલ જેલરૂપ છે. તમે જો જેલમહેલનો ઇલિમ લીધો હોય તો હું કહું છું તે માનજો. જો તમે માનતા હો કે ખુદા મને જે અવાજ સંભળાવી રહ્યો છે તે જ હું તમને સંભળાવું છું, તો હું તમને કહીશ કે તમે મને એવી ખાત્રી આપો કે સરકાર મને સજા આપે તોપણ તમે તમારા લોહીને પી જશો, ઉકળવા દેશો નહિ. બુલંદ અવાજે સરકારને કહેજો કે અમને કાં તો ફાંસીએ ચડાવો, કાં તો જેલમાં નાંખો, પણ અમારી મદદ તમને નહિ મળે. અમારી મદદ તમને જેલમાં મળશે, ફાંસી ઉપર મળશે, પણ લશ્કરી રીસાલામાં નહિ મળે, ધારાસભાઓમાં નહિ મળે, બીજાં નોકરીખાતાંઓમાં નહિ મળે."

૧૦. સિપાઇઓ પૂછી રહ્યા છે કે અમે નોકરી છોડીએ તો અમારૂં ગુજરાન કેવી રીતે ચાલે ? સવાલના જવાબમાં કારોબારી સમિતિએ રસ્તો બતાવેલો જ છે. દરેક સૈનિક સહેલાઇથી વણકર કે પીંજારા તો બની જ શકે. પીંજણને માટે કાંડામાં તાકાત હોવી જોઇએ તે તો દરેક સિપાઈ પાસે હોય જ. મુંબઇનો કોઇ પણ પીંજારો દિવસના બે ત્રણ રૂપિયા તો સહેજે કમાય છે. પંજાબના ઘણાખરા વણકરોએ સાળ છોડી ભાડુતી સિપાઇની તલવાર હાથમાં લીધી છે.. ભાડુતી તલવાર કરતાં સાળ હજાર દરજ્જે સારી એમ હું માનું છું. કયા માણસ સામે અથવા કયા રાષ્ટ્ર સામે અને કયારે તલવાર ઉગામવી એની પસંદગી સિપાઇના હાથમાં ન હોય તેવી સ્થિતિમાં સિપાઇનાં ધંધામાં કશી ઇજ્જત આબરૂ હોય એમ હું માનતો નથી. સિપાઇઓની સેવાનો ઉપયોગ આપણું રક્ષણ કરવા સારૂ થયો છે તે કરતાં આપણને ગુલામ બનાવવામાં જ વધારે વાર થયો છે. એથી ઉલટું આજે વણકર તો દેશને ખરેખર મુક્તિ અપાવી શકે છે. અને તેથી તે ખરો સિપાઇ છે.

૧૧. વણાટ અને પીંજણની સલાહ આપી છે, તેમાં ખેતીને

પણ ઉમેરવી જોઇએ. પણ એ તાત્કાલિક ઉપાય તરીકે કામ આવે એમ નથી, કેમકે ખેતીનો ધંધો સહેલાઇથી ઉપાડી લેવાય એવો નથી, અને તેમાં મૂડીની જરૂર હોવાથી તે આજે આપણો અર્થ સારે એમ નથી.



# ૪૨. અરજીની કિંમત.

૧. અરજીથી કશો લાભ થવાનો નથી એમ કોઇએ વિચારવાનું નથી. અરજી એ એક પ્રકારની કેળવણી છે. અરજીથી તેમાં આવેલા વિષય ઉપર પ્રજાનું ધ્યાન રોકી શકાય છે. જે અરજીની પાછળ બળ નથી, કાર્ય નથી, અને અરજી એ જ કાર્યમાં કે બળમાં ખપી જાય છે તે અરજી ફોગટ છે. છતાં મહુંમ ન્યાયમૂર્તિ રાનાડે કહેતા કે અરજી એ લોકોને કેળવવાનું સાધન છે. તેથી લોકોને પોતાની સ્થિતિનું ભાન આપી શકાય છે, અને રાજ્યકર્તાને ચેતવણી આપી શકાય છે. આમ વિચારતાં અરજી એ નકામી વસ્તુ નથી. બરોબરીઓ માણસ અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાય, ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીઆની અરજી છે, અને તે પોતાની માગણી અરજીરૂપે જાહેર કરે એ તેની ખાનદાની બતાવે છે.

૨. અરજીની પાછળ બે પ્રકારનાં બળ છે. એક તો 'નહિ આપો તો તમને મારીશું.' આ દારૂગોળાનું બળ છે. તેનું ખરાબ પરિણામ આપણે જોઈ ગયા, બીજું બળ તે આ છે. "તમે નહિ આપો તો અમે તમારા અરજદાર નહિ રહીએ. અમે અરજદાર હોઇશું તો તમે બાદશાહ રહેશો. અમે તમારી સાથે રમવાના નથી." આ બળ તે દયાબળ કહો, આત્મબળ કહો કે સત્યાગ્રહ કહો. તે બળ અવિનાશી છે અને તે બળ વાપરનાર પોતાની સ્થિતિ બરોબર સમજનારો છે. તેનો સમાવેશ આપણા ઘરડાઓએ 'એક નન્નો છત્રીશ રોગને હરે' તેમાં કર્યો છે. તે બળ જેનામાં છે તેની પાસે હથિયારબળ કામ કરી શકતું જ નથી. માટે જે અરજીની

પાછળ કાર્ય અને બળ રહ્યાં છે તે અરજી આવશ્યક છે. તેની પાછળ સત્યાગ્રહનું અનુપમ બળ રહેલું છે.

૩. અરજીને કિંમતી સમજી પ્રજાના ઉપર જે દુઃખ પડે તેનો નાદ સરકારને તેમ જ પ્રજાને દુઃખી સ્ત્રીપુરુષો અરજીથી સંભળાવી શકે છે. એવા કાર્યમાં વકીલોની કે મોટા અરજી ઘડનારાઓની જરૂર નથી. જેના પગમાં કાંટો ભોંકાયો હોય એ પોતાનું દુઃખ જેટલા જોરથી સંભળાવી શકે છે તેટલા જોરથી પારકા માણસ કદિ નહિ સંભળાવી શકે. આપણે જે હકીકત જેવી છે તેવી જ આપવી અને અતિશયોક્તિ ન કરવી એટલી જ સાવચેતી રાખવાની જરૂર છે. સત્યને શણગાર શો ?

૪. હવે એવો વખત આવ્યો છે કે કંઇ પણ વાસ્તવિક કાર્ય માટે ઉપરી સત્તાને અરજી કરવી ફોગટ છે. જ્યારે પ્રજા અરજીનો અમલ કરવાની સત્તા ધરાવતી હોય, ત્યારે જ તે અરજીની કંઈક કિંમત છે, આપણી પાસે તેવી સત્તા શી છે ? આપણને ગંભીર નુકસાન થયું છે એમ જ્યારે આપણે ચોક્કસ માનતા હોઇએ અને અરજી કર્યા છતાં પણ દાદ ન મેળવી શકીએ ત્યારે આપણું દુઃખ દૂર કરવાનો કંઈક ઈલાજ આપણા હાથમાં અવશ્ય હોવો જોઇએ. જ્યારે પોતાના મૂળ હક્કને નુકસાન ન પહોંચતું હોય, ત્યારે ઉપરી સત્તાને અરજી કર્યા છતાં પણ દાદ ન મળે તો સહન કરી લેવું એ રૈયતની ફરજ છે, પરંતુ અસહ્ય દુઃખની સામે થવાનો દરેક પ્રજા તેમ જ વ્યક્તિનો હક્ક તેમ જ ધર્મ છે.



# ૪૩. ચેતવણી.

૧. એક્સ્ટ્રીમીસ્ટને હું કહું કે તમારો હેતુ હિંદને સારૂ સ્વરાજ્ય મેળવવાનો છે. સ્વરાજ્ય તમારૂં મેળવ્યું મળે તેમ નથી. સ્વરાજ્ય તો સહુએ સહુનું લેવું જોઇએ—કરવું જોઇએ. બીજા મેળવે તે સ્વરાજ્ય નથી, પણ પર-રાજ્ય છે. એટલે તમે અંગ્રેજને કહાડી સ્વરાજ્ય લીધું એમ ધારો તો તે ઠીક નથી. ખરૂં સ્વરાજ્ય જે તમે માગો છો, તે તો હું અગાઉ જણાવી ગયો છું તે જ હોવું જોઇએ. તે તમે દારૂગોળાથી કદિ લેવાના નથી. દારૂગોળો એ હિન્દને સદે તેવી વસ્તુ નથી. વાસ્તે સત્યાગ્રહ ઉપર જ ભરોસો રાખો. મનમાં એવો વહેમ પણ ન લાવો કે આપણને સ્વરાજ્ય મળવામાં દારૂગોળાની જરૂર છે.

૨. ખૂન કરીને હિંદને છોડાવીશું એ વિચાર કરતાં તમને ત્રાસ કેમ નથી છૂટતો? ખૂન તો આપણે આપણું કરવું ઘટે છે. કેમકે આપણે બાયલા બન્યા છીએ ત્યારે ખૂનનો વિચાર કરીએ છીએ. આવું કામ કરીને તમે કોને છોડાવશો? હિંદી પ્રજા એવું કદિ ઇચ્છતી નથી. આપણા જેવા, જેમણે અધમ સુધારા રૂપી ભાંગ પીધી છે, તે જ એવો વિચાર કેફમાં કરે છે. ખૂન કરીને જે રાજ્ય ભોગવશે તે પ્રજાને સુખી કરવાના નથી.

૩. મૉડરેટને કહું કે આપણે માત્ર આજીજી કરવા માગીએ તે તો આપણી હીણપત છે. તેમાં આપણે આપણી હલકાઇ કબૂલ કરીએ છીએ. અંગ્રેજી સંબંધની જરૂર જ છે એમ કહેવું એ આપણે ઇશ્વરના ચોર થયા બરોબર છે. આપણને ઇશ્વર સિવાય કોઇની જરૂર છે એમ તો કહેવું ઘટે નહિ. વળી સાધારણ વિચાર કરતાં પણ એમ કહેવું કે અંગ્રેજ વિના હાલ તો ન જ ચાલે, એ

અંગ્રેજને અભિમાની કરવા જેવું છે.

૪. અંગ્રેજ ગાંસડી બાંધી ચાલ્યા જશે તો કંઈ હિંદુસ્થાન રાંડશે એમ જાણવાનું નથી. તેમ થતાં જેઓ દાબથી બેસી રહ્યા હશે તે લડશે એવો સંભવ છે. ભરનીંગળને દાબવાથી કશો ફાયદો નથી. તે તો ફૂટયેજ છૂટકો. એટલે જો આપણે માંહોમાંહે લડવાનું સરજ્યું હશે તો લડી મરીશું. તેમાં બીજાએ નબળાને બચાવવાના બહાનાથી વચ્ચે પડવાની જરૂર નથી. તેમાં તો આપણું નખોદ વળ્યું છે. નબળાનો એમ બચાવ કરવો તે નબળાને વધારે નબળા બનાવવા જેવું છે. આ વિચાર મૉડરેટે બરોબર કરવો ઘટેછે. તે વિના સ્વરાજ્ય હોય નહિ. એક અંગ્રેજ પાદરીએ કહેલા શબ્દો તેઓને હું યાદ આપીશ કે "આપણે સ્વરાજ્ય ભોગવતાં અંધેર હોય તે સહન કરવા જેવું છે, પણ પરરાજ્યની સફાઈ તે દરિદ્રતા છે." માત્ર તે પાદરીના સ્વરાજ્યનો અને હિંદ સ્વરાજ્યનો અર્થ જૂદો છે. આપણે ગોરાનો કે હિંદીનો કોઇનો જૂલમ કે દાબ માગતા નથી. ડૂબતાને તરતાં શીખવવાનું છે. આમ બને તો એકસ્ટ્રીમીસ્ટ તથા મૉડરેટ બન્ને મળે-મળી શકે-મળવા જોઇએ. એક બીજાનો અવિશ્વાસ રાખવાની કે બહીવાની જરૂર નથી.

૫. અંગ્રેજોને હું વિનયપૂર્વક કહીશ કે તમે મારા રાજા ખરા. તમે તમારી તલવારથી છો કે મારી ઇચ્છાથી છો એ સવાલ ચર્ચવાની મારે જરૂર નથી. તમે મારા દેશમાં રહો તેનો પણ મને દ્વેષ નથી. પણ તમારે રાજા છતાં નોકર થઇને રહેવું પડશે. તમારૂં કહ્યું અમારે નહિ પણ અમારૂં કહ્યું તમારે કરવું પડશે. આજ સુધી તમે આ દેશમાંથી જે ધન લઈ ગયા તે તમને પચ્યું, પણ હવે તમે તેમ કરશો તે નહિ ફાવે. તમે હિંદુસ્થાનનું સિપાઇગિરૂં કરવાની ઇચ્છા રાખો તો રહી શકાય તેવું છે. તમારે અમારી સાથે વેપારની લાલચ છોડવી. તમે જે સુધારાની હીમાયત કરો છો તેને અમે કુધારો જાણીએ છીએ. અમારા સુધારાને અમે

તમારા કરતાં અત્યંત ચડિયાતો માનીએ છીએ. તેમ તમને સૂઝી આવે તો તમારો લાભ છે. તેમ તમને ન સૂઝે તોપણ તમારી જ કહેવત પ્રમાણે તમારે અમારા દેશી થઇને રહેવું જોઇશે. તમારાથી અમારા ધર્મને બાધ આવે તેમ ન થવું જોઇએ. તમારો ધર્મ છે કે તમારે રાજ્યકર્તા હોઇ હિંદુઓના માનને ખાતર ગાયના માંસનો આહાર છોડવો, અને મુસલમાનના માનને ખાતર તમારે ભુંડા જનાવરોનો આહાર છોડવો. અમે દબાયેલા તેથી બોલી શકયા નથી. પણ અમારી લાગણી નથી દુખાઈ એમ તમારે સમજવાનું નથી. અમે સ્વાર્થ કે બીજા ભયથી તમને કહી નથી શકયા, પણ હવે કહેવું એ અમારી ફરજ છે. તમે સ્થાપેલી નિશાળો અને અદાલતો કંઇ કામની નથી, એમ માનીએ છીએ. તેને બદલે અમારી અસલી અદાલતો અને શાળાઓ હતી તે અમારે જોઇશે.

૬. હિંદુસ્થાનની ભાષા અંગ્રેજી નથી પણ હિંદી છે. તે તમારે શીખવી ઘટશે. અને અમે તો તમારી સાથે વ્યવહાર અમારી ભાષામાં જ રાખી શકીશું. તમે રેલ્વે અને સોલ્જરોમાં અખૂટ પૈસો વાપરો છો. તે અમે સહન કરી શકતા નથી. અમને તેની જરૂર નથી જણાતી. રશિયાની બહીક તમને હશે. અમનો નથી. તે આવશે, ત્યારે અમે જોઇ લઇશું. તમે હશો તો આપણે સાથે જોઈ લઇશું. અમારે વિલાયતી કે યુરોપી કાપડ ન જોઇએ, આ દેશમાં પેદા થયેલી વસ્તુઓથી અમે ચલાવી લઇશું. તમારાથી એક આંખ માંચેસ્ટર ઉપર અને બીજી અમારી ઉપર એમ નહિં પરવડે. તમારો અને અમારો એક જ સ્વાર્થ છે. એમ તમે વર્તો ત્યારે સાથે ચાલી શકશે.

૭. જો તમે પોતાને હિંદુસ્થાનના મિત્ર અને સોબતી તરીકે ગણાવવા માગતા હો તો તમે આ દેશમાં કેવળ તોપતલવારોના જોર ઉપર જ રહીને ન વસી શકો. હિંદુસ્થાનની ભલમનસાઈ અને ભાઇચારાની હૂંફને બળે જ તમે આ દેશમાં વસી શકો. એ એક જ વસ્તુ તમને અને પ્રજાને પરસ્પર સાંકળનારી હોવી જોઇએ. તમે

મોંએ સમાનતાની વાતો કરો અને અંતરમાં પોતાની વડાઈના ખ્યાલને લગીરે ન ડગવા દો એવી દિલ્લગીમાં શો સાર છે?

૮. સલામતીને સારૂ ગોરૂં લશ્કર રાખવાની વખતે જરૂર હોય, પણ હિંદુસ્થાનની સરહદના રક્ષણને સારૂ તો તેની કોઈ કાળે લેશમાત્ર જરૂર નથી. પારસી જેવી કોમ આ દેશમાં હજારો વર્ષથી હેડેહૈયે રહી છે; તે જ ઢબે તમે પણ આ દેશમાં કાં ન રહો. ખોબા જેટલા પારસીઓ આ દેશમાં આટલા સૈકાઓથી માનવંતા મિત્રો કે ભાગીદાર ભાઇઓની જેમ રહેતા આવ્યા છે. નથી તેમને ખાસ એલાયદા રક્ષણની જરૂર પડી કે નથી હિંદુ કે મુસલમાનોના રોષની આગથી બચીને ભરાઈ બેસવાને સારૂ કિલ્લાઓની જરૂર પડી. જરથોસ્તના અનુયાયીઓની શ્રદ્ધા ઈશુ કે મુસાના અનુયાયીઓમાં નથી શું? સરકારી અમલદારોએ પ્રજા જોડે મિત્રાચારી કરવી હશે તો પોતાનો દોરદમામ અને અતડાપણું મેલી દઈ તેમણે આમવર્ગમાં ભેળાવું પડશે.

૯. જો સરકાર પોતાની સેતાનિયતને ભૂલી આપણને સંતોષીને આપણી ઇચ્છાની ઢબે અહિં રહેવા તૈયાર હોય તો આપણે તેને રાખવા માગીએ છીએ, પણ તે સેતાનિયતને જાળવી રાખી આપણને દબાવવા માગે તો હું કહું છું કે તેને નાબૂદ કરવી એ જ આપણો ધર્મ થયો. તે જો આજ થઇ શકે તેમ હોય તો તેને માટે હું કાલ સુધી પણ રાહ જોવા નથી માગતો. અને આ મહાન્ લડતમાં જરૂરી તેટલી બધી કુરબાની કરવાનું બળ ઇશ્વર આગળ હું માંગી લઇશ.

૧૦. મૂળ વાત જ એ છે કે તમે હિન્દુસ્થાનમાં હિન્દુ–મુસલમાનના રાજીપાને વશ રહીને વસવાને ખુશી નથી. તેમ હિન્દુ–મુસલમાન હવે તમારી પાસે માણસજાતને મારવાનાં છેલ્લામાં છેલ્લી ઢબનાં શાસ્ત્રીય હથિયારો છે એટલા જ ઉપરથી તમને પોતાના ઉપર ચડિયાતાપણું ભોગવવા દેવાને પણ તૈયાર નથી. આ સ્થિતિમાં હિંદુસ્થાનની પ્રજા પાસે એ બધા નાશકારક સરંજામને ભોંઠો પાડવાનો—બૂઠો કરી દેવાનો—રસ્તો એક જ

છે અને તે એ કે શુદ્ધ અહિંસા કેળવીને પોતે એ નાશકારી સરંજામનો બધો ડર જ મૂકી દીધો છે એ બતાવી આપવું.

૧૧. સંભવ છે કે મારા વિચારમાં દોષ હોય, મારી બુદ્ધિમાં મંદતા કે જડતા હોય; પણ મારી આંખને આ સરકારના રંગઢંગમાં ક્યાં યે પશ્ચાત્તાપનો લવલેશ સરખો દેખાતો નથી એટલું જ નહિ પણ, હું તો એને ઉલટી પ્રજાને ઘોંચપરોણા કરી કરીને તેને હાથે તોફાન કે મારફાડ કરાવવાની અને પછી ફરી પાછી ડાયરશાહી ચલાવવાનું ખાસું બહાનું શોધવાની પેરવી કરી રહેલી દેખું છું. પંજાબના પાપનું જે એક જ રસ્તે પ્રાયશ્ચિત્ત સંભવે છે તે કરવાના સરકારના ઇનિકારનો અર્થ જ એ છે કે અમૃતસરની પેઠે લોકો જ્યાં જ્યાં ક્યાં યે ઘેલા થાય, ત્યાં ડાયરશાહી ચલાવીને અપરાધી નિરપરાધી સૌ કોઇને ધોળે દહાડે તારા દેખાડી દેવા અને અમૃતસરના એક અધિકારીના શબ્દોમાં કહીએ તો આજની પ્રજાનાં અપરાધનાં ફળ એમનાં છોકરાંનાં છોકરાંને ભોગવવાં પડે એટલે સુધી એમની વલે કરવી.

૧૨. પરાણે ગળામાં પહેરાવેલી બ્રિટિશ ઝૂંસરી અસહ્ય છે. એ જીવતીજાગતી નામોશી છે. જે પ્રજામાં પોતાના માનની લાગણી જાગેલી છે તેણે તે ઝૂંસરીને ફગાવી દેવામાં રહેલી હાડમારી, દુઃખો અને આત્મબલિદાન આપ્યે જ છૂટકો છે. અંગ્રેજોને અહિં રહેવું હોય તો તેઓ મિત્ર બનીને, બરોબરીઆ બનીને, રહી શકે છે; અગર તો જો તેમને નોકરી કરવી હોય તો તે પણ તેઓ સાચેસાચા નોકર થઇને કરી શકે છે. તેમણે પોતાના શેઠની ઇચ્છા જ સંપૂર્ણ ચોકખાઈપૂર્વક બજાવી લાવવી જોઇએ. હિંદી મજુરોને તેમનાથી નીચોવી પીવાય નહિ; અંગ્રેજ મૂડીદારોને માટે કશી જ ખાસ છૂટો કે લાભો માગી શકાય નહિ. તેમણે આપણામાંના નાનામાં નાના જોડે પણ બરોબરીઆને નાતે હરિફાઇ કરી લેવી રહી. તેમની યોજનાશક્તિ, તેમની ઉદ્યમશીલતા, અને તેમનાં સાધનોની વિપુલતા વડે કરીને તેઓ અહિં સહેલાઇથી જબરો

વેપાર ખેડે તેમાં તેમને કોઇ ના ન પાડે. માત્ર તેમનાં સંગીનબંદુકો અને તેમની ચાબુકનો દોર જ આથમવો જોઈએ.

૧૩. આ બધી ધૃષ્ટતા અથવા ઘેલછા છે એમ પણ કોઇને લાગે. પણ મને ઉમેદ છે કે ઓછામાં ઓછું સરકાર તો ટૂંક મુદતમાં જોશે જ કે આ વાત કરવામાં મેં કેવળ હિન્દુસ્થાનનું કુદરત જ જાહેર કર્યું છે. અને આ મૂલભૂત સત્ય જેટલું જલદી સમજાશે તેટલો જલદી અંગ્રેજો અને હિન્દી પ્રજા વચ્ચે સહકાર સંભવશે. એવા સહકારનો દિવસ આવેલો જોવા હું અત્યંત આતુર છું. અને એ આતુરતા જ મને અત્યારે એવા સાચા સહકારને બદલે કેવળ મ્હોડાના અગર તાણીતૂશીને ઉભા કરેલા સહકારને-પછી તે ગમે તેવો દેખાવડો હોય-કબૂલ કરતાં અટકાવે છે. અસહકાર કંઈ અજ્ઞાન અને વેરમાંથી જન્મેલો નથી, પણ સાચા સહકારને સ્થાપન કરવાની દિશાએ એ એક જ અસરકારક પગથિયું છે, અને તેથી જ્ઞાન અને પ્રેમમાંથી જ તેનો જન્મ છે.

૧૪. કશો વચલો માર્ગ જો હોત તો અસહકારીઓ તે લીધા વગર કદિ ન રહ્યા હોત. આમાં આખી પ્રજાએ દ્રૂષ કરતાં શીખવાની કે ઝેરવેર કેળવવાની વાત નથી. હિંદુસ્થાન તેની ખોયેલી સ્વતંત્રતા પાછી મેળવવા માટે આજે સખ્ત પ્રયત્ન કરી રહ્યું છે, અને તેમ કરવામાં તેનો પ્રયત્ન ઇતિહાસનું પુનરાવર્તન કરવાનો નથી, પરંતુ નવો ઇતિહાસ બનાવવાનો છે.

૧૫. તમારી સાથે આ વાત તોછડાઈથી નથી કરી. તમારી પાસે હથિયારબળ છે. નૌકાસૈન્ય ભારે છે. તેમની સાથે અમે તેવા જ બળથી નહિ લડીએ, પણ જો તમને ઉપલી વાત કબૂલ નહિ હોય તો અમે તમારી સાથે નહિ રમીએ, તમારી મરજીમાં આવે તો અને બને તો તમે અમને કાપજો. મરજીમાં આવે તો તોપે ઉડાવજો. અમને જે પસંદ નથી તે તમો કરો તેમાં અમે મદદ નથી કરવાના. અને અમારી મદદ સિવાય તમારાથી ડગ ભરી શકાય તેમ નથી.

૧૬. આ વાત તમે તમારી સત્તાના મદમાં હસી કહાડશો એવો સંભવ છે. તમારૂં હસવું મિથ્યા છે એમ તો તમને નહિ દેખાડી શકાય, પણ જો અમારામાં દમ હશે તો તમે જોશો કે તમારો મદ નકામો છે અને તમારૂં હસવું તે વિપરીત બુદ્ધિની નિશાની હતું.

૧૭. અમે તો માનીએ કે તમે હાડે ધર્મી પ્રજાના માણસ છો. અમે તો ધર્મસ્થાનમાં જ વસીએ છીએ. તમે અને અમે કેમ સાથે થયા તે વિચારવું ફોગટ છે, પણ આપણા સંબંધનો આપણે બન્ને સદુપયોગ કરી શકીએ છીએ.

૧૮. તમે હિંદમાં આવનારા અંગ્રેજો અંગ્રેજી પ્રજાનો ખરો નમૂનો નથી. તેમ અમે અર્ધા અંગ્રેજી જેવા બનેલા હિંદીઓ પણ ખરી હિંદી પ્રજાનો નમૂનો કહેવાઈ શકતા નથી. અંગ્રેજી પ્રજા જો બધું સમજે તો તમારા કાર્યની સામે થાય. હિંદી પ્રજાએ તો તમારી સાથે સંબંધ થોડો જ રાખ્યો છે. તમે જો તમારો સુધારો જે કુધારો જ છે તેને છોડી તમારા ધર્મનું શોધન કરશો તો તમે જોશો કે અમારી માગણી બરોબર છે. એ જ રીતે તમારાથી હિન્દુસ્થાનમાં રહેવાય. એમ તમે રહો તો તમારી પાસેથી અમારે કેટલુંક શીખવાનું છે તે શીખીશું અને અમારી પાસેથી તમારે ઘણું શીખવાનું છે તે શીખશો. આમ કરતાં આપણે લાભ લઈશું અને દુનિયાને લાભ કરીશું પણ તે તો જ્યારે આપણા સંબંધની જડ ધર્મ ક્ષેત્રમાં નંખાય ત્યારે જ બને.

૧૯. જે હિંદીને ખરી ખુમારી ચડી હશે તે જ અંગ્રેજને ઉપર પ્રમાણે કહી શકશે અને તેઓના રૂઆબમાં નહિ દબાય.

૨૦. ખરી ખુમારી તો તેને જ ચડે કે જે જ્ઞાનપૂર્વક માને કે હિંદી સુધારો તે સર્વોપરી છે અને યુરોપી સુધારો તે ત્રણ દહાડાનો તમાશો છે. એવા સુધારા તો કંઈ થઇ ગયા અને રોળાયા. કંઇ થશે અને રોળાશે.

૨૧. ખરી ખુમારી તેને જ હોઇ શકે કે જે આત્મબળ અનુભવી શરીરબળથી નહિ દબાતાં નીડર રહેશે અને તોપબળનો સ્વપ્ને પણ ઉપયોગ કરવા નહિ ધારે.

૨૨. ખરી ખુમારી તેને જ હશે કે જે હિંદી અત્યારની દયામણી દશાથી ખૂબ અકળાયા હશે અને જેણે ઝેરનો પ્યાલો પહેલેથી જ પી લીધો હશે.

૨૩. તેવો હિંદી એકજ હશે તોપણ તે ઉપર મુજબ અંગ્રેજને કહેશે અને અંગ્રેજને તે સાંભળવું જોઇશે.

૨૪. ઉપરની માગણી તે માગણી નથી પણ હિંદના મનની દશા સૂચવે છે. માગ્યું નહિ મળે લીધું લેવાશે. લેવાનું બળ જોઇએ. તે બળ તો તેને જ હશે કેઃ—

(૧) જે અંગ્રેજી ભાષાનો ઉપયોગ ન ચાલતાં જ કરશે.

(૨) જે વકીલ હોઇ પોતાની વકીલાત છોડી દેશે અને રેંટિયો લઇ પોતાના ઘરમાં લૂગડાં વણશે.

(૩) જે વકીલ હોઈ પોતાનું જ્ઞાન માત્ર લોકોને સમજાવવામાં અને અંગ્રેજોની આંખો ઉઘાડવામાં ગાળશે.

(૪) જે વકીલ હોઈ વાદી પ્રતિવાદીના કજીઆમાં પડશે નહિ પણ અદાલતોને તજશે અને પોતાના અનુભવે લોકોને તે છોડવાનું સમજાવશે.

(૫) વકીલ હોવા છતાં જેમ વકીલપણું છોડશે તેમ જજપણું પણ છોડશે.

(૬) જે દાક્તર હોઈ પોતાનો ધંધો તજશે અને સમજશે કે લોકોનાં ચામ ચુંથવા કરતાં લોકોના આત્માને ચુંથી તેનું સંશોધન કરી તેને સાજા બનાવશે.

(૭) જે દાક્તર હોઈ સમજશે કે પોતે ગમે તે ધર્મનો હોય છતાં જે ઘાતકીપણું અંગ્રેજી વૈદકશાળાઓમાં પ્રાણીઓ ઉપર વાપરવામાં આવે છે,

તે ઘાતકીપણા દ્વારા શરીર સાજું થતું હોય તોપણ તે ન થાય અને માંદુ રહે તે ઠીક છે.

(૮) દાક્તર હોવા છતાં રેંટિયો પોતે પણ લેશે અને લોકો જે માંદા હશે, તેને તેની માંદગીનું કારણ બતાવીને કારણ દૂર કરવા તે કહેશે. પણ નકામી દવાઓ આપી તેને પંપાળશે નહિ. તે સમજશે કે નકામી દવા નહિ લેતાં તેવા માંદાનું શરીર પડી જશે તો દુનિયા રંડાવાની નથી. તે માણસની ઉપર ખરી દયા ગણાશે.

(૯) તે ધનાઢય હશે છતાં પોતાના પૈસાની દરકાર રાખ્યા વિના જે મનમાં હશે તે જ બોલશે અને ચમરબંધીની પરવા નહિ રાખે.

(૧૦) તે ધનાઢય પોતાનો પૈસો રેંટિયા સ્થાપવામાં વાપરશે અને પોતે માત્ર સ્વદેશી માલ પહેરી, વાપરી બીજાને ઉત્તેજન આપશે.

(૧૧) બધા હિંદી સમજશે કે આ સમય પશ્ચાત્તાપનો, પ્રાયશ્ચિત્તનો, શોકનો છે.

(૧૨) બધા સમજશે કે અંગ્રેજોનો દોષ કહાડવો વ્યર્થ છે. તેઓ આપણે વાંકે આવ્યા, આપણે વાંકે રહ્યા છે અને આપણો વાંક દૂર થયે જશે અથવા બદલાશે.

(૧૩) બધા સમજશે કે શોકદશામાં મોજશોખ હોઇ ન શકે. જ્યાંસુધી આપણે ચેન નથી, ત્યાંસુધી આપણે જેલમાં કે દેશપાર હોઇએ એ ઠીક છે.

(૧૪) બધા હિંદી સમજશે કે આપણે લોકોને સમજાવવા ખાતર જેલમાં ન જવાય તેવી સાવચેતી રાખવી તે તદ્દન મોહ છે.

(૧૫) સહુ સમજશે કે કહેવા કરતાં કરવાની અસર અજબ થાય છે. નીડર થઈ જે મનમાં છે તે બોલવું જ અને તે બોલતાં પરિણામ આવે તે સહેવું. ત્યારે તો આપણે આપણા બોલવાની છાપ પાડી શકીએ છીએ.

(૧૬) બધા હિંદી સમજશે કે આપણે દુઃખ સહન કરીને જ બંધન છોડવી શકીશું.

(૧૭) બધા હિંદી સમજશે કે જે પાપ આપણે અંગ્રેજને તેમના સુધારામાં ઉત્તેજન આપીને કર્યું છે તેનું નિવારણ કરવા દેહાંત સુધી આંદામાનમાં રહીએ તો જરા યે વધારે પડતું નથી થયું.

(૧૮) બધા હિંદી સમજશે કે કોઈ પણ પ્રજા દુઃખ વેઠયા વિના ચડી નથી. રણસંગ્રામમાં પણ કસોટીને દુઃખ છે, બીજાને મારવા તે નથી. તેમ જ સત્યાગ્રહ વિષે છે.

(૧૯) બધા હિંદી સમજશે કે બીજા કરે, ત્યારે આપણે કરીશું, એ ન કરવાનું બહાનું છે. આપણને સારૂ લાગે છે વાસ્તે આપણે કરો બીજાને ભાસશે, ત્યારે તે કરશે એ જ કરવાનો રસ્તો છે. મને સ્વાદિષ્ટ ભોજન જોવામાં આવે તે લેતાં હું બીજાની રાહ નથી જોતો. ઉપર મુજબ પ્રયત્ન કરવો, દુઃખ ભોગવવું એ સ્વાદિષ્ટ ભોજન છે. અકળાઇને કરવું, દુઃખ ઉઠાવવું તે વેઠ માત્ર છે.

૨૫. વળી હું કહી જવાની રજા લઉં છું કેઃ—

(૧) સ્વરાજ્ય તે આપણા મનનું રાજ્ય છે.

(૨) તેની ચાવી સત્યાગ્રહ, આત્મબળ કે દયાબળ છે.

(૩) તે બળ અજમાવવા અર્થે સ્વદેશી પકડવાની જરૂર છે.

(૪) જે આપણે કરવા માગીએ છીએ તે અંગ્રેજની ઉપર દ્વેષ ભાવે નહિ, તેમને દંડ કરવાને ખાતર નહિ, પણ તેમ કરવું એ આપણું કર્તવ્ય છે; એટલે કે અંગ્રેજ નિમકવેરો કહાડી નાંખે, લીધેલું ધન પાછું આપે, બધા હિંદીને મોટા હોદ્દા આપે, લશ્કર ખેંચી લે, તો કાંઇ આપણે તેમના સંચાનું કાપડ પહેરીશું કે અંગ્રેજી ભાષા વાપરીશું અથવા તેમનાં હુન્નરકળાનો ઉપયોગ કરીશું એમ નથી. તે બધું વસ્તુતઃ ન કરવા જેવું છે. વાસ્તે નથી કરવાના એ સમજવાનું છે.

૨૬. જે કાંઇ મેં કહ્યું છે તે અંગ્રેજોના દ્વેષ ભાવે નહિ. પણ તેમના સુધારાના દ્વેષ ભાવે કહ્યું છે.

૨૭. મને લાગે છે કે આપણે સ્વરાજ્યનું નામ લીધું છે; પણ તેનું સ્વરૂપ સમજ્યા નથી. તે જેવું હું સમજ્યો છું, તેવું સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે. તેવું સ્વરાજ્ય લેવા ખાતર આ દેહ અર્પણ છે એમ મન સાક્ષી પૂરે છે.



# ૪૪. શંકા સમાધાન.

૧. સ૦—દેશસેવા કરતાં પહેલાં કુટુંબસેવા ન કરવી જોઇએ ?

જ૦—જરૂર કરવી જોઇએ. પણ કુટુંબસેવા એ લોકસેવાની વિરોધી ન હોઇ શકે. પહેલાં પોતાની સેવા, પછી કુટુંબસેવા, પછી ગામસેવા અને પછી દેશસેવા એ ક્રમ હું માનું છું, પરંતુ કોઇપણ સેવા જગતના કલ્યાણની વિરુદ્ધ ન હોવી જોઇએ. દેશના આવા દારિદ્રયના કાળમાં કુટુંબસેવાને નામે બહેનના વિવાહમાં વિશ હજાર રૂપિયા ખર્ચી ન શકાય.

૨. સ૦—એકસંપ હોય તો એક મહિનામાં સ્વરાજ્ય મળે ?

જ૦—એકસંપનો અર્થ સમજીએ. એકસંપ એટલે એકમત નહિ. કપાળે કપાળે જૂદી મતિ હોય, છતાં એકસંપ હોય. માલવિયાજી અને મારે મતભેદ છે, છતાં અમે બન્ને વચ્ચે ભારે સંપ છે. અસહકારીનાં કૃત્યોથી જ વિરોધીઓ સાથે સંપ થાય. જ્યાં દલીલ કામ નથી કરતી ત્યાં એક સત્કાર્ય કરે છે. બાંધી મુદતમાં સ્વરાજ્ય મેળવવાના મારા વચનની સાથે શરત રહેલી છે.

૩. સ૦—હિંદુસ્થાનની પરરાજ્ય સાથેની નીતિ શાના આધારે નક્કી થશે ? પ્રજાહિતને લક્ષમાં રાખીને કે બીજા કશાને ?

જ૦—હિંદુસ્થાનની પ્રજાના હિતને જ પ્રધાનપદ આપવું જોઇએ એ તો દેખીતું જ છે.

૪. સ૦—ઇંગ્લાંડનાં કે બીજા દેશોનાં યુદ્ધો ખાતર હિંદુસ્થાનનાં માણસો કે નાણાં વપરાય ખરાં ?

જ૦—બીજાં રાજ્યો સાથે તેવા કરારો હિંદુસ્થાને કર્યાં હોય તો વપરાય ખરા.

૫. સ૦—દેશના કાયદાકાનૂન કોઇ પણ એક સંઘ, સંપ્રદાય કે સમાજના હિતને વશ થઇ શકે ખરા ?

જ૦—હરગીઝ નહિ. પણ મિત્રાચારી રાખનાર પાડોશીઓને મદદ કરે એવા દેશના કાયદા હોઈ શકે, જેમકે, આજે પણ આપણે સ્વતંત્ર હોત તો આપણે તુર્કોને લશ્કર અને નાણાંની બનતી મદદ કરતા હોત.

૬. સ૦—કોઇ પણ ધર્મ, જાતિ કે વર્ગના રક્ષણને ખાતર શું રાજ્યસત્તાને સાધન તરીકે વાપરી શકાય ?

જ૦—સ્વરાજ્યની સરકાર હિંદુસ્થાનમાં ચાલતા દરેક ધર્મનું અને તેમાં વસતી દરેક કોમનું રક્ષણ કરશે, અને તો જ તેને સ્વરાજ્ય કહેવાય.

૭. સ૦—શાસ્ત્ર કે શરિયતમાં એક વાત કહી હોય અને રાષ્ટ્રનું હિત તેનાથી વિરુદ્ધ હોય, ત્યારે તેનો નિવેડો કેવી રીતે કરવો ?

જ૦—એ સવાલ જ અવાસ્તવિક છે. કોઈપણ કોમનું કે તેના ધર્મનું હિત અને રાષ્ટ્રનું હિત એક જ હોવાં જોઇએ.

૮. સ૦—શું જમીનદાર અને રૈયત વચ્ચે વિરોધભક્તિ જ રહેવી જોઇએ ?

જ૦—મને આશા છે કે સ્વરાજ્યમાં તેમ નહિ હોય. સ્વરાજ્યમાં તો તેઓ સંતુષ્ટ અને પરસ્પર મદદકર્તા જ થશે.

૯. સ૦—સ્વદેશભક્તિમાં કંઇ શરતો હોઈ શકે ? હોય તો કઇ ?

જ૦—દેશભક્તિ એ પ્રભુભક્તિ કરતાં હમેશાં જ ગૌણ છે.

૧૦. સ૦—તમે સ્વરાજ્યની વ્યાખ્યા કેમ નથી આપતા ? તમને એટલું યે નથી લાગતું કે કાંઈ નહિ તો તમારા અનુયાયીઓને તો એ શબ્દની વ્યાખ્યા આપવાની તમારી ફરજ છે ?

જ૦—પ્રથમ તો એ શબ્દ જ એવો છે કે જેની વ્યાખ્યા ન આપી શકાય. બીજાના વિચારો અને કાર્યની સંપૂર્ણ સ્વતંત્રતાની આડે આવ્યા વિના આપણા વિચારો અને કાર્યની પરિપૂર્ણ સ્વતંત્રતા ભોગવવી તેનું નામ સ્વરાજ્ય. એટલે એનો અર્થ એવો થાય કે બીજા દેશોની આડે આવ્યા વિના અથવા તેમની દરમિયાનગિરી સહન કર્યા વિના પોતાની આવકનાં સાધનો અને ખર્ચની બાબતોમાં હિંદુસ્થાનનો સંપૂર્ણ કાબુ હોય તે.

૧૧. સ૦—સ્વરાજ્ય મળ્યા પછી તમે પોતે કયું પદ ભોગવશો?

જ૦—મને લાંબી અને કદાચ મારી વ્યાજબી હક્કની રજા ભોગવવાનું ગમે.

૧૨. સ૦—મલબારમાં હિંદુ-મુસલમાન એકતામાં ભંગાણ પડયું તેનું ખરૂં કારણ શું છે?

જ૦—ત્યાં એકતામાં ભંગાણ પડયું જ નથી. મોપલાઓએ હિંદુઓને પોતાના ભાઇ કોઇ દિવસ ગણ્યા જ ન હતા. આ તોફાનનું કારણ તો એ છે કે સને ૧૯૧૯ માં જેમ પંજાબમાં બન્યું હતું તેમ જ મલબારમાં પણ અસહકારનો સંદેશો પૂરો પાંસરો પહોંચ્યો ન હતો, તે પહેલાં જ અમલદારોએ તેની પ્રગતિ અટકાવી. મોપલાઓ મલબારના હિંદુઓ સાથે ખાસ એખલાસથી કોઇ દિવસ રહેતા જ નહિ. પહેલાંયે તેઓ તો લૂંટફાટ કરતા. ઇસ્લામ વિષેના તેમના ખ્યાલો પણ ઘણા કઢંગા પ્રકારના છે, સરકારે તેમને પૂરા અંધારામાં રાખ્યા અને મુસલમાનોએ કે હિંદુઓએ તેમની સંભાળ ન લીધી. બહાદુર ખરા પણ જંગલી અને અજ્ઞાન હોવાથી ખિલાફતનો મંત્ર તેઓ ન સમજ્યા અને જંગલી અમાનુષી તથા અધાર્મિક રીતે વર્ત્યા. મોપલાઓના આ વર્તનથી ઇસ્લામનો અથવા હિંદુસ્થાનનાં બાકીના મુસલમાનોનો ક્યાસ બાંધવો એ વ્યાજબી નથી.

૧૩. સ૦—મોપલાએ હિંદુઓને બળાત્કારે વટલાવ્યા તથા

તેમનાં ઘરબાર લૂંટયાં તેની હિંદુ-મુસલમાન એકતા ઉપર કેવી અસર થવાની ?

જ૦—હિંદુઓની ધીરજની એમાં સખ્ત પરીક્ષા થઈ છે, અને તેમાંથી તેઓ પાર ઉતર્યા છે, તે ઉપરથી સાબીત થાય છે કે એકતા જ્ઞાનપૂર્વક થયેલી છે. મોપલાઓની ધર્માંધતાને કોઇ મુસલમાન પસંદ કરતો નથી.

૧૪. સ૦—સ્વરાજ્ય મળ્યા પછી હિંદુ અને મુસલમાનોનાં રાજદ્વારી હિત શી રીતે સચવાશે ?

જ૦—તે સાચવવાની જરૂર નહિ પડે, કારણ દરેક હિંદી બીજા હિંદીના જેટલો જ સ્વતંત્ર હશે અને પરસ્પર-સહિષ્ણુતા, આદર અને પ્રેમ અને તેથી પરસ્પર વિશ્વાસ હશે.

૧૫. સ૦—તમે સાચે જ એમ માનો છો કે વર્ષ દરમિયાન તમે જે તારીખ નક્કી કરો તે તારીખે સરકાર હિન્દુસ્થાનમાંથી ઉચાળા ભરશે અથવા ઝટ પાછી હઠશે ?

જ૦—સરકાર એ તો એક તન્ત્ર છે. અને હું ખચિત માનું છું કે હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી અને યહુદી ધારે તો અમુક તારીખ પહેલાં તેનો નાશ થઇ શકે. હું હજી ઉમેદ રાખું છું કે તેઓ તેનો અંત આણશે. પરંતુ નવા તંત્રમાં એક પણ અંગ્રેજ જે હિન્દુસ્થાનના નિમકહલાલ નોકર તરીકે અહિં રહેવા ઇચ્છતો હશે તેને આ દેશ છોડવો પડે એવું નહિ બને.

૧૬. સ૦—તમને એમ નથી લાગતું કે સરકારમાં તમારી ચળવળ અટકાવવા જેટલી તાકાત નથી ?

જ૦—જરૂર એમ લાગે છે અને સરકાર દિવસે દિવસે વધારે નબળી થતી જાય છે.

૧૭. સ૦—ધારો કે અસહકારને લીધે અંગ્રેજોએ આપણી સાથેનો સંબંધ તોડયો, તો પછી કેમ જાણશું કે અફઘાનિસ્થાન વિગેરે દેશ

ચડાઈ નહિ કરે? અને જો કરે તો આપણે જેવા હતા તેવા અને તેવા જ રહ્યા?

જ૦—આ સવાલ કેટલાકને ઉઠે છે અને જો ઘણાને ઉઠે તો સ્વરાજ્ય ન મળે. કેમકે અફ્ઘાન, જાપાન ઈત્યાદિની બીક રાખનારા તો અંગ્રેજી રાજ્યને પસંદ જ કરશે. એવી બીક કહાડવી એનું જ નામ સ્વરાજ્ય. જો આપણે અંગ્રેજોને કહાડવા જેટલી શક્તિ મેળવીએ તો અફ્ઘાનીસ્થાન કે જાપાનની સામે થવાને સારૂ તે જ શક્તિ બસ નથી? જ્યાંસુધી આપણે સ્વદેશીનું સંપૂર્ણ પાલન નથી કરતા ત્યાંસુધી આપણે ભયભીત રહેવાના જ. સ્વદેશીનું પાલન પતિવ્રતા સ્ત્રીના વ્રત જેવું છે. જેમ પતિવ્રતા સ્ત્રી પર કોઈ ઉદ્ધત પુરુષ એંઠી નજર ન કરી શકે, તેમ જ પોતે જ કાંતેલાવણેલા વસ્ત્રથી ઢંકાયેલી ભારતમાતાની પર કોઈ બદનજર કરી શકનાર નથી. જાપાન સ્વાશ્રયી હિંદને શું કરે? જેના હિંદુ મુસલમાન એક થયા છે તે હિંદુસ્થાનને અફ્ઘાનીસ્થાન શું કરે? જેને સ્વદેશીનું સેવન નથી કરવું તેને જાપાનની બીક છે, જેને મુસલમાનની ખાનદાની વિષે શક છે તે અફ્ઘાનથી ડરે. સ્વરાજ્યવાદીએ સર્વ પ્રકારના ભય છોડવાના રહ્યા છે.

૧૮. સ૦—તમે ઉંડે ઉંડે અંદરખાનેથી શું એમ માનતા નથી કે અંતે તો ખૂનામરકી વિના સ્વરાજ્ય ન જ મળી શકે? શું આ અહિંસાત્મક ચળવળ અત્યારનો વખત જોઇને, લોકોને એકત્રિત કરવા અને તેમને તાલીમ આપવા માટે જ યોજેલી એક યુક્તિ માત્ર નથી? છેવટે તો તોફાન અને ખૂનામરકીથી ઉથલપાથલ કરવી એ સ્થિતિએ જ પહોંચવાનું ને?

જ૦—આ પ્રશ્ન એટલું જ બતાવે છે કે હજી કેટલાક લોકોને આ લડતના સાચાપણા વિષે શંકા છે. જો આ અહિંસા એ હિંસાને માટેની તૈયારી હોય તો એમ ચોકખું નહિ કહેવાનું મારે કશું જ કારણ નથી. સરકારના કાયદા વિરુદ્ધ તો મેં કેટલાયે ગુન્હા કર્યા છે, તો પછી આ લડત હિંસાત્મક લડતને

માટેની તૈયારી છે એમ કહેતાં હું શા માટે અચકાઉં? વાત તો એ છે કે અહિંસાત્મક ક્રાંતિ પૂરેપૂરી શકય છે એમ હું જ એકલો માનનારો નથી, પરંતુ હિંદુસ્થાનની સ્વતંત્રતા મેળવવા માટે અહિંસાનો માર્ગ જ બરોબર છે એવો બીજા ઘણાયનો સંપૂર્ણ વિશ્વાસ છે. અલી બિરાદરો જે પોતાને લાગે છે તે જ કહેનારા છે અને તેઓ કહે છે તે જ માનનારા છે. અમુક સંજોગોમાં હિંસા એટલે કે શરીરબળ જરૂરી છે એમ તેઓ માને છે, પરંતુ તેઓ ખરેખર માને છે કે હિંદુસ્થાનના સંજોગો જોતાં હિંસાનો માર્ગ બરોબર નથી. જ્યારે 'સંપ અને તાલીમ આવી જાય' ત્યારે આપણે, જે ત્રિશ કરોડ છીએ, તેમણે એક લાખ અંગ્રેજોને મારી નાંખવા એ હીણું અને અણછાજતું ગણાય. આપણામાં પાકા વિચાર, શાંતતા અને ઉદારતાનો અભાવ છે, ત્યારે સામી તરફથી દગોફટકો અને જૂલમનું જોર છે, અને તે આપણામાં હજી કમજોરી ગુસ્સો રહેલો છે તેને માટે જવાબદાર છે. અહિંસામાં મારી અચળ શ્રદ્ધા છે અને હિંદુસ્થાન માટે હિંસા વિનાશક છે એમ હું માનું છું, તેથી મેં કહ્યું છે કે હિંદુસ્થાન હિંસાનો માર્ગ સ્વીકારશે તો મારે માટે હિમાલયનો આશરો છે.

૧૯. સ૦—તમે સ્વરાજ્ય લઇ શું કરશો?

જ૦—મારે જે લેવું છે તેનો પ્રયાસ હું નોખો કરી રહ્યો છું, પણ સમાજને લેવું છે તે તો સમાજ જ લઇ શકશે

૨૦. સ૦—તમારા મરણ પછી સ્વરાજ્ય કોણ કરશે?

જ૦—સ્વરાજ્ય એટલે પોતાનું રાજ્ય, સહુએ સહુનું રાજ્ય કરવાનું છે. જ્યારે બધા પોતાની ઉપર રાજ્ય કરતા થઈ જાય, ત્યારે બધાનું-પ્રજાનું સ્વ-રાજ્ય થયું. તેની સાથે મારા જીવન મરણને સંબંધ નથી. હું તો માત્ર વૈદ્ય છું. સ્વરાજ્ય એ મનોદશા છે. એ જ્યારે ઘર કરશે, ત્યારે

તેની પ્રતિમા ખડી થશે. પણ મનોદશા બદલાઇ ત્યારથી સ્વરાજ્ય તો આવી ચૂકયું.

૨૧. **સ૦**—મુકિતનો કાયદો એટલે શું એ જરા સમજાવશો?

**જ૦**—હું જે પ્રમાણે સમજું છું તે પ્રમાણે "ઇન્ડેમ્નીટી" એટલે અધિકારી વર્ગને તેમણે કરેલાં કાર્યો વિષે દીવાની કે ફોજદારી દાવામાંથી મુક્તિ; બીજા શબ્દોમાં માર્શલ લૉની રૂએ અમલદારોએ જે કાર્ય કર્યાં તે કાર્યને સારૂ તેઓની જાત જવાબદાર ન રહેવી જોઇએ. માર્શલ લૉ વિના અમલદારો સામાન્ય કાયદાની રૂએ જે હૂકમો વિગેરે કરે છે તેને સારૂ, તે હૂકમો ખોટા ઠરે, પક્ષપાતપણે કે દ્વેષથી અપાયેલા ઠરે તોપણ તેઓની ઉપર ફોજદારી કે દીવાની કામ ચાલી શકતું નથી. તેઓની સરકાર તપાસ ચલાવી શકે, તેઓને બરતરફ કરી શકે, પણ તેઓને કોરટની મારફતે જવાબદાર ન કરી શકાય. માર્શલ લૉની રૂએ કરેલા કામનો બચાવ હંમેશાં ખાસ કાયદો પસાર કરીને જ કરવામાં આવે છે, અને એ સિદ્ધાન્ત રૂપે તો સહુ કોઇ સ્વીકારે છે; અને તેથી જ હું કહું છું કે જો મુક્તિનો કાયદો સરકાર પસાર કરવાને ઇચ્છે તો આપણે ભય પામવાની જરૂર નથી. તે કાયદો, જો તેની કલમો બરોબર હોય, તો પાસ થવા દેવો જોઇએ. આપણે જે જે અમલદારોએ ગોળીબાર કરવાના ગેરવ્યાજબી હૂકમ કર્યા કે જે જજ્જોએ ફાંસીના ખોટા હૂકમ કર્યા તે અમલદારો કે જજ્જોને ફાંસીએ ચડાવવા માગતા નથી. માગીએ તો આપણને તેવી સત્તા મળવાની નથી. તેઓ તો એવી સજાથી મુક્ત રહેવાના. પ્રત્યેક રાજ્યસત્તાને આવા રક્ષણની જરૂર હોય છે. જ્યારે આપણે સ્વરાજ્ય ભોગવતા હોઇશું, ત્યારે પણ એવી સત્તા તો રહેશે જ. ત્યારના અમલદારો પણ ગંભીર ભૂલો કરશે અને લોકો ઉશ્કેરાશે, ત્યારે પણ જો હિંદુસ્થાનમાં શુદ્ધ સત્યાગ્રહ વ્યાપક નહિ હોય તો લોકો ખૂનામરકી કરશે, માર્શલ લૉ થશે, ગોળીઓ ચાલશે પછી કમીશન નીમાશે, અને સ્વરાજ્યમાં પણ સત્તાને નભાવવા ખાતર મુકિતના કાયદાઓ પસાર કરવામાં

આવશે. પણ જેમ ત્યારે તેમ આજે એવા કાયદામાં કેવી કલમો આવે છે તે જોવું રહેશે. તેથી આ કાયદા વિષે પણ હું એમ જ કહું કે આપણે મુક્તિનો કાયદો તેના સમય કરતાં વહેલો પાસે કરવાની ફરિયાદ કરવાને બદલે તે કાયદાની કલમો ઉપર ખૂબ ધ્યાન દેવું એ પૂરેપૂરું જરૂરનું છે, જેમકે, જેણે ગોળીના હુકમ કર્યા તેની ઉપર ખૂનનું તહોમત કે નુકસાનીનો દાવો ન કરવો એવી કલમ હોય તો આપણે પાસ થવા દઇએ. પણ તેની ઉપર તેના ખાતા તરફથી તે વિષે તપાસ ન ચાલી શકે, અથવા તે માણસ તેની ગેરવર્તણુક અથવા તો કમહોશિયારીને સારૂ બરતરફ ન થઇ શકે એવી કલમ હોય તો તેની સામે ખૂબ લડીએ. જે સજાઓ અથવા તો હુકમો વ્યાજબી કે ગેરવ્યાજબી થયા હોય તે કાયમ રહે અને તેમાં કશો યે ફેરફાર ન થઇ શકે એવી કલમ નાંખવામાં આવે, તો તેની પણ સામે થઇએ. આ તો મેં માત્ર દૃષ્ટાન્તો આપ્યાં. પણ આમ એવા બિલની અયોગ્ય કલમોની સામે થવું એ જ યોગ્ય છે એમ મારો તો નમ્ર અભિપ્રાય છે.



## પરિશિષ્ટ અ.

# મહાસભાનું નવું બંધારણ.



[ હિંદી રાષ્ટ્રીય મહાસભાનું બંધારણ. સને ૧૯૦૮ ની મહાસભાએ અખત્યાર કરેલું અને સને ૧૯૧૧-૧૨-૧૫-૧૬-૧૭-૧૮ અને ૨૦ ની બેઠકોએ સુધારેલું. ]

### ધ્યેય

૧. હિંદી મહાસભાનું ધ્યેય હિંદી પ્રજાએ શાંતિનાં અને સચ્ચાઈનાં બધાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું એ છે.

૨. **મહાસભાની બેઠકો**—(ક) હિંદી રાષ્ટ્રીય મહાસભાની સાધારણ બેઠક દર વર્ષે નાતાલના તહેવારો દરમિયાન આગલી બેઠક વેળાએ નક્કી થયેલે સ્થળે અગર તો મહાસમિતિ (ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટિ, જેની સમજણ આગળ ઉપર આપવામાં આવી છે;) એ નક્કી કરેલે સ્થળે મળશે.

(ખ) મહાસભાની અસાધારણ બેઠક. મહાસમિતિ ( ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટિ ) પોતાની સૂચનાથી અગર મોટા ભાગની પ્રાંતિક સમિતિઓની માગણીથી એવી બેઠક જરૂરી જણાશે ત્યારે ત્યારે બોલાવી શકશે. એવી દરેક બેઠકને મહાસમિતિને જરૂરી જણાય તેવા ફેરફાર સાથે આ બંધારણના ધારાધોરણ લાગુ રહેશે.

## મહાસભાનાં અંગ

૩. હિંદી રાષ્ટ્રીય મહાસભાનાં અંગ નીચે મુજબ રહેશેઃ–

(ક) મહાસભા
(ખ) પ્રાંતિક સમિતિઓ
(ગ) જીલ્લા સમિતિઓ
(ઘ) પરગણા અગર પેટા પરગણાની, તાલુકા અગર તહેસીલની, ફિરકાની કે એવી જ સ્થાનિક સમિતિઓ
(ઙ) મહાસમિતિ (ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટી)
(ચ) હિંદુસ્થાન બહારની જે જે સમિતિઓને આ બાબતમાં મહાસભા વખતોવખત મંજૂર કરે તે સમિતિઓ
(છ) પ્રાંતિક, જીલ્લાની, તાલુકા કે તહેસીલની, ફિરકાની કે એવી જ સ્થાનિક સમિતિઓ તરફથી બીજી જે જે કોઇ કામચલાઉ સમિતિઓ સ્થાપવામાં આવે—જેવી કે રાષ્ટ્રીય મહાસભાની સ્વાગતસમિતિ અગર તો પ્રાંતિક પરિષદ્, જીલ્લા પરિષદ્, તાલુકા તહેસીલ કે બીજી સ્થાનિક પરિષદોની સ્વાગત સમિતિઓ.

૪. **સભાસદો**—૨૧ વર્ષની ઉમરે ન પહોંચેલ કોઇ પણ પુરુષ કે સ્ત્રીથી ઉપલી કલમોમાં વર્ણવ્યા મુજબના કોઈ પણ મંડળ કે સમિતિના સભાસદ થઈ શકાશે નહિ અને સભાસદ થઈ શકનાર દરેક પુરુષે તેમ જ સ્ત્રીએ મહાસભાનાં ધારાધોરણ અને તેના આ બંધારણની કલમ ૧ લીમાં દર્શાવેલું ધ્યેય અને સાધનો પોતાને કબૂલ હોવા વિષેની પોતાની લેખી સંમતિ આપવી પડશે.

૫. **પ્રાંતિક સમિતિઓ**—આ બંધારણની રૂએ મહાસભાના કામકાજ માટે હિંદુસ્થાનના પ્રાંતો નીચે મુજબ પાડવામાં આવ્યા છે. દરેક પ્રાંતનું મથક તે તે પ્રાંતના નામ સામે જણાવવામાં આવ્યું છે. અને જ્યાં નથી જણાવેલું ત્યાં તેમ જ બીજા બધા દાખલાઓમાં તે નક્કી કરવાનો અધિકાર તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિને રહેશે.

| | પ્રાંત | ભાષા | વસ્તિ કરોડ. | મહાસમિતિના સભાસદ. | મથક |
|---|---|---|---|---|---|
| ૧ | મદ્રાસ | તામિલ | ૨.૦ | ૨૫ | મદ્રાસ |
| ૨ | આંધ્ર | તેલુગુ | ૨.૧ | ૨૪ | ,, |
| ૩ | કર્ણાટક | કાનડી | ૧.૨ | ૧૫ | ગદગ |
| ૪ | કેરલ | મલયાલમ | .૭ | ૮ | કાલિકટ |
| ૫ | મુંબઇ શહેર | મરાઠી અને ગુજરાતી | .૧ | ૭ | મુંબઇ |
| ૬ | મહારાષ્ટ્ર | મરાઠી | ૧.૨ | ૧૬ | પુના |
| ૭ | ગુજરાત | ગુજરાતી | ૧.૧ | ૧૨ | અમદાવાદ |
| ૮ | સિંધ | સિંધી | .૪ | ૯ | હૈદ્રાબાદ |
| ૯ | સંયુક્ત પ્રાંત | હિંદુસ્તાની | ૪.૯ | ૪૫ | અલાહાબાદ |
| ૧૦ | પંજાબ | પંજાબી | ૨.૭ | ૩૩ | લાહોર |
| ૧૧ | વાયવ્ય સરહદ પ્રાંત | હિંદુસ્તાની | .૩ | ૪ | પેશાવર |
| ૧૨ | દિલ્હી | હિંદુસ્તાની | .૧ | ૮ | દિલ્હી |
| ૧૩ | અજમેર, મેવાડ અને બ્રિટિશ રજપુતાના | હિંદુસ્તાની | ૧.૯ | ૭ | અજમેર |
| ૧૪ | મધ્યપ્રાંત | હિંદુસ્તાની | .૯ | ૧૩ | જબલપુર |
| ૧૫ | મધ્યપ્રાંત | મરાઠી | .૩ | ૭ | નાગપુર |
| ૧૬ | બિરાર | મરાઠી | .૩ | ૭ | અમરાવતી |
| ૧૭ | બિહાર | હિંદુસ્તાની | ૨.૯ | ૩૩ | પટણા |
| ૧૮ | ઉત્કલ ઓરિસ્સા | ઉરિયા | ૨.૫ | ૧૨ | કટક |
| ૧૯ | બંગાળ અને સુરમા પટ્ટી | બંગાલી. | ૪.૭ | ૪૮ | કલકત્તા |
| ૨૦ | આસામ | આસામી | .૪ | ૫ | ગૌહાટ્ટી |
| ૨૧ | બ્રહ્મદેશ | બર્મી | ૧.૨ | ૧૨ | રંગુન |

કયા દેશી રાજ્યોનો સમાવેશ કયા પ્રાંતમાં કરવો તે મહાસમિતિ ઠરાવે અને એ રીતે પોતાને સોંપાયેલાં દેશી રાજ્યોમાંથી કયાને કયા જીલ્લામાં ગણવાં તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિ ઠરાવે.

ચાલુ પ્રાંતિક સમિતિઓ આ બંધારણની રૂએ વગર ઢીલે પોતપોતાની રચના નવેસર કરી લે અને એવી નવેસર રચાયેલી

સમિતિઓ મહાસમિતિ ફેરફાર કરવો દુરસ્ત ન ધારે તો અને ત્યાંસુધી કાયમ ગણાશે.

૬. (ક) ઉપલી કલમમાં જણાવેલા દરેક પ્રાંતમાં તે તે પ્રાંતને સારૂ એક એક પ્રાંતિક સમિતિ રહેશે.

(ખ) દરેક પ્રાંતિક સમિતિ કલમ ૩જી માં જણાવ્યા મુજબની જીલ્લા સમિતિઓ અને બીજી સમિતિઓ સ્થાપે અને તેના સભાસદો બનાવવાના તથા કામકાજ ચલાવવાને લગતાં ધારાધોરણ બાંધી આપે, જે આ બંધારણના અગર મહાસમિતિએ બાંધેલા કોઇ નિયમનાં વિરોધી ન હોવાં જોઇએ.

(ગ) દરેક પ્રાંતિક સમિતિમાં જીલ્લા સમિતિઓ અને બીજી સમિતિઓએ પ્રાંતિક સમિતિએ બાંધી આપેલાં ધારાધોરણોને અનુસરીને વર્ષે વર્ષે ચૂંટી આપેલા પ્રતિનિધિઓ રહેશે.

૭. **સ્થાનિક સમિતિના સભાસદો**—કલમ ૪ થી ની રૂએ સભાસદ થવાને અપાત્ર ન ઠરનાર કોઈ પણ પુરુષ કે સ્ત્રી વાર્ષિક ૪ આના લવાજમ ભરીને પ્રાંતિક સમિતિના હાથ નીચેની કોઈ પણ સમિતિના સભાસદ થઇ શકશે.

૮. **પ્રતિનિધિની ચૂંટણી**—દરેક પ્રાંતિક સમિતિ મહાસભા માટે પ્રતિનિધિઓ ચૂંટવાને જોખમદાર રહેશે. ૨૧ વર્ષની અંદરની અને મહાસભા ધ્યેય માન્ય ન કરનારી કોઇ પણ વ્યક્તિ પ્રતિનિધિ થઈ શકશે નહિ.

પ્રતિનિધિઓની સંખ્યા છેલ્લી વસ્તી ગણત્રીની રૂએ દેશીરાજ્યો સહિતની દરેક પ્રાંતની વસ્તીના દર ૫૦ હજારે ૧ થી વધારે મોકલી શકાશે નહિ. અને તે એ શરતે કે દેશીરાજ્યોનો આવો સમાવેશ મહાસભાને દેશીરાજ્યોના અંતસ્થ કારભારમાં કશો હસ્તક્ષેપ કરવાનો અધિકાર આપતો નથી.

દરેક પ્રાંતિક સમિતિ સ્ત્રી પ્રતિનિધિઓનાં, નાની કોમોનાં અને જે જે વર્ગો કે મંડળોને ખાસ રક્ષણની જરૂર છે તે

બધાંને ઘટતું પ્રતિનિધિત્વ મળે એ રીતે પ્રતિનિધિઓ ચૂંટવાને લગતા નિયમો બનાવે.

આ નિયમોમાં મતદાર સંઘોનાં ધારાધોરણ નક્કી કરી આપવામાં આવે અને દરેક જાતના રાજદ્વારી મત કે પંથને ભાગે આવી શકે એવું ફરતા મતનું પ્રતિનિધિત્વ મળી શકે તે સારૂ ચૂંટણીનું એક ઘટતું ધોરણ બાંધી આપવામાં આવે.

આવી પ્રાંતિક સમિતિઓ પોતે બાંધેલા નિયમો આવતા એપ્રિલ આખર અગાઉ મહાસભાના સાધારણ મંત્રીઓ ઉપર મોકલી આપે અને તેઓ જાહેર પ્રજાની જાણને સારૂ તે જેમ બને તેમ જલદી બહાર પાડે.

દરેક પ્રાંતિક સમિતિ ભવિષ્યમાં મળનારી મહાસભાની સ્વાગત સમિતિને દર વર્ષે તા. ૨૫ મી ડીસેમ્બરની અંદર અને ખાસ બેઠક હોય તો બેઠકની તારીખથી ઓછામાં ઓછા દશ દિવસ અગાઉ પોતાના પ્રાંતની વતી જનારા પ્રતિનિધિઓની એક કક્કાવારી યાદી તેમનાં પૂરાં નામ, વ્યવસાય, ઉમ્મર, ધર્મ અને ઠેકાણાની વિગતો સાથે મોકલી આપે.

૯. **લવાજમ** (ક) દરેક પ્રાંતિક સમિતિ સહાસમિતિને તે વખતોવખત ઠરાવે તે વાર્ષિક લવાજમ આપે.

(ખ) મહાસભાની સમિતિનો કોઈ પણ સભાસદ જેણે પોતાનું લવાજમ ભર્યું ન હોય તેવા કોઈ પણ સભાસદને પ્રતિનિધિની ચૂંટણી વેળાએ ચૂંટે નહિ અગર જાતે ચૂંટાય નહિ.

૧૦. **પ્રતિનિધિનું પ્રમાણપત્ર**—કલમ ૮ માં જણાવેલી દરેક સમિતિ રીતસર ચૂંટાયેલા પ્રતિનિધિઓને માટે આપેલા નમૂના મુજબનું સમિતિના મંત્રીની સહીવાળું પ્રમાણપત્ર આપે.

૧૧. **પ્રતિનિધિની ફી**—દરેક પ્રતિનિધિ ઉપર મુજબના પ્રમાણપત્ર સાથે રૂ. ૧૦ ફી આપવાથી મહાસભાના મંડપમાં દાખલ થવાની ટિકિટ મહાસભાના કાર્યાલયમાંથી મેળવી શકશે.

**૧૨. મતાધિકાર**—મહાસભાની બેઠકોમાં મત આપવાનો અગર તો તેના કામકાજમાં બીજી જાતનો ભાગ લેવાનો અધિકાર માત્ર પ્રતિનિધિઓને જ રહેશે.

**૧૩. સ્વાગતસમિતિ**—સ્વાગતસમિતિને જે પ્રાંતમાં મહાસભા મળવાની હોય તે પ્રાંતની પ્રાંતિક સમિતિ મહાસભાની વાર્ષિક બેઠક પહેલાં ઓછામાં ઓછા છ મહિના અગાઉથી સ્થાપન કરે અને પ્રાંતિક સમિતિના સભાસદ ન હોય એવા ગૃહસ્થોને પણ તેમાં દાખલ કરી શકે. સ્વાગતસમિતિનો દરેક સભાસદ રૂ. ૨૫ થી ઓછું લવાજમ ન આપે.

**૧૪.** સ્વાગતસમિતિ પોતાના સભાસદોમાંથી જ પોતાને માટે પ્રમુખ અને બીજા અમલદારોને ચૂંટી કહાડે.

**૧૫.** સ્વાગતસમિતિએ મહાસભાની બેઠકના ખર્ચને સારૂ પૈસા એકઠા કરવા; નીચેની કલમમાં દર્શાવેલી પદ્ધતિ મુજબ મહાસભાને માટે પ્રમુખની ચૂંટણી કરવી, અને મહાસભાને માટે આવનાર પ્રતિનિધિઓ અને પરોણાઓ તેમ જ બનતા સુધી પ્રેક્ષકોના સ્વાગતની અને ઉતારાની બધી સગવડો કરવી; મહાસભાના કામકાજનો અહેવાલ છાપવાની તથા બહાર પાડવાની ગોઠવણ કરવી અને મહાસભાની બેઠક વીત્યા બાદ ૪ મહિનાની અંદર થયેલ આવકખરચનું સરવૈયું પ્રાંતિક સમિતિ આગળ રજુ કરવું.

**૧૬. પ્રમુખની ચૂંટણી** જૂદી જૂદી પ્રાંતિક સમિતિઓ બનતાં સુધી જૂનની આખર સુધીમાં મહાસભાના પ્રમુખપદ માટે પોતપોતાની પસંદગીના નામો સ્વાગતસમિતિને સૂચવે. ત્યાર પછી સ્વાગતસમિતિ બનતા સુધી જુલાઇના પહેલા જ અઠવાડિયામાં આવી રીતે સૂચવવામાં આવેલાં બધાં નામો એકઠાં કરી પ્રાંતિક સમિતિઓને છેલ્લી પસંદગીને માટે પાછાં મોકલે. છેલ્લી પસંદગીમાં દરેક પ્રાંતિક સમિતિ એક જ નામ સૂચવે; વધારે નહિ. આવી રીતે જેનું નામ બહુમતીથી પસંદ થાય તે નામ જો ખાસ બોલાવવામાં આવેલી સ્વાગતસમિતિની બેઠકમાં વધુ મતે પસંદ થાય

તો આવતી મહાસભાના પ્રમુખ તરીકે કાયમ થાય, પરંતુ પ્રાંતિક સમિતિઓએ સૂચવેલું નામ જો સ્વાગતસમિતિને પસંદ ન પડે અથવા આવી રીતે ચૂંટેલા પ્રમુખનું મરણ થાય, તેઓ રાજીનામું આપે અગર બીજું કોઇ અકસ્માત કારણ બને, તો સ્વાગતસમિતિ તરત જ તે બીના મહાસમિતિને જણાવે, જે પોતાનો ચૂકાદો બનતાં સુધી સપ્ટેમ્બર આખર પહેલાં જાહેર કરે. ચૂંટાયેલા પ્રમુખ જે પ્રાંતમાં મહાસભા મળવાની હોય તે પ્રાંતના ન હોય એ શરતે સ્વાગતસમિતિએ કરેલી અગર તો તેન અભાવે મહાસમિતિએ કરેલી આવી નિમણુંક કાયમની ગણાશે. મહાસભાની ખાસ અગર અસાધારણ બેઠકના પ્રમુખની ચૂંટણી ઉપરની શરત સાચવીને મહાસમિતિ કરે.

૧૭. **નાણાંની વ્યવસ્થા**—(ક) સ્વાગતસમિતિ પોતાના પ્રાંતની સાધારણ કે અસાધારણ પ્રાંતિક સમિતિ મારફત મહાસભાની સાધારણ કે અસાધારણ બેઠક વીત્યા બાદ બે અઠવાડિયાની અંદર મહાસભાનાં નાણાંમાંની પ્રતિનિધિઓની ફીની આવેલી રકમમાંથી અરધી રકમ મહાસમિતિને આપે.

(ખ) મહાસભાની બેઠકનો બધો ખર્ચ કાઢતાં સ્વાગતસમિતિ પાસે જો કંઇ નાણાં બચે તો તે પોતાના પ્રાંતની પ્રાંતિક સમિતિને તે પ્રાંતના પ્રાંતિક મહાસભા ફંડ તરીકે રાખવા સોંપે.

૧૮. **હિસાબ તપાસણી**—સ્વાગતસમિતિની આવક તથા ખર્ચના હિસાબ તે પ્રાંતની પ્રાંતિકસમિતિએ નીમેલ ઑડીટર કે ઑડિટરો તપાસે અને ઑડિટરના રિપોર્ટ સાથેનું આવક ખર્ચના હિસાબનું સરવૈયું મહાસભા વિત્યા બાદ મોડામાં મોડું ૭ મહિના સુધીમાં પ્રાંતિકસમિતિને મોકલી આપે.

૧૯. **મહાસમિતિ**—મહાસમિતિમાં હોદ્દાની રૂએ થનારા સભાસદો ઉપરાંત ૩૫૦ સભાસદ રહે. હોદ્દાની રૂએ સભાસદ ગણાનારામાં પાછલી બધી બેઠકોના પ્રમુખો તેમ જ મહાસભાના મંત્રીઓ અને ખજાનચીઓનો સમાવેશ થશે.

દરેક પ્રાંતિકસમિતિ પોતાને ભાગે આવતી મહાસમિતિના સભાસદોની સંખ્યાને પોતાના હાથ નીચેની સમિતિઓના સભાસદોમાંથી ચૂંટી મોકલે.

દરેક પ્રાંતની ભાષાની દૃષ્ટિએ નવેસર રચના કરવામાં આવશે અને પછી તેની વસ્તીગણત્રીના પ્રમાણ ઉપર અગાઉ મહાસમિતિને વધુ યોગ્ય લાગે તેવી બીજી કોઇ ઢબે પ્રતિનિધિઓની સંખ્યા ઠરાવી આપવામાં આવશે, અને તે જાન્યુઆરી ૧૯૨૧ ની ૩૧ મી તારીખ પહેલાં મહાસમિતિ તરફથી જાહેર કરવામાં આવશે.

ચૂંટણીની પદ્ધતિ પ્રતિનિધિઓની વિષે આપેલી પદ્ધતિને અનુસરીને જ રહેશે.

મહાસમિતિના સભાસદોની ચૂંટણી સામાન્યપણે નવેમ્બર મહિનામાં થશે.

આ બંધારણ હેઠળ પહેલી મહાસમિતિ તા૦ ૩૦ મી જુન ૧૯૨૧ સુધીમાં થાય; ત્યાંસુધી હાલના સભાસદો ચાલુ રહે.

**૨૦.** મહાસમિતિમાં ચૂંટી મોકલેલા સભાસદોને તે તે પ્રાંતની પ્રાંતિક સમિતિના મંત્રીઓ મહાસમિતિના સભાસદ તરીકે ચૂંટયા બાબતનું પ્રમાણપત્ર આપે.

**૨૧.** મહાસમિતિ મહાસભાની વર્ષોવર્ષની કારભારી ગણાશે અને મહાસભાના ધારાધોરણમાં ન આવી જતી હોય એવી જે કોઇ નવી બાબતો ઉભી થાય તે બધીનો તે નિકાલ કરે. આ કામને માટે મહાસમિતિ આ બંધારણના વિરોધી ન હોય એવા પોતાના પેટા કાયદાઓ બાંધી શકશે.

**૨૨.** મહાસભાના પ્રમુખ ત્યાર પછીના વર્ષને માટે મહાસમિતિના પ્રમુખ ગણાશે.

**૨૩. સાધારણ મંત્રીઓ**—મહાસભાના ત્રણ સાધારણ મંત્રીઓ રહે, જેની ચૂંટણી મહાસભા વર્ષોવર્ષ કરે. તેઓ મહાસમિતિના વર્ષ દરમિયાનના કામકાજનો અહેવાલ તૈયાર કરે અને તેમના હાથમાં આવેલાં નાણાંના પુરા હિસાબો સાથે તે

વર્ષની મહાસભાની બેઠકના દિવસોની આસપાસ અને બેઠકવાળા જ સ્થળમાં બોલાવેલી મહાસમિતિની સભા સમક્ષ તે રજુ કરે. ત્યાર પછી એ હિસાબો તેમ જ અહેવાલોની નકલો મહાસભા આગળ મૂકવામાં આવે અને જૂદી જૂદી મહાસભા સમિતિઓને પણ મોકલવામાં આવશે.

૨૪. **કારોબારી સમિતિ**—મહાસમિતિ પોતાની પહેલી જ સભામાં એક કારોબારી સમિતિ નીમે; જેમાં પ્રમુખ, મંત્રીઓ ખજાનચીઓ અને બીજા નવ સભાસદો રહે. આ સમિતિ મહાસમિતિ તરફથી વખતોવખત સોંપવામાં આવનારાં કામોનો અમલ કરે.

૨૫. **મહાસમિતિની બેઠકો**—મહાસમિતિ પોતાના માથા ઉપરનાં કામો પાર પાડવાને જેટલી વાર મળવાની જરૂર પડે તેટલીવાર અગર તો તેના પંદર સભાસદો સ્પષ્ટ ઉદ્દેશ જાહેર કરીને મહાસમિતિની બેઠક બોલાવવાની માગણી કરે ત્યારે મળે.

૨૬. **વિષયવિચારિણિ સમિતિ**—મહાસમિતિ ચૂંટાયા બાદ મહસભાની જે સાધારણ કે અસાધારણ બેઠક મળે તેની વિષયવિચારિણી સમિતિ ઉપલી મહાસમિતિના સભાસદોની જ બને.

૨૭. આ વિષયવિચારિણી સમિતિ મહાસભાની બેઠક પહેલાં ઓછામાં ઓછા બે દિવસ જાહેરમાં મળે; તેના પ્રમુખ મહાસભાના પ્રમુખપદ માટે ચૂંટાયેલા સદ્‌ગ્રહસ્થ જ રહે અને તેના ફારેગ થતા મંત્રીઓ મહાસભાની મળનારી બેઠકમાં રજુ કરવાનો કાર્યક્રમનો જૂદી જૂદી પ્રાંતિક સમિતિઓ તરફથી ભલામણ થઈ આવેલા ઠરાવો સહિતનો ખરડો મંજૂર થવા માટે રજૂ કરે.

૨૮. વિષયવિચારિણી સમિતિ એ કાર્યક્રમ ઉપર ચર્ચા કરે અને મહાસભાની ખુલ્લી બેઠકમાં રજૂ કરવા માટે ઠરાવો તૈયાર કરે.

૨૯. મહાસભાની બેઠકના દિવસોમાં પણ જરૂર હોય ત્યારે બેઠકના વખતની બહાર વિષયવિચારિણી સમિતિ વખતો વખત મળે.

૩૦. જે વિષયની સામે હિંદુ અથવા મુસલમાન પ્રતિનિધિઓ પોતાની સંખ્યાની ¾ ની સામટી બહુમતીથી વાંધો લે તે વિષયવિચારિણી સમિતિમાં ચર્ચવા યોગ્ય ગણાશે નહિ; તેમજ મહાસભાની કોઇ પણ બેઠકમાં પણ પ્રમુખ તે ચર્ચવા દેશે નહિ; અને કોઇ વિષયની ચર્ચા થવા દીધા બાદ હિંદુ અગર મુસલમાન પ્રતિનિધિઓ ¾ ની સામટી બહુમતીથી તે ઠરાવની સામે છે એવું જણાઇ આવશે તો તેવો ઠરાવ પણ રદ કરવામાં આવશે.

૩૧. **ધારાધોરણ**—આ બંધારણમાં ન આવી જનારી અને તેના સિદ્ધાંતની વિરુદ્ધ ન હોય એવી બીજી બધી બાબતોને લગતા ધારાધોરણ બનાવવાને મહાસમિતિને અધિકાર રહેશે.

૩૨. ચાલૂ બંધારણનાં ધારાધોરણો અને ધ્યેય તે નીચે આજ સુધી થયેલાં કાર્યો સામે બાધ ન લેતાં આજથી રદ બાતલ કરવામાં આવે છે.

આજ સુધી ગમે તે અને ગમે તેટલા માણસો મહાસભાના પ્રતિનિધિ બની શકતા હતા તે હવે નહિ બની શકે, પણ માત્ર હિંદુસ્થાનની વસ્તીના દર એક લાખે બે જણ પ્રતિનિધિ બની શકશે; એટલે કે આખા દેશમાંથી લગભગ છ હજારથી વધારે પ્રતિનિધિ નહિ બની શકે. મારા વિચાર પ્રમાણે તો આ સંખ્યા પણ વધારે પડતી છે. આમાંથી ખરાબ પરિણામ તો એ અવશ્ય આવવાનું કે જ્યાં મહાસભા ભરાય ત્યાંની તો પૂરી સંખ્યા આવી શકે, પણ દૂરના પ્રાંતોવાળાને ઘણા પ્રતિનિધિઓ મોકલવા એ મુશ્કેલીની વાત છે. આમ છતાં હદ બંધાઇ છે એટલી સગવડ તો છે જ. ચૂંટણી કરવાની ઢબમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે. હવેથી લાખો માણસોની પસંદગીથી જ પ્રતિનિધિઓ ચૂંટાશે, અને

તેમાં મુસલમાન, સ્ત્રીઓ, અંત્યજો ઇત્યાદિ આજસુધી ભાગ નથી લેતા આવ્યા તેઓને ભાગ લેતા કરવાને સારૂ જે ઉપાયો યોજવા જોઇએ તે યોજવા એ બંધન પણ મૂકવામાં આવ્યું છે. મહાસભાના કોઇ પણ મંડળમાં જોડાવા ઇચ્છનાર માણસને ચાર આનાની ફી આપીને અને મહાસભાના ધ્યેયને કબૂલ કરીને દાખલ થવાનો હક્ક આપવામાં આવ્યો છે. દરેક પક્ષના માણસો દાખલ થઈ શકે એવા હેતુથી પ્રત્યેકને એક જ મત આપવાનો અને તે મત એકને જરૂર ન હોય તો બીજાને મળી શકે એવી ગોઠવણ વાળી રીતથી આપવાનું ઠરાવવામાં આવ્યું છે. પ્રાંતોના વિભાગ પણ ભાષા પ્રમાણે પાડવામાં આવ્યા છે. આ બંધારણ પ્રમાણે વર્તી દરેક પ્રાંતમાં કામ લેવામાં આવે તો તેટલેથી જ આપણે બહુ આગળ વધી શકીએ તેમ છીએ કેમકે આપણામાં સંઘશક્તિ અને યોજનાશક્તિ ખીલે એટલે સ્વરાજ્ય મળ્યું જ જાણવું. તેને સારૂ પ્રજાના એકેએક વર્ગમાં રાષ્ટ્રીય ભાવના પેદા કરવાની મુખ્ય જરૂર છે.

નાગપુરની મહાસભાના શાંતિમય અસહકારના ઠરાવથી કલકત્તાની ખાસ મહાસભાનો ઠરાવ કાયમ રહ્યો છે અને તેમાં કેટલાક વધારા કરવામાં આવ્યા છે. એ ઠરાવને પસંદ કરનારે નીચે પ્રમાણે અમલ કરવાની તેની ફરજ થઇ ચૂકી છે.

(૧) ખિતાબવાળાએ ખિતાબ છોડવા.

(૨) માબાપે પોતાનાં છોકરાંને સરકારની સત્તા તળે ચાલતી નિશાળોમાંથી ઉઠાડી લેવાં અને તેઓને સારૂ કંઇક પણ ગોઠવણી પોતાના ઘરમાં જ કે રાષ્ટ્રીય શાળામાં કરી લેવી.

(૩) સોળ વર્ષની ઉમ્મરના વિદ્યાર્થીને જો ખાત્રી થઇ હોય કે જે સત્તાને સુધારવાનો અથવા તેનો નાશ કરવાનો પ્રજાએ નિશ્ચય કર્યો છે તે સત્તાની અસર નીચે ભણવું એ પાપ છે, તો તેણે તુરત નિશાળ છોડી પોતાનો બંદોબસ્ત ગમે તે રીતે કરી લેવો.

(૪) વકીલે વકીલાત બનતી ઉતાવળે છોડી દેવી અને પ્રજાની સેવામાં ગુંથાઇ જવું.

(૫) વેપારીએ પરદેશી વેપાર અને પરદેશી સંબંધ જેમ બને તેમ વેળાસર છોડવા અને હાથે કાંતવા તથા વણવાના કામને ઉત્તેજન આપવું.

(૬) ધારાસભાના સભ્યો જેઓ મતદારોના વિરોધ છતાં ચૂંટાયા છે તેઓએ રાજીનામું આપવું અને જેઓ પ્રજામત વિરુદ્ધ છતાં રાજીનામું ન આપે તેઓની પાસેથી મતદારોએ કંઇ પણ રાજ્યપ્રકરણી કામ ન લેવું.

(૭) સિપાઇઓએ અને બીજા સરકારી નોકરોએ કોમની તરફ નમ્રતા, માયા અને સચ્ચાઇ વાપરવાં, રાજકીય સભાઓમાં જવું પણ તેમાં ભાષણો વિગેરે ન કરવાં, અને સ્વરાજ્યની ચળવળમાં જાહેર રીતે નાણાં ભરવાં.

(૮) સિપાઇઓએ પોતાની નોકરીને પોતાના ધર્મ અથવા દેશ કરતાં વધારે ન ગણવી અને પોતે કોમ તરફ લાગણી વિનાના ભાડુતી નોકરો છે એ આરોપને પોતાના સદ્વર્તનથી કાઢવો.

(૯) દરેક સ્ત્રીપુરુષે પોતાથી જેટલો બને તેટલો સ્વાર્થ ત્યાગ કરવો.

(૧૦) સૌએ સમજવું કે શાંતિમાં જ આપણી જીત રહેલી છે. અને શાંતિ માત્ર સરકારની સાથે જાળવવી એટલું જ નહિ, પણ આપણે એકબીજાની વચ્ચે પણ જાળવવી. શાંતિ જાળવી એટલે મારપીટ ન કરવી એટલું જ નહિ, પણ ગાળો પણ ન દેવી.

(૧૧) સૌએ હિંદુ–મુસલમાન એકતામાં વધારો કરવો અને તે જ પ્રમાણે એક બીજાની વચ્ચેની કડવાશ દૂર કરવી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરનો ઝગડો મટાડવો અને અસ્પૃશ્યતાના પાપનો નાશ કરવો.

આટલું આપણે એક વર્ષની અંદર કરી શકીએ તો એક વર્ષની અંદર સ્વરાજ્ય મળે; અને મોડું કરીએ તો મોડું મળે.

## પ્રતિનિધિઓની સંખ્યા.

| નં. | પરગણાનું નામ | નવા બંધારણ પ્રમાણે પ્રતિનિધિઓની સંખ્યા. |
|---|---|---|
| ૧ | આંધ્ર ... ... ... ... ... | ૩૬૦ |
| ૨ | કેરલ ... ... ... ... ... | ૧૬૦ |
| ૩ | મહારાષ્ટ્ર ... ... ... ... ... | ૨૯૨ |
| ૪ | કર્ણાટક ... ... ... ... ... | ૩૨૦ |
| ૫ | ગુજરાત ... ... ... ... ... | ૧૮૫ |
| ૬ | મુંબઈ ... ... ... ... ... | ૧૮ |
| ૭ | બર્મા (બ્રહ્મદેશ) ... ... ... ... | ૧૦૦ |
| ૮ | પંજાબ અને નો. વે. ફ્ર ... ... ... | ૫૪૦ |
| ૯ | સિંધ ... ... ... ... ... | ૭૧ |
| ૧૦ | દિલ્હી ... ... ... ... ... | ૧૦૦ |
| ૧૧ | રજપુતાના ... ... ... ... ... | ૪૦૦ |
| ૧૨ | ઉત્કલ ... ... ... ... ... | ૩૦૦ |
| ૧૩ | મધ્ય પ્રાંતો... (મરાઠી) ... ... ... ... | ૫૦ |
| ૧૪ | આસામ ... ... ... ... ... | ૬૩ |
| ૧૫ | વરાડ ... ... ... ... ... | ૬૧ |
| ૧૬ | મદ્રાસ ... ... ... ... ... | ૪૧૦ |
| ૧૭ | બંગાળા ... ... ... ... ... | ૯૮૬ |
| ૧૮ | સંયુક્ત પ્રાંતો. ... ... ... ... | ૯૬૦ |
| ૧૯ | મધ્ય પ્રાંતો... (હિંદુસ્તાની) ... ... ... ... | ૨૦૯ |
| ૨૦ | બિહાર ... ... ... ... ... | ૫૮૮ |



પરિશિષ્ટ ઘ.

# મહાસભાની બેઠકો.

| સંખ્યાંક. | સાલ. | સ્થળ. | પ્રમુખનું નામ | પ્રતિનિધિઓની સંખ્યા. |
|---|---|---|---|---|
| ૧ | ૧૮૮૫ | મુંબઈ | બોનરજી | ૭૨ |
| ૨ | ૧૮૮૬ | કલકત્તા | દાદાભાઈ નવરોજી | ૪૩૪ |
| ૩ | ૧૮૮૭ | મદ્રાસ | બદરૂદીન તઇયબજી | ૬૦૭ |
| ૪ | ૧૮૮૮ | અલાહાબાદ | જ્યોર્જ યુલ | ૧૨૪૮ |
| ૫ | ૧૮૮૯ | મુંબઇ ૨ | વેડરબર્ન | ૧૮૮૯ |
| ૬ | ૧૮૯૦ | કલકત્તા ૨ | ફીરોજશાહ મહેતા | ૬૭૭ |
| ૭ | ૧૮૯૧ | નાગપુર | આનંદ ચાર્લુ | ૮૧૨ |
| ૮ | ૧૮૯૨ | અલાહાબાદ ૨ | બોનરજી ૨ | ૬૨૫ |
| ૯ | ૧૮૯૩ | લાહોર | દાદાભાઇ નવરોજી ૨ | ૮૬૭ |
| ૧૦ | ૧૮૯૪ | મદ્રાસ ૨ | આલફ્રેડ વેબ | ૧૧૬૩ |
| ૧૧ | ૧૮૯૫ | પુના | સુરેન્દ્રનાથ બેનરજી | ૧૫૮૪ |
| ૧૨ | ૧૮૯૬ | કલકત્તા ૩ | એમ. આર. સયાણી | ૭૮૪ |
| ૧૩ | ૧૮૯૭ | અમરાવતી | શંકરન્ નાયર | ૬૯૨ |
| ૧૪ | ૧૮૯૮ | મદ્રાસ ૩ | આનંદમોહન બોઝ | ૬૧૪ |
| ૧૫ | ૧૮૯૯ | લખનઉ | રોમેશચંદ્ર દત્ત | ૭૪૦ |
| ૧૬ | ૧૯૦૦ | લાહોર ૨ | નારાયણ ચંદાવરકર | ૫૬૭ |
| ૧૭ | ૧૯૦૧ | કલકત્તા ૪ | દીનશા વાચ્છા | ૮૯૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮ | ૧૯૦૨ | અમદાવાદ | સુરેન્દ્રનાથ બેનરજી ૨ | ૪૭૧ |
| ૧૯ | ૧૯૦૩ | મદ્રાસ ૪ | લાલમોહન ઘોષ | ૫૩૮ |
| ૨૦ | ૧૯૦૪ | મુંબઈ ૩ | હેનરી કોટન | ૧૦૧૦ |
| ૨૧ | ૧૯૦૫ | બનારસ | ગોખલે | ૭૫૮ |
| ૨૨ | ૧૯૦૬ | કલકત્તા ૫ | દાદાભાઈ નવરોજી ૩ | ૧૬૩૮ |
| ૨૩ | ૧૯૦૭ | સુરત | રાશબીહારી ઘોષ | ૧૬૦૦ |
| ... | ૧૯૦૮ | મદ્રાસ ૫ | રાશબીહારી ઘોષ ૨ | ૬૨૬ |
| ૨૪ | ૧૯૦૯ | લાહોર ૩ | માલવીઆ | ૨૪૩ |
| ૨૫ | ૧૯૧૦ | અલાહાબાદ ૩ | વેડરબર્ન ૨ | ૬૩૬ |
| ૨૬ | ૧૯૧૧ | કલકત્તા ૬ | બીશન નારાયણ ધાર | ૪૪૬ |
| ૨૭ | ૧૯૧૨ | બાંકીપુર | મુધોળકર | ૨૦૭ |
| ૨૮ | ૧૯૧૩ | કરાંચી | સઇયદ મહમદ | ૫૫૦ |
| ૨૯ | ૧૯૧૪ | મદ્રાસ ૬ | ભુપેન્દ્રનાથ બાસુ | ૮૬૬ |
| ૩૦ | ૧૯૧૫ | મુંબઈ ૪ | સિંહા | ૨૨૫૯ |
| ૩૧ | ૧૯૧૬ | લખનઉ ૨ | અં૦ મજમુદાર | ૨૩૫૦ |
| ૩૨ | ૧૯૧૭ | કલકત્તા ૭ | એનીબીસાંટ | ૪૭૬૨ |
| ... | ૧૯૧૮ (ઓગસ્ટ) | મુંબઇ ૫ | હસન ઇમામ | ૪૯૬૮ |
| ૩૩ | ૧૯૧૮ | દિલ્હી | માલવીઆ ૨ | ૪૮૬૯ |
| ૩૪ | ૧૯૧૯ | અમરીતસર | મોતીલાલ નેહરૂ (લોકમાન્યની જગ્યાએ) | ૮૦૦૦ |
| ... | ૧૯૨૦ (સપ્ટે૦) | કલકત્તા ૮ | લજપતરાય | ૬૦૦૦ |
| ૩૫ | ૧૯૨૦ | નાગપુર ૨ | વીજય રાઘવચારીઅર | ૧૦૦૦૦ |
| ૩૬ | ૧૯૨૧ | અમદાવાદ ૨ | હકીમ અજમલખાન (દાસ બાબુની જગ્યાએ) | ૪૭૨૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૭ | ૧૯૨૨ | ગયા | ચીત્તરંજન દાસ | ૩૦૦૦ |
| | ૧૯૨૨ (સપ્ટે૦) | દિલ્હી | મૌલાના અબુલ કલામ આઝાદ. | |
| ૩૮ | ૧૯૨૩ | કોકોનાડા | મૌલાના મહમદઅલી. | |



# આધારની નોંધ.

૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઇ.=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સ=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઇ. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઇ હો =ઇન્ડિયન હોમરૂલ ફેરવર્ડ. ૧૧. અમારૂં લખાણ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૧૨. પૃ=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ-માસ-વર્ષ.

### ૧. આપદ્ધર્મમાં બ્રહ્મચર્યનું સ્થાન.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧-૫ | ન. જી. | ૨૪-૧૦-૨૦ |

### ૨. રાજકીય પ્રવૃત્તિનો પ્રારંભ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | હિં. સ્વ. | પૃ. ૧૦ |
| ૨ | ,, | ,, ૧૧ |
| ૩ | [ ] | |
| ૪ | હિં. સ્વ. | ,, ૧૩ |
| ,, | ,, | ,, ૧૪ |
| ૫ | ન. જી. | ૨-૨-૨૧ |
| ૬ | ,, | ૫-૨-૨૨ |

### ૩. હિંદની પરતંત્રતાનાં કારણો.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૬-૧૦-૨૧ |
| ૨ | હિં. સ્વ. | પૃ. ૨૭ |
| ૨-૪ | ,, | ,, ૨૮ |
| ૪-૫ | ,, | ,, ૨૯ |
| ૬-૭ | ન. જી. | ૨૯-૮-૨૦ |
| ૮ | હિં. સ્વ. | પૃ. ૬૧ |
| ૯-૧૦ | ,, | ,, ૨૯ |
| ૧૦ ૧૨ | ,, | ,, ૩૦ |

### ૪. ખોટી ભ્રમણા.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૦-૧૧-૨૦ |
| ૨ | ,, | ૫-૩-૨૨ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા |
|---|---|---|
| ૩–૬ | ન. જી. | ૧૨–૩–૨૨ |
| ૫ | ,, | ૨૬ ૧૨–૨૦ |
| ૭–૮ | યં. ઇં. | ૨૮–૭–૨૦ |
| ૯ | ન. જી. | ૧૦–૧૦–૨૦ |

## ૫ આપણી સ્થિતિ.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૬–૬–૨૧ |
| ૨ | ,, | ૨૨–૧–૨૨ |
| ,, | ,, | ૧૮–૧૧–૨૦ |
| ૩ | ,, | ૯–૩–૨૧ |
| ,, | ,, | ૧૯–૬–૨૧ |
| ૪–૮ | ,, | ૧૨–૩–૨૨ |
| ૯ | ,, | ૬ ૨ ૨૧ |

## ૬. અવળો ન્યાય.

| | | |
|---|---|---|
| ૧–૧૨ | ન. જી. | ૨૨–૫–૨૧ |

## ૭. હિંદુ-મુસલમાન ઐક્યવ્રત.

| | | |
|---|---|---|
| ૧–૨ | વિ. સ. | પૃ. ૩૯૮ |
| ૨–૩ | ,, | ,, ૩૯૯ |
| ૪–૫ | ,, | ,, ૪૦૦ |
| ૬–૭ | ,, | ,, ૪૦૧ |
| ૮ | ,, | ,, ૪૦૪ |

## ૮. હિંદુ-મુસલમાન એકતા. (૧)

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧ | હિં. સ્વ. | પૃ. ૩૮ |
| ,, | ,, | ,, ૩૯ |
| ૨–૪ | હિં. સ્વ. | ,, ૪૦ |
| ૫–૬ | ,, | ,, ૪૧ |
| ૭–૯ | ,, | ,, ૪૨ |
| ૧૦–૧૩ | ,, | ,, ૪૩ |
| ૧૩ ૧૬ | ,, | ,, ૪૪ |
| ૧૬-૧૭ | ,, | ,, ૪૫ |
| ૧૮ | ,, | ,, ૪૬ |
| ૧૯ | ,, | ૫–૯–૨૧ |
| ૨૦–૨૧ | ન. જી. | ૨૫-૯-૨૧ |

## ૯. હિંદુ-મુસલમાન એકતા. (૨)

| | | |
|---|---|---|
| ૧–૭ | ન. જી. | ૨૯ ૨–૨૦ |
| ૮ | ,, | ૨૩-૧૦-૨૧ |
| ૮–૯ | ,, | ૨૯ ૨ ૨૦ |
| ૧૦–૧૪ | ,, | ૧૬- ૩–૨૨ |

## ૧૦. હિંદુ-મુસલમાન એકતા. (૩)

| | | |
|---|---|---|
| ૧–૪ | ન. જી. | ૩૧ ૧૦–૨૦ |
| ૩ | ,, | ૨૩–૧૦–૨૧ |
| ,, | ,, | ૧૬–૧૦–૨૧ |
| ૪ | ,, | ૭–૧૨–૧૯ |
| ૫ | ,, | ૨૩–૧૦–૨૧ |
| ૬ | ,, | ૨૫–૯–૨૧ |
| ૭–૮ | ,, | ૩૧–૧૦–૨૦ |
| ૯ | ,, | ૨૩–૧૦–૨૧ |

| પેરા. | આધાર. | પૂ. નં. તા |
| --- | --- | --- |

**૧૧. ખાનદાનીનું બંધન**

| | | |
| --- | --- | --- |
| ૧–૩ | ન જી. | ૧૬–૧–૨૨ |
| ૪–૯ | ,, | ૩૦-૧-૨૧ |
| ૧૦–૧૮ | ,, | ૮–૧ ૨૨ |

**૧૨. નાની કોમોનું રક્ષણ.**

| | | |
| --- | --- | --- |
| ૧ | ન. જી. | ૨૪–૧૧ ૨૧ |
| ૨ | ,, | ૮–૧૨–૨૧ |
| ૩–૪ | ,, | ૧૩–૧૧-૨૧ |
| ૫ | ,, | ૮–૧૨–૨૧ |
| ૬–૭ | ,, | ૨૭ ૧૧-૨૧ |
| ૮ | ,, | ૨૪–૧૧–૨૧ |
| ૯ | ,, | ૪ ૧૨–૨૧ |
| ૧૦ | ,, | ૧૧-૧૨–૨૧ |
| ૧૧–૧૫ | ,, | ૭–૭–૨૧ |
| ૧૬ | ન. જી. | ૨૬–૬–૨૧ |
| ૧૭ | યં. ઇં. | ૮–૬–૨૧ |

**૧૩. આખરનો ઉપાય અહિંસા**

| | | |
| --- | --- | --- |
| ૧–૫ | ન. જી. | ૮–૧૨–૨૧ |

**૧૪. સામાન્ય ધર્મ.**

| | | |
| --- | --- | --- |
| ૧–૬ | ન જી. | ૨૫–૯–૨૧ |

**૧૫. લોકસત્તા અને ગુંડસત્તા**

| | | |
| --- | --- | --- |
| ૧–૪ | ન. જી. | ૧૨–૯–૨૦ |
| ૫ | ,, | ૯–૧૧–૧૯ |
| ૬ | ન જી. | ૨-૧૧-૧૯ |
| ,, | વિ. સ. | પૃ. ૧૦૭ |
| ૭ | ન. જી. | ૨૧-૧૨- ૯ |
| ૮–૧૫ | ,, | ૧૨–૯–૨૦ |
| ૧૬ | ,, | ૩૧–૭–૨૧ |

**૧૬. તોફાની તત્ત્વો ઉપર અંકુશ.**

| | | |
| --- | --- | --- |
| ૧ | ન. જી. | ૮–૧૨–૨૧ |
| ૨–૩ | ,, | ૧ –૩–૨૨ |
| ૪–૫ | ,, | ૪–૧૨–૨૧ |
| ૬ | ,, | ૨૭–૧૧–૨૧ |
| ૭ | અપ્રાપ્ત | |

**૧૭ રાજકીય પ્રવૃત્તિમાં સાધુઓની મદદ**

| | | |
| --- | --- | --- |
| ૧–૩ | ન. જી. | ૨૭–૧–૨૧ |
| ૪ | ,, | ૧૮–૯–૨૧ |
| ૫–૭ | ,, | ૨૭–૧–૨૧ |
| ૮ | ,, | ૨૧–૧૧–૨૦ |
| ૯–૧૨ | ,, | ૨૭–૧–૨૧ |

**૧૮ સ્વરાજ્યનો અર્થ.**

| | | |
| --- | --- | --- |
| ૧–૨ | ન. જી. | ૩૦–૧–૨૧ |
| ૩ | ,, | ૨૬–૧૨–૨૦ |
| ૪ | સ. | પૃ. ૬૯ |
| ૫ | ,, | ,, ૭૦ |
| ૬–૭ | ન. જી. | ૯–૧૦–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૮ | સ. | પૃ. ૭૦ |
| ૯ | વિ. સ. | „ ૯૧ |
| ૯-૧૩ | „ | „ ૯૨ |
| ૧૪-૧૭ | „ | „ ૯૩ |
| ૧૮-૨૦ | „ | „ ૯૪ |
| ૨૦ | „ | „ ૯૫ |
| ૨૧-૨૨ | „ | „ ૯૭ |
| ૨૧ | „ | „ ૯૮ |
| ૨૩-૨૫ | સ. | „ ૭૦ |
| ૨૬ | ન. જી. | ૨૬-૬-૨૧ |
| „ | „ | ૯-૧-૨૧ |
| ૨૭ | „ | ૬-૧૧-૨૧ |
| ૨૮ | „ | ૧૧-૧૨-૨૧ |
| ૨૯-૩૦ | „ | અપ્રાપ્ત |
| ૩૧-૩૨ | „ | ૪- ૨- ૧ |
| ૩૩ | „ | ૧૪-૮-૨૧ |
| ૩૪ | „ | અપ્રાપ્ત |
| ૩૫ | „ | ૫-૪-૨૦ |
| ૩૬ | „ | ૯-૬-૨૧ |
| ૩૭ | „ | ૧૪-૮-૨૧ |
| ૩૮ | યં. ઈ. | ૨૮-૭-૨૧ |
| ૩૯ | ન. જી. | ૩૦-૫-૨૦ |
| „ | „ | ૨-૨-૨૨ |
| ૪૦ | „ | ૨૨-૫-૨૧ |
| ૪૧ | „ | ૨૬-૬-૨૧ |
| ૪૨ | „ | ૯-૩-૨૧ |
| ૪૩ | „ | ૫-૨-૨૨ |

---

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧૯. સ્વરાજ્યની શરતો. | | |
| ૧ | સ. | પૃ. ૭૨ |
| ૨ | ન. જી. | ૨૭-૧-૨૧ |
| ૩ | „ | ૨૭-૧૧-૨૧ |
| ૪ | „ | ૧૫-૫-૨૧ |
| ૫ | „ | ૯-૨-૨૨ |
| ૬ | „ | ૪-૧૨-૨૨ |
| ૭-૮ | „ | ૧૮-૯-૨૧ |
| ૯ | „ | ૧૨-૨-૨૧ |
| ૧૦ | „ | ૨૯-૮-૨૦ |
| ૧૧ | „ | ૫-૪-૨૧ |
| „ | „ | ૩-૪-૨૧ |
| ૧૨-૧૩ | „ | ૧-૫-૨૧ |
| ૧૪ | અપ્રાપ્ત. | |
| ૧૫-૧૬ | ન. જી. | ૭-૮-૨૧ |
| ૧૬ | „ | ૨૯-૮-૨૦ |
| „ | „ | ૨૩-૯-૨૧ |
| ૧૭ | „ | ૮-૫-૨૧ |
| ૧૮-૧૯ | „ | ૮-૧૨-૨૧ |
| ૧૯ | „ | ૧૧-૧૨-૨૧ |
| ૨૦ | „ | ૪-૧૨-૨૧ |
| ૨૧ | પત્રો | નં. ૩૦ |
| ૨૨-૨૪ | ન. જી. | ૧૯-૬-૨૧ |
| ૨૫ | „ | ૨૨-૧૨-૨૧ |
| ૨૬ | „ | ૨૦-૧-૨૧ |
| ૨૭ | „ | ૧૬-૧-૨૧ |

| પેરા. | આધાર | પૃ. નં. તા. |
|---|---|---|
| ૨૮ | ન. જી. | ૨-૨-૨૨ |
| ૨૯ | „ | ૧૮-૧૨-૨૧ |
| „ | „ | ૨૨-૧-૨૨ |
| ૩૦ | „ | ૧૨-૬-૨૧ |
| ૩૧ | „ | ૪-૧૨-૨૧ |
| ૩૨ | „ | ૭-૮-૨૧ |
| ૩૩ | „ | ૧૨-૩-૨૨ |
| ૩૪ | „ | ૨૭૧-૧-૨૧ |
| ૩૫ | „ | અપ્રાપ્ય |
| ૩૬ | „ | ૧-૫-૨૧ |
| „ | „ | ૨૬-૬-૨૧ |
| ૩૭ | „ | ૧૨-૩-૨૨ |
| ૩૮-૩૯ | „ | ૧૨-૨-૨૨ |
| ૪૦ | „ | ૩ ૪-૨૧ |
| ૪૧-૪૪ | „ | ૧૬-૧૦-૨૧ |
| ૪૫ | „ | ૨૭-૧૧-૨૧ |
| ૪૬-૪૭ | „ | ૧૬-૧૦-૨૧ |
| ૪૮ | „ | અપ્રાપ્ય |
| ૪૯-૫૦ | „ | ૧૨-૨-૨૨ |
| ૫૧ | „ | ૨૭-[illegible]-૨૧ |
| ૫૨ | „ | ૨૯-૮ ૨૦ |
| ૫૩ | „ | ૫-૪-૨૧ |

### ૨૦. મરણભય.

| | | |
|---|---|---|
| ૧-૧૦ | ન. જી. | ૧૪-૮-૨૧ |
| ૧૧-૧૨ | „ | ૨૬-૨-૨૨ |
| ૧૩ | „ | ૨-૨-૨૨ |
| ૧૩-૧૪ | „ | ૩૦-૧૦-૨૧ |
| ૧૫ | „ | ૨૨-૧-૨૨ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

### ૨૧. શૂદ્રોનો માર્ગ.

| | | |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૬-૧૦-૨૧ |
| ૩ | „ | ૨૧-૧૧-૨૦ |
| „ | „ | ૧૭-૭-૨૧ |
| ૪ | „ | ૮-૧-૨૨ |
| ૫-૮ | „ | ૩-૧૧-૨૦ |
| ૯ | „ | ૪-૧૨-૨૧ |

### ૨૨. ઈશ્વર પ્રત્યેની જવાબદારી.

| | | |
|---|---|---|
| ૧-૧૨ | ન. જી. | ૧-૨-૨૨ |

### ૨૩. સત્યાગ્રહ અને આત્મબળ.

| | | |
|---|---|---|
| ૧ | હિં. સ્વ. | પૃ. ૭૪ |
| „ | „ | „ ૭૫ |
| ૨ | „ | „ ૭૭ |
| ૩ | „ | „ ૭૮ |
| ૪ | „ | „ ૭૯ |
| ૪ ૫ | „ | „ ૮૦ |
| ૬-૭ | „ | „ ૮૧ |
| ૮-૧૦ | „ | „ ૮૨ |
| ૧૧-૧૩ | „ | „ ૮૩ |
| ૧૩-૧૬ | „ | „ ૮૪ |
| ૧૭-૧૮ | „ | „ ૮૫ |
| ૧૯-૨૦ | „ | „ ૮૬ |

### ૨૪. સ્વરાજ્યનું કાર્ય.

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૬-૧-૨૧ |
| ૨ | „ | ૯ ૧-૨૧ |
| ૩ | „ | અપ્રાપ્ય. |
| ૪ | „ | ૧૬-૧-૨૧ |
| ૫ | „ | ૨૪-૪-૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. તાં. |
|---|---|---|
| ૫ | ન. જી. | ૯-૧૦-૨૧ |
| ,, | ,, | ૨૨-૧-૨૨ |
| ૬ | ,, | ૫-૫-૨૧ |
| ૭-૮ | ,, | ૧૬-૬-૨૧ |
| ૯-૧૧ | ,, | ૧૦-૭-૨૧ |

## ૨૫. દેશી રાજ્યો.

| પેરા. | આધાર. | પૃ. નં. તાં. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૫-૫-૨૧ |
| ૨ | હિં. સ્વ. | પૃ. ૬૩ |
| ,, | ,, | ,, ૬૪ |
| ૩ | વિ. સ. | પૃ. ૩૨૬ |
| ,, | ,, | ,, ૩૨૭ |
| ૪-૫ | હિં. સ્વ. | ,, ૬૪ |
| ૬ | ન. જી. | ૮-૧-૨૨ |
| ,, | ,, | ૧૫-૫-૨૧ |
| ૭ | ,, | ૨૩-૧૦-૨૧ |

## ૨૬. સ્વરાજ્યના દિવસો.

| પેરા. | આધાર. | પૃ. નં. તાં. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૪-૧૨-૨૧ |
| ,, | ,, | ૧૨-૧૨-૨૦ |
| ૨ | ,, | ૧૯-૩-૨૨ |
| ,, | ,, | ૩૦-૧-૨૧ |
| ૩ | ,, | ૪-૧૨-૨૧ |
| ૪ | વિ. સ. | પૃ ૮૯ |
| ૫-૬ | ન. જી. | ૧૨-૧૨-૨૦ |
| ૭-૯ | ,, | ૧૯-૩-૨૨ |
| ૮ | ,, | ૭-૯-૧૯ |
| ૧૦ | ,, | અપ્રાપ્ય |
| ૧૧ | ,, | ૧૯-૩-૨૨ |
| ૧૨ | ,, | ૩૦-૧૦-૨૧ |
| ૧૨-૧૫ | ,, | ૧૨-૬-૨૧ |

## ૨૭. સાથીઓને સુચના.

| પેરા. | આધાર. | પૃ. નં. તાં. |
|---|---|---|
| ૧-૨ | ન. જી. | ૩૦-૧૦-૨૧ |
| ૩ | ,, | ૨૨-૫-૨૧ |
| ૪ | ,, | ૨૭-૩-૨૧ |
| ૫ | ,, | ૧૦-૪-૨૧ |
| ૬-૭ | ,, | ૩-૪-૨૧ |
| ૮ | ,, | ૨૪-૧૧-૨૧ |
| ૯ | ,, | ૨૭-૧૧-૨૧ |
| ૧૦-૧૪ | ,, | ૨૪-૧૧-૨૧ |
| ૧૫-૧૮ | ,, | ૨૨-૫-૨૧ |
| ૧૯ | ,, | અપ્રાપ્ય. |
| ૨૦-૨૧ | યં ઇં | ૧૬-૨-૨૧ |
| ૨૨-૨૪ | ન. જી. | ૨૨-૫-૨૧ |
| ૨૫-૨૭ | ,, | ૩-૭-૨૧ |
| ૨૮-૨૯ | ,, | ૬-૧૨-૨૨ |
| ૩૦ | ,, | ૨૩-૧૧-૨૧ |

## ૨૮. રાષ્ટ્રીયધ્વજ.

| પેરા. | આધાર. | પૃ. નં. તાં. |
|---|---|---|
| ૧-૬ | ન. જી. | ૧૭-૪-૨૧ |
| ૭ | ,, | ૨૨-૫-૨૧ |

## ૨૯. મહાસભાનું સ્થાન.

| પેરા. | આધાર. | પૃ. નં. તાં. |
|---|---|---|
| ૧ | ન. જી. | ૨૦-૩-૨૧ |
| ૨ | ,, | ૩૦-૧-૨૧ |
| ૩ | ,, | ૮-૮-૨૦ |
| ૪ | ,, | ૩૦-૧-૨૧ |
| ૫ | ,, | ૧૧-૭-૨૦ |
| ,, | ,, | ૩૦-૧-૨૧ |
| ,, | ,, | ૫-૫-૨૧ |
| ૬-૭ | ,, | ૧૨-૩-૨૨ |
| ૮ | ,, | ૧૧-૧૨-૨૧ |

| પેરા. | આધાર. | પૃ. ન. તા. |
|---|---|---|

**૩૦. મહાસભાનું ધ્યેય.**

| | | |
|---|---|---|
| ૧–૧૯ | ન. જી. | ૨–૧–૨૧ |

**૩૧. સભાસદ અને પ્રતિનિધિનો ધર્મ.**

| | | |
|---|---|---|
| ૧–૪ | ન. જી. | ૫–૬–૨૧ |
| ૪ | ,, | ૧૬–૧૦–૨૧ |
| ૫ | ,, | ૧૫–૧૨–૨૧ |
| ૬ | ,, | ૯–૧–૨૧ |
| ૭ | ,, | ૧૫–૧૨–૨૧ |
| ૮ | ,, | ૮–૮–૨૦ |

**૩૨. મહાસભાનો કર.**

| | | |
|---|---|---|
| ૧–૬ | ન. જી. | ૫–૩–૨૨ |

**૩૩. તિલક સ્વરાજ્ય ફંડ.**

| | | |
|---|---|---|
| ૧–૫ | ન. જી. | ૧૬–૧–૨૧ |
| ૧ | ,, | ૫–૬ ૨૧ |

**૩૪. મહાસભા અને વકીલો**

| | | |
|---|---|---|
| ૧–૬ | ન. જી. | ૫–૪–૨૧ |

**૩૫ પાર્લામેન્ટની સ્થિતિ.**

| | | |
|---|---|---|
| ૧ | હિં. સ્વ. | પૃ. ૩૧ |
| ૨ | ,, | ,, ૩૨ |
| ૩ | ,, | ,, ૩૩ |
| ,, | ,, | ,, ૩૪ |
| ૪ | ,, | ,, ૩૫ |
| ,, | ,, | ,, ૩૬ |
| ૫ | ,, | ,, ૩૭ |
| ૬–૭ | ,, | ,, ૩૮ |
| ૭–૮ | ,, | ,, ૩૯ |
| ૯ | ,, | ,, ૪૦ |

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|

**૩૬. રાજવંશીનું સન્માન.**

| | | |
|---|---|---|
| ૧ | ન. જી. | ૧૧–૭–૨૦ |
| ૧–૨ | ,, | ૨૦–૭ ૨૧ |
| ૩ | ,, | ૩૦–૧૦–૨૧ |
| ૪–૭ | ,, | ૧૧–૭–૨૦ |
| ૭ | ,, | ૯–૧–૨૧ |
| ૮–૯ | ,, | ૩૦–૧૦–૨૧ |
| ૯ | ,, | ૨૪–૧૧–૨૧ |
| ,, | ,, | ૯–૧–૨૧ |
| ૧૦–૧૧ | ,, | ૧૧–૭–૨૦ |

**૩૭. પરદેશોમાં પ્રચાર.**

| | | |
|---|---|---|
| ૧–૪ | ન. જી. | ૨૩–૧–૨૧ |
| ૫–૬ | ,, | ૨૨–૧–૨૨ |

**૩૮. પરદેશો સાથે સંબંધ. (૧)**

| | | |
|---|---|---|
| ૧–૧૦ | ન. જી. | ૨૨–૫–૨૧ |

**૩૯. પરદેશો સાથે સંબંધ. (૨)**

| | | |
|---|---|---|
| ૧–૫ | ન. જી. | ૧૨–૬–૨૧ |
| ૬ | ,, | ૨૯–૫ ૨૧ |
| ૭–૧૧ | ,, | ૧૨–૬–૨૧ |

**૪૦. સરહદ પરના ભાઈઓ.**

| | | |
|---|---|---|
| ૧–૭ | ન. જી. | ૨૯–૫–૨૧ |
| ૮ | ,, | અપ્રાપ્ય |
| ૯ | ,, | ૨૯–૫–૨૧ |

